શેઠ કાલિદાસ વીરજી-સ્મારક-ગ્રંથમાળા : પુષ્પ ૧

# શ્રી પ્રતિક્રમણસૂત્ર



## પ્રબોધ-ટીકા

[ અષ્ટાંગ-વિવરણ ]

ભાગ પહેલો

[ સૂત્ર ૧ થી ૨૪ ]

લેખક :



ધીરજલાલ ટોકરશી શાહ

પ્રયોજક :

અમૃતલાલ કાલિદાસ દોશી, બી. એ.

સંશોધકો :

પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજીગણી
પંન્યાસ શ્રી ધુરંધરવિજયજીગણી
પંડિત શ્રી લાલચંદ ભ. ગાંધી

પ્રકાશક :

જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ

વિલેપારલે : મુંબઈ ૨૪.

પ્રકાશક:
ધીરજલાલ ટોકરશી શાહ
મંત્રી:
જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ,
જ્યોત, ઇરલા બ્રિજ, ઘોડબંદર રોડ.
વિલેપારલે, મુંબઈ ૨૪.

પહેલી આવૃત્તિ:
મૂલ્ય રૂપિયા પાંચ
વિ. સં. ૨૦૦૭



મુદ્રક:
રમણલાલ જીવણલાલ પટેલ,
વ્યવસ્થાપક, સાધના પ્રેસ,
રાવપુરા, વડોદરા.

# વિષયાનુક્રમ

# પ્રકાશકનું નિવેદન

૧. પ્રાતઃકાલે, સંધ્યાકાલે, પક્ષના અંતે, ચાતુર્માસના અંતે અને સંવત્સરના અંતે, એમ પાંચ વિવિધ સમયે જેનું અનુષ્ઠાન ઉચિત અને અવશ્ય-કરણીય મનાયેલું છે, તે "ષડાવશ્યકની ક્રિયા" જૈન સમાજમાં "**પ્રતિક્રમણ**"ના નામથી સુપ્રસિદ્ધ છે. તેનાં અંગે ગદ્ય અને પદ્ય-સ્વરૂપે અર્ધમાગધી પ્રાકૃત આદિ ભાષામાં જે સૂત્રો બોલવામાં આવે છે, તેનું નામ "**પ્રતિક્રમણ સૂત્ર**".

૨. આ સૂત્રસંગ્રહ મુખ્યત્વે શ્રાવક-શ્રાવિકાઓના પ્રતિક્રમણને લગતો છે, પરંતુ સાધુ-સાધ્વીની અને શ્રાવક-શ્રાવિકાની પ્રતિક્રમણની ક્રિયાઓમાં ઘણાં સૂત્રો સમાન છે અને થોડાં જ સૂત્રો જુદાં છે; એટલે તેનું નામ શ્રાદ્ધ-પ્રતિક્રમણ સૂત્રને બદલે માત્ર "**પ્રતિક્રમણ સૂત્ર**" રાખેલું છે.

૩. પ્રતિક્રમણની ક્રિયા સામાન્ય કે લૌકિક નથી, પરંતુ અ-સામાન્ય કે લોકોત્તર છે. તેથી જ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરવામાં તે નિમિત્તભૂત છે અને ભાવના ઉચિત અનુસંધાનપૂર્વક કરવામાં આવે તો ગમે તેવાં કઠિન કર્મોમાંથી પણ શીઘ્ર મુક્તિ અપાવે છે. કહ્યું છે કે—

> "आवस्सएण एएण, सावओ जइ वि बहुरओ होइ ।
> दुक्खाणमंतकिरिअं, काही अचिरेण कालेण ॥"

"જો કે શ્રાવક કર્મથી બહુ રત—બહુ ખરડાયેલો હોય તોપણ આ "આવશ્યકો" વડે તે બહુ ટૂંક સમયમાં દુઃખોનો અંત કરે છે."

૪. આ લોકોત્તર અને ભવ્ય ક્રિયામાં જે સૂત્રો બોલાય છે, તે સામાન્ય કોટિનાં નથી પણ અધ્યાત્મ અને યોગના ગૂઢ રહસ્યોથી

ભરેલાં છે અને જીવનની સર્વ ફૂટ સમસ્યાઓનો ઉકેલ કરનારાં છે. તેથી આ સૂત્રોનાં મનનચિંતન-સંપાદન-પ્રકાશન તથા પ્રચાર માટે પ્રબલ પુરુષાર્થ થવાની જરૂર છે.

૫. આ બાબતમાં દીર્ઘ અનુભવને અંતે અમને જણાયું કે તેનું સંપાદન-પ્રકાશન જો નીચેની રીતે થાય તો તેનાં ગૂઢ રહસ્યો બહાર આવે અને તેનાં ચિંતન-મનનથી આ ભવ્ય ક્રિયા પ્રત્યે પૂર્ણ સદ્‌ભાવ ઉત્પન્ન થાય અને તેના અનુષ્ઠાનમાં દિનપ્રતિદિન અધિક પ્રીતિ ઉત્પન્ન થતી જાય:—

(૧) સૂત્રોના પાઠની બરાબર શુદ્ધિ કરવી.

(૨) સૂત્રનાં નામોનો નિયત ક્રમ પ્રકાશિત કરવો.

(૩) પદ્યરૂપ સૂત્રો પદ્યરૂપે અને ગદ્યરૂપ સૂત્રો ગદ્યરૂપે છાપવા.

(૪) ગદ્યરૂપ સૂત્રોમાં સંહિતાનો ખ્યાલ કરીને પંક્તિઓ તથા વિરામચિહ્નો મૂકવાં.

(૫) પ્રાચીન ટીકાઓને આધારે સંસ્કૃત છાયા તૈયાર કરવી.

(૬) શબ્દોના અર્થનો વિચાર ઊંડાણથી કરવો.

(૭) અર્થનિર્ણય માટે યોગ્ય વિવેચન કરવું.

(૮) અર્થસંકલના નવેસરથી કરવી.

(૯) સૂત્રોની રચનામાં રહેલા ભાવોનો સળંગ પરિચય આપવો.

(૧૦) તેનાં આધારસ્થાનો વિષે બની શકે તેટલો પ્રામાણિક નિર્દેશ કરવો.

(૧૧) આ વિષયમાં પૂર્વાચાર્યોએ જે વિશાળ સાહિત્યની રચના કરી છે, તેનો બને તેટલો ઉપયોગ કરવો.

(૧૨) પ્રકાશન બને તેટલું સુંદર અને અદ્યતન પદ્ધતિએ કરવું.

૬. આ આવશ્યકતાને ખ્યાલમાં રાખીને સને ૧૯૪૮ના ઓક્ટોબર માસમાં (૧) મૂલ પાઠ, (૨) સંસ્કૃત છાયા, (૩) ગુજરાતી છાયા, (૪) સામાન્ય અને વિશેષ અર્થ, (૫) અર્થનિર્ણય, (૬) અર્થસંકલના, (૭) સૂત્રપરિચય અને (૮) આધારસ્થાન, એ આઠ અંગના વિવરણપૂર્વક "**પ્રબોધટીકા**" તૈયાર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તે મુજબ તરત જ કામ ચાલુ કરી દેવામાં આવ્યું. '**અષ્ટાંગ-વિવરણની સામાન્ય સમજૂતી**' અલગ આપવામાં આવી છે.

૭. આવી ટીકા તૈયાર કરવા માટે અનેક ગ્રંથોની જરૂર પડે તે સ્વાભાવિક છે, એટલે તે માટે એક ખાસ ગ્રંથાલય તૈયાર કરવામાં આવ્યું, જેનાં ગ્રંથોની સંખ્યા વધતી વધતી આજે લગભગ ૧૨૦૦ સુધી પહોંચી છે. આમાંના જે ગ્રંથો સાક્ષી તરીકે કે ખાસ આધારરૂપે લેવાયાં છે, તેની નોંધ '**આધારભૂત ગ્રંથોની યાદી**'માં આપવામાં આવી છે.

૮. આ કાર્ય માટે મુદ્રિત પુસ્તકો ઉપરાંત હસ્તલિખિત પોથીઓ જોવાની આવશ્યકતા લાગતાં નીચેના જ્ઞાનભંડારોની મુલાકાત લેવામાં આવી હતી :—

(૧) શ્રીઆત્મરામજી જૈન જ્ઞાનમંદિર—વડોદરા.
(જેમાં પ્રવર્ત્તક શ્રીકાંતિવિજયજી તથા શાંતમૂર્તિ મુનિરાજ શ્રીહંસવિજયજીનો શાસ્ત્રસંગ્રહ સામેલ છે.)

(૨) પ્રાચ્ય વિદ્યામંદિર—વડોદરા.

(૩) ભાંડારકર ઇન્સ્ટિટ્યુટ—પૂના.

(૪) શ્રીવિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિર—અમદાવાદ.

(૫) ડેલાનો ઉપાશ્રય—અમદાવાદ.
(૬) જૈનાનંદ પુસ્તકાલય—સૂરત.
(૭) શ્રી જૈન સાહિત્યમંદિર—પાલીતાણા.
(૮) શ્રી જૈન આત્માનંદસભા—ભાવનગર.
(૯) અભય જૈન જ્ઞાન-પુસ્તકાલય—બિકાનેર.
(૧૦) શ્રી જિનભદ્ર જૈન જ્ઞાનભંડાર—જેસલમેર.

આ ભંડારના વ્યવસ્થાપકોએ, અમારે જે જે પોથીઓની જરૂર હતી, તેનો ઉપયોગ ઘણી ખુશીથી કરવા દીધો તથા અમારું કાર્ય પૂરું થતાં સુધી તે અમારી પાસે રાખવાની પણ છૂટ આપી, તે માટે અમો તેમના અત્યંત આભારી છીએ.

આ પોથીઓ પૈકીની જે પોથીઓનો ઉપયોગ પાઠ-નિર્ણયમાં તથા અર્થ-નિર્ણયમાં કરવામાં આવ્યો છે, તેની યાદી '**ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત પોથીઓ**' તરીકે આપવામાં આવી છે.

૯. **સૂત્રોના ઉચ્ચારમાં** એકવાક્યતા જળવાઈ રહે તે માટે બને ત્યાં સુધી મૂલપાઠો જાળવી રાખ્યા છે, પરંતુ જ્યાં તે પાઠો અશુદ્ધ માલૂમ પડ્યા છે, ત્યાં તેની શુદ્ધિ કરવામાં આવી છે. જેમ કે '**જગ-ચિંતામણિ ચૈત્યવંદન.**'

૧૦ સૂત્રોની **સંસ્કૃત છાયામાં** શ્રીહરિભદ્રસૂરિકૃત આવશ્યક ટીકા, શ્રીહરિભદ્રસૂરિકૃત લલિત-વિસ્તરા ચૈત્યવંદન-વૃત્તિ, શ્રીહેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વિવરણ અને વંદારુવૃત્તિ વગેરેનો બને તેટલો ઉપયોગ કર્યો છે અને જે સૂત્ર પર કોઈ પણ પૂર્વાચાર્યની સંસ્કૃત છાયા ઉપલબ્ધ ન હતી, ત્યાં ભાષા અને અર્થના ધોરણે તેની સ્વતંત્ર રચના કરી છે. જેમ કે '**પંચિંદિય-સૂત્ર.**' છાયામાં બધાં પદો સંધિ વિના જ મૂકેલાં છે; જેથી પાઠકને તેનો અર્થ સમજવામાં સરળતા પડે.

૧૧. સૂત્રોના અર્થનો પ્રથમદર્શી સામાન્ય ખ્યાલ આવી જાય, તે માટે સંસ્કૃત છાયા પછી **ગુજરાતી છાયા** આપી છે, તેમાં સૂત્રના મૂળ ક્રમને જ જાળવી રાખ્યો છે અને જ્યાં વધારાના શબ્દો મૂકવા પડ્યા છે ત્યાં તેને કૌંસમાં દર્શાવ્યા છે. જેમ કે—'मिच्छा मि दुक्कडं'—'મિથ્યા (હો) મારું દુષ્કૃત્ય.'

૧૨. **સામાન્ય અને વિશેષ અર્થ**માં શબ્દસ્પર્શી અર્થનું વિવરણ કરેલું છે અને જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં તેની વ્યુત્પત્તિ તથા ટીકાકારોનાં પ્રમાણો પણ આપેલાં છે. 'चउविह-कसाय मुक्को,' 'पंचसमिओ,' 'तिगुत्तो' વગેરે શબ્દો પરનું વિવરણ જોવાથી એ વાતનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

૧૩. **અર્થ-નિર્ણય**માં મુખ્યત્વે પારિભાષિક અર્થો આપ્યા છે અને તેમાં પરંપરા કે સંપ્રદાયની માન્યતાઓ દર્શાવવામાં આવી છે. તે ઉપરાંત જરૂર લાગી ત્યાં કાલ અને ક્ષેત્રના સંબંધથી પણ યોગ્ય પરિચયો આપવામાં આવ્યા છે. જેમ કે 'रिसह सत्तुंजि' 'उज्जिंति पहु नेमिजिण' 'सचउर मंडण,' 'महुरि पास दुहदुरिअखंडण.'

આ બંને અર્થવિભાગોમાંથી પાઠકોને સૂત્રગત શબ્દો અને તેની વિશિષ્ટ યોજનાથી આવિર્ભૂત થતા ભાવોનો સારી રીતે ખ્યાલ આવી શકશે.

૧૪. અર્થ-વિભાગ પૂરો થયા પછી **અર્થ-સંકલના** આપવામાં આવી છે. તેમાં જે સરળતા અને સ્પષ્ટતા લાવવાનો પ્રયત્ન થયેલો છે, તેનો ખ્યાલ '**તસ્સ ઉત્તરી સૂત્ર**,' '**કરેમિ ભંતે સૂત્ર**' તથા '**પુક્ખરવર સૂત્ર**' આદિનું બારીક નિરીક્ષણ કરવાથી આવી શકશે.

૧૫. **સૂત્રપરિચય**માં સૂત્રની અંતર્ગત રહેલા ભાવોનું વિશિષ્ટ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેમ કરતાં કેટલાક સ્થળે

અન્ય દર્શનકારોના મતની તુલના પણ કરેલી છે. તે ઉપરાંત સૂત્રનું નામકરણ, સૂત્રશૈલીની વિશિષ્ટતા અને સૂત્ર પર રચાયેલા સાહિત્યનો પરિચય પણ આ જ અંગમાં આપેલો છે.

૧૬. આ સૂત્રોનો નિર્દેશ આપણા પ્રમાણભૂત સાહિત્યમાં ક્યાં ક્યાં મળે છે, તે **આધાર-સ્થાન**માં દર્શાવ્યું છે.

૧૭. **સૂત્રોનાં નામમાં એકવાક્યતા** લાવવા માટે પહેલું **પ્રાકૃત** નામ આપ્યું છે અને તે તે નામો ક્યાં વપરાયેલાં છે તે અર્થ-નિર્ણયના પ્રારંભમાં જ જણાવેલું છે. તે પછી **સંસ્કૃત** નામ આપ્યું છે; જે મોટા ભાગે પ્રાકૃત-નામની કે તેના પર્યાય-નામની જ છાયા છે. આમ છતાં કેટલાંક નામો નવીન પણ મૂકવા પડ્યાં છે અને તેમાં પ. પૂ. આગમોદ્ધારક શ્રીમદ્ આનંદસાગર સૂરીશ્વરજીએ સંપાદિત કરેલું '**षडावश्यक सूत्राणि**' વિશેષ ઉપયોગી થયું છે. ત્યાર પછી **ગુજરાતી** નામ આપ્યું છે, જે નિત્ય વપરાશમાં છે.

૧૮. "**પ્રબોધટીકા**" ત્રણ વિભાગમાં પ્રકટ થાય તેવી યોજના છે. તે પૈકીના આ **પહેલા ભાગમાં** ૧ થી ૨૪ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જેમાં નિત્યોપયોગી સામાયિક અને ચૈત્યવંદનનો ભાગ પૂરેપૂરો આવી જાય છે. આ સૂત્રો ઉપરાંત આ ભાગમાં (૧) સામાયિક લેવાનો વિધિ, (૨) સામાયિક લેવાના વિધિ અંગેની સમજ, (૩) સામાયિક પારવાનો વિધિ, (૪) સામાયિક પારવાના વિધિ અંગેની સમજ, (૫) મુહપત્તી-પડિલેહણનો વિધિ, (૬) ચૈત્યવંદનનો વિધિ, (૭) ચૈત્યવંદન-વિધિ અંગેની સમજ અને (૮) પૂજાની પરિભાષા એ આઠ બાબતો આપવામાં આવી છે, જેથી તે તે ક્રિયાનું અનુષ્ઠાન કરવા ઇચ્છનાર સમજ અને શુદ્ધિપૂર્વક કરી શકે.

૧૯. આ વિષયો પૂરા થયા પછી "**કિંચિદ્વક્તવ્ય**" **સાથે** "**પાંચ પરિશિષ્ટો**" આપવામાં આવ્યા છે, જેમાંનું પહેલું પરિશિષ્ટ

'ષડાવશ્યક' વિષેનું છે. આ પરિશિષ્ટમાં અનુયોગદ્વારસૂત્ર તથા ચઉસરણ પયન્નામાંથી ષડાવશ્યકને લગતાં સૂત્રો અર્થ સાથે આપવામાં આવ્યા છે, જેથી વાચકને તેની પ્રામાણિકતાસંબંધી યથાર્થ ખ્યાલ આવી શકે. બીજું પરિશિષ્ટ **'સામાયિકની સાધના'** નામનું છે, જેમાં 'સામાયિક એ શું છે તથા તેની સાધના કેવી રીતે કરવી જોઈએ?' તે સંબંધી વિસ્તારથી વિવેચન કરેલું છે. ત્રીજું પરિશિષ્ટ **'ચતુર્વિંશતિ રહસ્ય'** નામનું છે, તેમાં 'ચતુર્વિંશતિ-સ્તવ એ શું છે તથા તેમાં કેવું ગૂઢ રહસ્ય રહેલું છે?' તે વિસ્તારથી દર્શાવવામાં આવ્યું છે. તેમાં દર્શાવેલા સ્તવનના વિભાગો ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે. ચોથું પરિશિષ્ટ શ્રીમાન્ હરિભદ્રસૂરિએ રચેલા અતિમનનીય ઓગણીસ પંચાશકો પૈકીનું ત્રીજું પંચાશક છે, જેનો મુખ્ય વિષય **'જૈનચૈત્યનો વંદન વિધિ'** છે. આ આખું પંચાશક મૂળ શ્લોક, ભાષાંતર તથા જરૂરી સ્પષ્ટીકરણ સાથે આપવામાં આવ્યું છે, તેથી પાઠકોને ચૈત્યવંદનની ગંભીરતા સમજાશે અને તેની પાછળ રહેલી અત્યુત્તમ યોજનાનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે. પાંચમું પરિશિષ્ટ **'ધર્મોપકરણો'** નામનું છે, જેમાં (૧) સ્થાપનાચાર્ય, (૨) મુહપત્તી, (૩) જપમાલિકા (નોકારવાળી) અને (૪) દંડપ્રોંછણક-રજોહરણ-ચરવળો' એ ચાર ઉપકરણોના શાસ્ત્રીય પ્રમાણોનો સંગ્રહ આપેલો છે. આ પરિશિષ્ટોનું અધ્યયન કરનાર સામાયિક, ચતુર્વિંશતિસ્તવ અને ચૈત્યવંદનની ક્રિયામાં રહેલી અનુપમ યોગસાધના તથા અપૂર્વ આધ્યાત્મિકતાનો ખ્યાલ સારી રીતે મેળવી શકશે.

૨૦. આ ટીકામાં જે વિશિષ્ટ શબ્દો વપરાયેલા છે અને જે વિવિધ વિષયો ચર્ચાયેલા છે તેનો સળંગ ખ્યાલ પરિશિષ્ટો પછી આપવામાં આવેલી **'શબ્દ-વિષય-સૂચિ'** પરથી આવી શકશે.

આશરે હજાર શબ્દોની આ અનુક્રમણિકા જૈન તત્ત્વજ્ઞાન, આચાર

અને જૈન ધર્મનું સામાન્ય જ્ઞાન આપવા માટેના એક સંક્ષિપ્ત કોષની ગરજ સારે તેવી છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

૨૧. છેવટે '**વિશેષ નામોની અનુક્રમણિકા**' આપવામાં આવી છે, જેમાંનો '**વ્યક્તિવિશેષ**' ભાગ ઐતિહાસિક દૃષ્ટિએ અને '**સ્થાનવિશેષ**' ભાગ ભૌગોલિક દૃષ્ટિએ મહત્ત્વનો છે. આશા છે કે તે વિષયના જિજ્ઞાસુ પાઠકોને તે રસદાયક પુરવાર થશે.

૨૨. ગ્રંથો અંગેની '**સંકેતસૂચિ**' તથા '**શુદ્ધિપત્રક**' પ્રાસ્તાવિક વિભાગમાં આપી દીધેલ છે, તેનો કાળજીપૂર્વક ઉપયોગ કરવાની ભલામણ છે.

૨૩. પ્રબોધટીકાનું લખાણ આ સ્વરૂપે તૈયાર કરવામાં સહુથી વધારે સહાય પૂર્વાચાર્યોકૃત ટીકાઓની મળી છે; તેમાંયે શ્રીભદ્રબાહુ-સ્વામીએ રચેલી આવશ્યક નિર્યુક્તિ, શ્રીજિનભદ્રગણી ક્ષમાશ્રમણનું વિશેષાવશ્યક ભાષ્ય, શ્રીજિનદાસગણી મહત્તરની આવશ્યક ચૂર્ણી, શ્રી-હરિભદ્રસૂરિકૃત આવશ્યક ટીકા, શ્રીહેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ વિવરણ ખૂબ જ ઉપયોગી નીવડ્યાં છે; તેથી એ સર્વે આચાર્યોનો અને તેમના સાહિત્યનું સંરક્ષણ કરનાર શ્રમણો અને શ્રાવકોનો આભાર માનીએ છીએ.

૨૪. નીચેના મહાનુભાવોએ અગત્યનો ફાળો આપેલો છે, તે માટે તેમનો હાર્દિક આભાર માનવામાં આવે છે :—

**શેઠ શ્રી અમૃતલાલ કાલિદાસ દોશી, બી. એ.,** જેઓ સંસ્કૃત અને પ્રાકૃતના ખાસ અભ્યાસી ઉપરાંત યોગના વિષયોમાં રસ લે છે, તેમણે આ લખાણને ખૂબ પરિશ્રમથી તપાસ્યું છે, સુધાર્યું છે, ફરી સુધાર્યું છે અને તેમાં કોઈ ક્ષતિ રહી ન જાય તે માટે પુષ્કળ કાળજી રાખી છે; તેમજ તેના અંગે ખર્ચ કરવામાં જરા યે સંકોચ રાખ્યો

નથી. તેમણે આ પ્રકાશનમાં દાખવેલા 'રસ, પરિશ્રમ અને કાળજી' દરેકને માટે અનુકરણીય છે.

**પંડિતશ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધી,** જેઓ છેલ્લા ત્રીસ વર્ષથી વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરમાં જૈન પંડિત તરીકે કામ કરે છે અને પ્રાકૃત ભાષાઓના નિષ્ણાત તરીકે સારી ખ્યાતિ મેળવી ચૂક્યા છે, તેમણે આ લખાણને સાદ્યંત તપાસી આપ્યું છે અને યથાશક્તિ-યથામતિ સંશોધિત કરેલું છે. તે ઉપરાંત આ ગ્રંથના પત્રશોધનમાં પણ તેમણે સુંદર ફાળો આપેલો છે.

**પંન્યાસ મહારાજ શ્રી ધુરંધરવિજયજી ગણી,** જેઓ જૈનદર્શનના પરમ અભ્યાસી ઉપરાંત સંસ્કૃત અને પ્રાકૃતભાષાના પરમ જ્ઞાતા છે તથા ન્યાયના વિષયમાં અતિ નિપુણતા ધરાવે છે, તેમણે આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રીવિજયઅમૃતસૂરીશ્વરજીની નિશ્રામાં રહીને આ લખાણને સાદ્યંત તપાસ્યું છે અને યથાશક્તિ-યથામતિ સંશોધિત કરેલું છે. વળી પોતાના અનેક વ્યવસાયોમાંથી સમય કાઢીને આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત લખી આપવામાં પણ સુંદર સહકાર આપેલો છે.

**પંન્યાસ મહારાજ શ્રીભદ્રંકર વિજયજી ગણી,** જેઓ જૈન તેમજ જૈનેતર દર્શનોના ખાસ અભ્યાસી છે, યોગ અને અધ્યાત્મના વિષયમાં નિષ્ણાત છે તથા જેમણે આવશ્યક નિર્યુક્તિ અને હરિભદ્ર-સૂરીશ્વરજીના ગ્રંથોનું ઊંડું મનન કરેલું છે, તેમણે આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજીની નિશ્રામાં રહીને આ લખાણને સાદ્યંત તપાસી યથાશક્તિ-યથામતિ સંશોધિત કરી આપેલું છે, તેમજ પોતાના અનેક વ્યવસાયોમાંથી સમય કાઢીને આ ગ્રંથનો વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખી આપવામાં ખાસ પરિશ્રમ ઉઠાવેલો છે.

**વિદ્વદ્રત્ન મુનિરાજ શ્રીપુણ્યવિજયજી,** જેઓ જૈન સાહિત્યના પરમ અભ્યાસી છે તથા ઇતિહાસ, પુરાતત્ત્વ અને જ્ઞાનભંડારોની વ્યવસ્થામાં અતિ નિપુણતા ધરાવે છે, તેમણે વડોદરા, અમદાવાદ અને જેસલમેર ખાતેની તેમની સ્થિરતા દરમિયાન અમોને અગત્યની સૂચનાઓ તથા જોઈતી પોથીઓ આપીને વિશિષ્ટ માર્ગદર્શન આપેલું છે.

૨૫. તે ઉપરાંત અનેક આચાર્યો, મુનિવરો અને ગૃહસ્થોએ આ કાર્યમાં અમને એક યા બીજા પ્રકારે સહાય આપી છે, તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ.

૨૬. આ ગ્રંથને બને તેટલો શુદ્ધ અને સુંદર રીતે છાપી આપવા માટે સાધના પ્રેસના વ્યવસ્થાપક શ્રી. રમણલાલ પટેલનો પણ આભાર માનીએ છીએ.

૨૭. **પ્રબોધટીકાના બીજા ભાગમાં** 'भगवानहं' સૂત્ર ૨૫ થી લઈને 'भरहेसर सज्झाओ' સૂત્ર ૪૪ સુધીનાં ૨૦ સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેનું તમામ લખાણ આજ ઢબે તૈયાર થઈ ગયું છે અને શેઠશ્રી અમૃતલાલ કાલિદાસ દોશીએ, પંડિત શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ, પંન્યાસ મહારાજ શ્રીધુરંધરવિજયજી-ગણીએ તથા પંન્યાસ મહારાજ શ્રી ભદ્રંકરવિજયજીગણીએ તેનું યથાશક્તિ-યથામતિ સંશોધન કરેલું છે, એટલે તેના મુદ્રણકામની શરૂઆત કરી દેવામાં આવી છે.

૨૮. **પ્રબોધટીકાના ત્રીજા ભાગમાં** બાકીનાં સૂત્રો, પ્રતિ-ક્રમણની વિધિઓ તથા સ્મરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ભાગનું લખાણ તૈયાર કરવા માટે વિપુલ સાહિત્યસામગ્રી એકઠી કરવામાં આવી છે અને તેનું સંશોધન પણ સ્વીકૃત ધોરણે જ થશે. અમે

આશા રાખીએ છીએ કે આ બંને ભાગો આવતા વર્ષમાં પાઠકોના હાથમાં આવી જશે.

૨૯. પ્રબોધટીકાનો પહેલો ભાગ '**શેઠ કાલિદાસ વીરજી સ્મારક ગ્રંથમાલા**'ના પહેલા પુષ્પ તરીકે પ્રકટ થાય છે અને બીજા ભાગો પણ આ જ ગ્રંથમાળામાં ઉત્તરોત્તર પ્રકટ થશે. તેના સઘળા ખર્ચની વ્યવસ્થા જામનગરનિવાસી સદ્‌ગત શેઠશ્રી કાલિદાસ વીરજીના વિધવા બાઈ સંતોકબાઈએ કરેલા '**શેઠ હીરાલાલ કાલિદાસ દોશી જૈન ટ્રસ્ટ**'ના બંધારણની રૂએ '**જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ**'ને માટે નિયત થયેલી રકમમાંથી કરવામાં આવી છે. તે માટે પૂજ્ય માતુશ્રી સંતોકબાઈ, તેમના સુપુત્ર શેઠશ્રી અમૃતલાલભાઈ અને એ ટ્રસ્ટની વ્યવસ્થા કરનાર અજીત ઇન્વેસ્ટમેન્ટ કંપની લિ. જામનગરના ડાયરેક્ટરોનો ખાસ આભાર માનીએ છીએ.

૩૦. **પ્રબોધટીકાનું આ પ્રકાશન**—(૧) પૂજ્ય સાધુ-સાધ્વીઓને આવશ્યક સૂત્રની ગંભીરતાનો ખ્યાલ આપવામાં ઉપયોગી નીવડશે; (૨) શ્રાવક-શ્રાવિકાઓને આવશ્યક ક્રિયામાં રસ પેદા કરશે; (૩) પાઠશાળાના શિક્ષકોને ધાર્મિક શિક્ષણ આપવામાં ઉપયોગી ભોમિયાની ગરજ સારશે; (૪) જેઓ વ્યાવહારિક જ્ઞાનથી વિભૂષિત છે, પણ ધાર્મિક શિક્ષણનાં સંસ્કારો પામેલા નથી, તેમને ધાર્મિક વિષયમાં રસ પેદા કરશે; (૫) જેઓ છાત્રાલયો, શાળાઓ તથા વિદ્યાલયોમાં અભ્યાસ કરી રહ્યા છે તેમને પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થશે; અને (૬) જેઓ જૈનધર્મના આચાર-વિચારનું જ્ઞાન મેળવવા ઇચ્છે છે, તેમને રસતૃપ્તિ સાથે આવશ્યક જ્ઞાન આપશે, એમ અમારું માનવું છે.

૩૧. આ ટીકાના પ્રકાશનથી જો પાઠકોને જૈનધર્મના સુવિહિત અનુષ્ઠાનોમાં રસ ઉત્પન્ન થશે અને તેમાં સમજપૂર્વકની પ્રવૃત્તિ થવા

લાગશે તો અમારો પ્રયાસ સાર્થક થયો છે, એમ માનીશું અને આવી જ બીજી કૃતિઓ રજૂ કરવાનો પ્રયત્ન કરીશું.

૩૨. આ ગ્રંથના સંપાદન અને પ્રકાશનમાં અજ્ઞાન, મોહ અને પ્રમાદાદિ દોષોથી જે કંઈ ત્રુટિઓ રહી જવા પામી હોય, તે માટે અમો ખરા અંતઃકરણથી ચતુર્વિધ સંઘની ક્ષમા માગીએ છીએ અને બહુશ્રુતોને વિનંતિ કરીએ છીએ કે તેમણે અમારા પર અનુગ્રહ કરીને આ ગ્રંથમાં રહી ગયેલી ક્ષતિઓનું સંશોધન કરવું અને તે અમને ઉદાર ભાવે લખી જણાવવું, જેથી આ ગ્રંથની બીજી અવૃત્તિમાં યોગ્ય સુધારો-વધારો થઈ શકે.

૩૩. આ ગ્રંથની જોડણી ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલા સાર્થ ગુજરાતી જોડણીકોશની ચોથી આવૃત્તિ મુજબ રાખેલી છે.

૩૪. છેવટે, જૈન આચાર તથા જૈનસાહિત્યના વિકાસ અને પ્રચારમાં ચતુર્વિધ સંઘ ખૂબ જ રસ લેતો થાય, એવી મંગલ કામના સાથે વિરમીએ છીએ.

'જ્યોત,' ઇરલા બ્રિજ,
ઘોડબંદર રોડ,
વિલેપારલે, મુંબઈ ૨૪.
તા. ૧૪-૫-'૫૧.

સેવક
**ધીરજલાલ ટોકરશી શાહ**
મંત્રી,
**જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ**

# અષ્ટાંગ-વિવરણની સામાન્ય સમજૂતી.

## પહેલું અંગ-મૂલપાઠ

આ અંગમાં પરંપરાથી નિર્ણીત થયેલો તથા વિવિધ પોથીઓના આધારે શુદ્ધ કરેલો પાઠ આપેલો છે.

## બીજું અંગ-સંસ્કૃત છાયા

આ અંગમાં સમજવાની સરળતા ખાતર મૂલપાઠના ક્રમ પ્રમાણે સંધિ કર્યા વિનાનાં સંસ્કૃત પદો આપેલાં છે.

## ત્રીજું અંગ-ગુજરાતી છાયા

આ અંગમાં મૂલપાઠના ક્રમ પ્રમાણે ગુજરાતી પદો આપેલાં છે.

## ચોથું અંગ-સામાન્ય અને વિશેષ અર્થ

આ અંગમાં વ્યુત્પત્તિ અને ભાષાના ધોરણે દરેક પદના સામાન્ય અને વિશેષ અર્થો આપેલા છે.

## પાંચમું અંગ-અર્થ-નિર્ણય.

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે થતો પદો અને વાક્યોના અર્થનો નિર્ણય જણાવેલો છે.

## છઠ્ઠું અંગ-અર્થ-સંકલના

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે નિર્ણીત થયેલા અર્થની સંકલના શુદ્ધ ગુજરાતીમાં આપેલી છે.

## સાતમું અંગ-સૂત્ર-પરિચય

આ અંગમાં સૂત્રની અંતર્ગત રહેલો ભાવ તથા તેની રચના અંગેનું મહત્ત્વ દર્શાવેલું છે.

## આઠમું અંગ-આધાર-સ્થાન

આ અંગમાં પાઠનો મૂળ આધાર કયા સૂત્ર, સિદ્ધાંત કે માન્ય ગ્રન્થોમાં મળે છે, તે જણાવેલું છે.

# આધારભૂત ગ્રન્થોની યાદી

[ પ્રથમ ગ્રન્થનું નામ આપેલું છે, તેની સામે કર્તાનું નામ દર્શાવેલું છે તથા બીજી પંક્તિમાં તે ગ્રન્થને પ્રકાશિત કરનાર સંસ્થાનું નામ અને પ્રકાશન-વર્ષ વિ. સં. ( વિક્રમ સંવત ), વીર સં. ( વીર સંવત ) કે ઈ. સ. માં દર્શાવેલું છે. ]

૧ **અર્થકલ્પલતાટીકા** — શ્રીજિનપ્રભસૂરિ

૨ **શ્રીમદન્તકૃદ્દશાનુત્તરોપપાતિકદશાવિપાકશ્રુતાનિ** — શ્રીસુધર્માસ્વામી
શ્રી આગમોદય સમિતિ, સુરત. ( વિવરણ-અભયદેવસૂરિ ) વિ. સં. ૧૯૭૬

૩ **અનુયોગદ્વારસૂત્ર**
શ્રી આગમોદય સમિતિ, સુરત.

૪ **અનુયોગદ્વારચૂર્ણિ** — શ્રી જિનદાસગણિ મહત્તર
શ્રીઋષભદાસજી કેશરીમલજી, જૈન શ્વે. સંસ્થા, ઈ. સ. ૧૯૨૮

૫ **આચારાંગસૂત્ર ભાગ ૧-૨** — શ્રીસુધર્માસ્વામી ( વૃત્તિ-શિલાંકાચાર્ય )
શ્રી સિદ્ધચક્ર સાહિત્યપ્રચારક સમિતિ, સુરત. વિ. સં. ૧૯૯૧

૬ **આચારાંગનિર્યુક્તિ ભાગ ૧-૨** — શ્રી ભદ્રબાહુસ્વામી
શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ, સુરત.

૭ **આચાર-દિનકર ભાગ-૧-૨.** — શ્રી વર્ધમાનસૂરિ
શ્રી ખરતરગચ્છ ગ્રન્થમાળા. વિ. સં. ૧૯૭૮-૭૯

૮ આવશ્યકસૂત્રમૂળ—સુધર્માસ્વામી; નિર્યુક્તિ-શ્રી ભદ્રબાહુ-સ્વામી; ટીકા—શ્રીહરિભદ્રસૂરિ

શ્રી આગમોદય સમિતિ. વિ. સં. ૧૯૭૨-૭૩

૯ આવશ્યકચૂર્ણિ — શ્રી જિનદાસગણિ મહત્તર

શ્રીઋષભદેવજી કેશરીમલજી, શ્વે. સંસ્થા, રતલામ. વિ. સ. ૧૯૮૬

૧૦ આવશ્યકટીકા — શ્રી મલયગિરિજી

શ્રી આગમોદય સમિતિ. વિ. સં. ૧૯૮૪

૧૧ ઓઘનિર્યુક્તિ — શ્રીભદ્રબાહુસ્વામી

શ્રીઆગમોદય સમિતિ, સુરત. (વૃત્તિ-દ્રોણાચાર્ય) વિ. સં. ૧૯૭૫

૧૨ ઔપપાતિક સૂત્ર — શ્રીસુધર્માસ્વામી (દ્રોણાચાર્યશોધિત વૃત્તિ)

પં. ભૂરાલાલ કાળીદાસ, અમદાવાદ. વિ. સં. ૧૯૯૪

૧૩ કર્મગ્રન્થ. ભાગ ૧ થી ૬ — શ્રીદેવેન્દ્રસૂરિ

શ્રી આત્માનંદ જૈન પુસ્તકપ્રચારક મંડળ, આગ્રા.

૧૪ કલ્પસૂત્ર (બારસાસૂત્ર-સચિત્ર) — શ્રીભદ્રબાહુસ્વામી

શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૮૯

૧૫ કાવ્યાનુશાસન — શ્રીહેમચંદ્રાચાર્ય

૧૬ ગુર્જર સાહિત્યસંગ્રહ, ભાગ ૧ — શ્રી યશોવિજયજી (પંચપરમેષ્ટિ ગીતા)

બાલચંદ ગોપાળજી, મુંબઈ. વિ. સં. ૧૯૯૨

૧૭ ચતુઃશરણાદિમરણસમાધ્યન્તપ્રકરણ પ્રકીર્ણદશકમ્ (છાયાયુતં)—શ્રુત સ્થવિર

શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૮૩

૧૮ **ચેઇયવંદણ મહાભાસ** — શ્રી શાન્ત્યાચાર્ય
શ્રી આત્માનંદ જૈનસભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૭

૧૯ **ચૈત્યવંદન-કુલકવૃત્તિ** — શ્રી જિનકુશલસૂરિ
શ્રી જિનદત્તસૂરિ પુસ્તકભંડાર, સુરત. વિ. સં. ૧૯૭૬

૨૦ **જિનરત્નકોશ** ભાગ ૧. — હરિદામોદર વેલણકર, એમ. એ.
શ્રી ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટ પૂના, ઈ. સ. ૧૯૪૪

૨૧ **જીવવિચાર** (પ્રકરણ) — શ્રીશાન્તિસૂરિ
શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર. વિ. સં. ૧૯૬૨

૨૨ **શ્રી જીવાજીવાભિગમ-**ઉપાંગ — (વિવરણ-મલયગિરિજી)
દે. લા. જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા. વિ. સં. ૧૯૭૫

૨૩ **જૈન તત્ત્વાદર્શ**—ઉત્તરાર્ધ — શ્રીવિજયાનંદસૂરિ
શ્રી આત્માનંદ જૈન સભા (પંજાબ) વિ. સં. ૧૯૯૨

૨૪ **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ભાગ ૧-૨** — શ્રી સુધર્માસ્વામી
(વૃત્તિ-શ્રી શાન્તિચન્દ્ર)
દે. લા. જૈન પુસ્તકોદ્ધારક સંસ્થા. વિ. સં. ૧૯૭૬

૨૫ **જ્ઞાતધર્મકથા** — શ્રી સુધર્માસ્વામી (ટીકા-અભયદેવસૂરિ)
શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૫

૨૬ **તત્ત્વાર્થસૂત્ર** — શ્રી ઉમાસ્વાતિજી
શ્રી આત્માનંદ જન્મશતાબ્દિ સ્મારક ટ્રસ્ટ બોર્ડ, મુંબઈ
વિ. સં. ૧૯૯૬

૨૭ **તત્ત્વાર્થ ટીકા** — શ્રી યશોવિજયજી

૨૮ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર પર્વ ૧–૧૦ શ્રી હેમચંદ્રાચાર્ય
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર. પર્વ, ૧-૨ વિ. સં. ૧૯૮૯
,, ૩-૪-૫-૬ ,, ૧૯૯૭
,, ૭ ,, ૧૯૯૦
,, ૮-૯ ,, ૧૯૯૫
,, ૧૦ ,, ૧૯૮૨

૨૯ દશવૈકાલિકસૂત્ર શ્રીશય્યંભવસૂરિ (ટીકા હરિભદ્રસૂરિ)
દે. લા. પુસ્તકોદ્ધારક સંસ્થા. વિ. સં. ૧૯૭૪

૩૦ દેવવંદનભાષ્ય દેવેન્દ્રસૂરિ (સંઘાચાર વૃત્તિ)
શ્રી ઋષભદેવજી કેશરીમલજી શ્વે. સંસ્થા, રતલામ. વિ. સં. ૧૯૯૪

૩૧ ધર્મપરીક્ષાનો રાસ શ્રીનેમવિજયજી
ચીમનલાલ સાકલચંદ મારફતિયા, મુંબઈ. વિ. સં. ૧૯૫૩

૩૨ ધર્મબિન્દુ શ્રીહરિભદ્રસૂરિ
(વૃત્તિ-મુનિચન્દ્રાચાર્ય)
શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૮૦

૩૩ ધમ્મોવએસમાલા-વિવરણ શ્રી જયસિંહસૂરિ
સિંઘી જૈનશાસ્ત્ર શિક્ષાપીઠ, મુંબઈ વિ. સં. ૨૦૦૬

૩૪ ધર્મરત્નપ્રકરણ શ્રીશાન્તિસૂરિ (વ્યાખ્યા-દેવેન્દ્રસૂરિ)
ભા. ૧ શ્રી જૈન આત્માનંદ સભા, ભાવ. વિ. સં. ૧૯૭૦
ભા. ૨ કાળા મીઠા–ઘોઘા બંદર. વિ. સં. ૧૯૬૨

૩૫ ધર્મસંગ્રહ ભાગ ૧-૨ શ્રીમાનવિજયજી ઉપા૦
દે. લા. પુસ્તકોદ્ધારક સંસ્થા· વિ. સં. ૧૯૭૧

૩૬ **નમસ્કાર-માહાત્મ્ય** શ્રી સિદ્ધસેન

૩૭ **નવતત્ત્વપ્રકરણ** શ્રી પૂર્વાચાર્ય

પં. ભગવાનદાસ હરખચંદ અમદાવાદ. વિ. સં. ૧૯૯૧

૩૮ **નિર્વાણ-કલિકા** શ્રીપાદલિપ્તાચાર્ય

શ્રી મોહનલાલજી જૈન ગ્રંથમાળા, મુંબઈ. વિ. સં. ૧૯૮૨

૩૯ **નિશીથચૂર્ણિ** શ્રીજિનદાસગણિ મહત્તર

૪૦ **નંદીસૂત્રવ્યાખ્યા** શ્રી દેવવાચક ક્ષમાશ્રમણ (વૃત્તિ-જિનદાસગણિ)

શ્રીઆગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૮૦

૪૧ **શ્રી પંચપરમેષ્ઠિ-ગુણરત્નમાળા** રામવિજય પાઠક (ખરતર)

શ્રીજૈન આત્માનંદ સભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૯

૪૨ **પંચાશક** શ્રીહરિભદ્રસૂરિ (ટીકા-શ્રીઅભયદેવસૂરિ)

વીર સં. ૨૪૩૮

૪૩ **પાક્ષિકસૂત્રવિવરણ** શ્રીયશોદેવસૂરિ

દે. લા. જૈન પુસ્તકોદ્ધારક સંસ્થા. વિ. સં. ૧૯૬૭

૪૪ **પ્રવચન-સારોદ્ધાર** શ્રી નેમિચન્દ્રસૂરિ

દે. લા. પુસ્તકોદ્ધારક સંસ્થા. વિ. સં. ૧૯૮૨-૮૩

૪૫ **પ્રશ્નવ્યાકરણાંગ** શ્રીસુધર્માસ્વામી

શ્રી આગમોદય સમિતિ, સુરત. (વિવરણ-અભયદેવસૂરિ)

વિ. સં. ૧૯૭૫

૪૬ **પ્રજ્ઞાપના સૂત્ર ભાગ ૧-૨** શ્રીશ્યામાચાર્ય. ટીકા-મલયગિરિજી

આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૫-૭૬

૪૭ **પ્રજ્ઞાપનાસૂત્ર ભાગ ૧-૨-૩** શ્રીશ્યામાચાર્ય, ટીકા-મલયગિરિજી
પં. ભગવાનદાસ હરખચંદ, અમદાવાદ. વિ. સં. ૧૯૯૧

૪૮ **પંચવસ્તુક ગ્રન્થ** શ્રીહરિભદ્રસૂરિ
દે. લા. પુસ્તકોદ્ધારક સંસ્થા વિ. સં. ૧૯૮૩

૪૯ **પટ્ટાવલી સમુચ્ચય** ભાગ ૧-૨ મુનિશ્રી દર્શનવિજયજી
શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા, અમદાવાદ. વિ. સં. ૧૯૮૬
,, ૨૦૦૬

૫૦ **બુદ્ધિસાગર** શ્રીસંગ્રામસિંહ
શ્રીઋષભદેવજી કેશરીમલજી, જૈન શ્વે. સંસ્થા, રતલામ.
વિ. સં. ૧૯૯૩

૫૧ **બૃહત્ કલ્પભાષ્ય** શ્રીભદ્રબાહુસ્વામી
શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર. સંપા. મુનિશ્રી પુણ્યવિજયજી

૫૨ **ભગવતીસૂત્ર** શ્રીસુધર્માસ્વામી
શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૪-૭૫
શ્રીઋષભદેવજી કેશરીમલજી, શ્વે. સંસ્થા રતલામ.
વિ. સં. ૧૯૯૩-૯૬

૫૩ **ભગવતીસૂત્ર** શ્રીસુધર્માસ્વામી
,, ભાગ ૧ વિ. સં. ૧૯૭૪
,, ભાગ ૨ ,, ૧૯૭૯
મનસુખલાલ રવજીભાઈ મહેતા, મુંબઈ.

૫૪ **ભગવતીસૂત્ર ભાગ ૩** વિ. સં. ૧૯૮૫
,, ભાગ ૪ ,, ૧૯૮૯
ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

૫૫ ભગવતીટીકા — શ્રીઅભયદેવસૂરિ
શ્રીઋષભદેવજી કેશરીમલજી શ્વે. સંસ્થા, રતલામ.
વિ. સં. ૧૯૯૩-૯૪

૫૬ ભાષ્યત્રય — શ્રીદેવેન્દ્રસૂરિ
શ્રીજૈન શ્રેયસ્કર મંડળ મહેસાણા. વિ. સં. ૧૯૬૯

૫૭ ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા— મુનિશ્રી પુણ્યવિજયજી
સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ.

૫૮ મહાનિશીથ સૂત્ર–જિનાગમ
હસ્તલિખિત પ્રતિ, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા.

૫૯ મૂલાચાર — શ્રીવટ્ટકેરાચાર્ય
માણેકચન્દ્ર દિગમ્બર જૈન ગ્રંથમાળા, મુંબઈ. વિ. સં. ૧૯૭૭

૬૦ મુહપત્તી ચર્ચાસાર — મુનિશ્રી રત્નવિજયજી
શ્રી વિજયનીતિસૂરીશ્વરજી, જૈન લાયબ્રેરી, અમદાવાદ.

૬૧ યોગબિન્દુ સટીક — શ્રી હરિભદ્રસૂરિ
શ્રી જૈન ધર્મપ્રસારક સભા, ભાવનગર. સંપા. ડૉ. એલ. સ્વેલી પી. એચ ડી.

૬૨ યોગવિંશિકા (હારિભદ્રીય) — શ્રીહરિભદ્રસૂરિ
શ્રીઆત્માનંદ જૈન પુસ્તક પ્રચારકમંડળ, આગ્રા. વિ. સં. ૧૯૭૮

૬૩ યોગદૃષ્ટિસમુચ્ચય — શ્રીહરિભદ્રસૂરિ
સંપા ડૉ. ભગવાનદાસ મનસુખલાલ મહેતા
મનસુખલાલ તારાચંદ મહેતા, મુંબઈ. વિ. સં. ૨૦૦૭

૮૨ સિદ્ધહેમ શબ્દાનુશાસન શ્રીહેમચંદ્રાચાર્ય

૮૩ સૂત્રકૃતાંગ ટીકા શ્રીસુધર્માસ્વામી ( ટીકા-શીલાંકાચાર્ય )
શ્રીઆગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૩

૮૪ સંબોધપ્રકરણ (તત્ત્વપ્રકાશ) શ્રીહરિભદ્રસૂરિ
શ્રી જૈન ગ્રંથપ્રકાશક સભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૨

૮૫ સ્થાનાંગસૂત્ર શ્રી સુધર્માસ્વામી
શ્રી આગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૫

૮૬ સેનપ્રશ્ન પં. શુભવિજયજીગણિ
શ્રી જૈનજ્ઞાનમંદિર, લિંચ. વિ. સં. ૧૯૯૬

૮૭ હીર-સૌભાગ્ય ( કાવ્ય ) શ્રી દેવવિમલગણિ
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૦૦

## શબ્દ-કોષો

૮૮ અભિધાન-રાજેન્દ્રકોષ ભાગ ૧ થી ૭ [ પ્રાકૃત-માગધી-સંસ્કૃત મહાકોષ ]
સં. વિજયરાજેન્દ્રસૂરિ. પ્ર. શ્રી સૌધર્મ બૃહત્તપાગચ્છીય
શ્રી જૈન શ્વે. સંસ્થા, રતલામ. વિ. સં. ૧૯૭૦

૮૯ અર્ધમાગધીકોષ ભાગ. ૧ થી

૭૩ **વિવિધ તીર્થકલ્પ** — શ્રીજિનપ્રભસૂરિ

સિંધી જૈન શિક્ષાપીઠ. વિ. સં. ૧૯૯૦

૭૪ **વિશેષાવશ્યકભાષ્ય** — શ્રીજિનભદ્રગણિ-ક્ષમાશ્રમણ.

શ્રી ઋષભદેવજી કેશરીમલજી શ્વે. સંસ્થા. (વૃત્તિ–કોટ્યાચાર્ય)
રતલામ. વિ. સં. ૧૯૯૩

૭૫ **વિશેષાવશ્યક ભાષાંતર ૧–૨** — શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ.
(વૃત્તિ–મલ્લધારી હેમચંદ્રાચાર્ય).

શ્રીઆગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૮૦

(ભાષ્યની ગાથાઓનો ક્રમ આ ભાષાંતર અનુસાર સમજવો)

૭૬ **શ્રાદ્ધદિનકૃત્યસૂત્રમ્** — શ્રી દેવેન્દ્રસૂરિ

શ્રી ઋષભદેવજી કેશરીમલજી શ્વે, સંસ્થા, રતલામ. વિ. સં. ૧૯૯૪

૭૭ **શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ** — શ્રીપાર્શ્વદેવ

વિનયભક્તિ-સુંદરચરણ-ગ્રન્થમાલા. વિ. સં. ૧૯૫૭

૭૮ **શ્રાદ્ધ-વિધિ** — શ્રીરત્નશેખરસૂરિ

શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૪

૭૯ **ષડ્દર્શન સમુચ્ચય** — શ્રી હરિભદ્રસૂરિ

મનસુખલાલ રવજીભાઈ મહેતા (ટીકા–ગુણરત્નસૂરિ)
વિ. સં. ૧૯૭૮

૮૦ **ષડાવશ્યક સૂત્રાણિ**

શ્રી ઋષભદેવજી કેશરીમલજી જૈન શ્વે. સંસ્થા, વિ. સં. ૧૯૬૫

૮૧ **સમવાયાંગ સૂત્ર** — શ્રીસુધર્માસ્વામી

શ્રીઆગમોદય સમિતિ, સુરત. વિ. સં. ૧૯૭૪

૯૦ **જૈનાગમ શબ્દસંગ્રહ** [ અર્ધમાગધી-ગુજરાતી કોષ ]
સં. મુનિશ્રી રત્નચંદ્રજી, પ્ર. સંઘવી ગુલાબચંદ જસરાજ, વઢવાણ શહેર, વિ. સં. ૧૯૮૩

૯૧ **પાઇઅ-સદ્દ-મહણ્ણવો** [ પ્રાકૃત-હિન્દી કોષ ]
સં. પં. હરગોવિંદદાસ ત્રિકમચંદ, પ્ર. પં. હરગોવિંદદાસ ત્રિકમચંદ શેઠ, કલકત્તા. વિ. સં. ૧૯૮૫

૯૨ **પાઇઅ-લચ્છી-નામમાલા** [ પ્રાકૃત શબ્દસંગ્રહ ]
કર્તા—મહાકવિ ધનપાલ, પ્ર. કેસરબાઈ જૈન જ્ઞાનમંદિર, પાટણ. વિ. સં. ૨૦૦૩

૯૩ **અભિધાન-ચિન્તામણિકોષ** [ સંસ્કૃત-સંસ્કૃત કોષ ]
કર્તા—શ્રી હેમચન્દ્રાચાર્ય, પ્ર. શ્રી યશોવિજય જૈન ગ્રન્થમાળા, ભાવનગર. વીર સં. ૨૪૪૧-૪૬

૯૪ **પદ્મચન્દ્રકોષ** [ સંસ્કૃત-હિન્દી કોષ ]
સં. પં. ગણેશદત્ત શાસ્ત્રી, પ્ર. લાલા મહેરચંદ લક્ષ્મણદાસ, લાહોર. ઈ. સ. ૧૯૨૫

૯૫ **વાચસ્પત્યાભિધાનમ્** ભાગ ૧ થી ૬ [ સંસ્કૃત-સંસ્કૃત કોષ ]
સં. શ્રી તારાનાથ વાચસ્પતિ, કલકત્તા. વિ. સં. ૧૯૪૦

૯૬ **શબ્દચિન્તામણિ** [ સંસ્કૃત-ગુજરાતી કોષ ]
સં. સવાઈલાલ વી. વોરા, પ્ર. દોલતરામ મગનલાલ શાહ, વડોદરા. વિ. સં. ૧૯૫૩

૯૭ **શબ્દરત્નમહોદધિ** ભા. ૧-૨ [ સંસ્કૃત-ગુજરાતી કોષ ]
સં. મુનિશ્રી મુક્તિવિજયજી, પ્ર. શ્રી વિજયનીતિસૂરિ વાચનાલય, અમદાવાદ. વિ. સં. ૧૯૯૭

૯૮ ધી પ્રેક્ટીકલ સંસ્કૃત-ઇંગ્લિશ ડીક્ષનેરી ભા. ૧-૩.
સં. વામન શિવરામ આપ્ટે. પ્ર. વામન શિવરામ આપ્ટે પુના. ઇ. સ. ૧૮૯૦

૯૯ સંસ્કૃત ઇંગ્લિશ ડીક્ષનેરી—
સં. આર્થર એ. મેકડોનલ, એમ. એ. પી. એચ. ડી. લંડન. ૧૮૯૩.

૧૦૦ અર્ધમાગધી [illegible]
પ્ર. નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. ઇ. સ. ૧૯૪૯

## ત્રૈમાસિકો—માસિકો વગેરે

૧૦૧ જૈન સાહિત્યસંશોધક.

૧૦૨ જૈન ધર્મપ્રકાશ.

૧૦૩ જૈનયુગ.

૧૦૪ જૈન સત્યપ્રકાશ.

## અન્ય ગ્રન્થો

૧૦૫ ઉત્તર હિન્દુસ્તાનમાં જૈનધર્મ—ચીમનલાલ જે. શાહ
પ્ર. લૉંગમેન્સ ગ્રીન એન્ડ કં. મુંબઈ.

૧૦૬ [illegible]

૧૦૭ પાતંજલ યોગદર્શન—(વિવિધ ટીકાઓ)—મહર્ષિ પતંજલિ

૧૦૮ ભગવદ્ગીતા—(વિવિધ ટીકાઓ)—મહર્ષિ વ્યાસ.

૧૦૯ Rajayoga—Swami Vivekanand
Advaita Ashrama, Almora, 1947.

૧૧૦ Life in Ancient India—Jagdishchandra Jain
New Book Co, Bombay, 1947.

૧૧૧ વિશ્વરચનાપ્રબંધ—મુનિશ્રી દર્શનવિજયજી
પ્ર. મે. ગો. એમ. એન્ડ કું. પાલીતાણા. વિ. સં. ૧૯૮૩

૧૧૨ Descriptive Catalogue of Jain Manuscripts
Hiralal Rasikdas Kapadia, M. A.
Vol. XVII Part I A. D. 1935
Part II ,, ,, 1936
Part III ,, ,, 1940
Part IV ,, ,, 1948
—Bhandarkar Oriental Research Institute, Poona.

૧૧૩ જૈન ગ્રંથાવલિ
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબાઈ, વિ. સં. ૧૯૬૫.

## ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત પોથીઓ

૧ ગ્રંથમાં જ્યાં જ્યાં પોથીઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે, ત્યાં અહીં જણાવેલો ક્રમાંક આપવામાં આવ્યો છે.

૨ દરેક ક્રમમાં જણાવેલી પોથીનો પરિચય નીચેના અનુક્રમથી આપવામાં આવ્યો છે:

(૧) પોથીનું નામ—જે ભંડારોની સૂચિમાં આપવામાં આવ્યું છે.

(૨) ભંડારનું નામ—જેના માટે નીચેના ત્રણ સંકેતો વાપરવામાં આવ્યા છે:

૧ **આ. જૈ.** શ્રીઆત્મારામજી જૈન જ્ઞાનમંદિર: પ્રવર્તક શ્રીકાંતિવિજયજી જૈન શાસ્ત્રસંગ્રહ: વડોદરા.

૨ **જ્ઞા. મં.** શ્રીવિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિર: અમદાવાદ.

૩ **સા. મં.** શ્રીવિજયમોહનસૂરીશ્વરજી જૈન સાહિત્ય મંદિર: પાલીતાણા.

(૩) જે ભંડારમાં સંસ્કૃત-પ્રાકૃત અને જૂની ગુજરાતી-ગુજરાતી એવા બે વિભાગો છે, ત્યાં અનુક્રમે સં. અને ગુ. એવી સંજ્ઞા આપી છે.

(૪) પોથીનો નંબર-ભંડારોની સૂચિ મુજબ.

(૫) પત્ર-સંખ્યા.

(૬) ર૦ રચનારનું નામ.

(૭) રચના-સંવત.

(૮) લેખન-સંવત.

(૯) પ્રકીર્ણ.

૧ आवश्यकलघुवृत्ति—સા. મં. ૧૩, પત્ર ૧૯૦.

ચંદ્રગચ્છીય ચંદ્રપ્રભસૂરિ—સંતાનીય શિવપ્રભસૂરિના શિષ્ય શ્રીતિલકપ્રભાચાર્યે વિ. સં. ૧૨૯૬માં રચના કરેલી છે. લખ્યાની મિતિ નથી. પ્રાચીન પરથી નવી નકલ કરેલી છે.

૨ षडावश्यकसूत्र—बालावबोध—આ. જૈ., સં., ૧૯૪, પત્ર ૧૦૩.

ર૦ શ્રીજિનચંદ્રસૂરિશિષ્ય તરુણપ્રભાચાર્ય, સં. ૧૪૧૧, લખ્યા સંવત ૧૫૦૫, શ્રાવણ સુદિ ૫.

૩ षडावश्यक-विवरण (श्रावकसामाचारी अंचलगच्छ) આ. જૈ., સં., ૧૪૫૧, પત્ર ૫૦.

ર૦ શ્રીવિજયકેસરસૂરિ-શિષ્ય શ્રીમહિમાસાગરોપાધ્યાય, ર. સં. ૧૪૯૮.

૪ षडावश्यक सूत्र-सावचूरि—આ. જૈ., સં, ૧૬૨૯, પત્ર ૨૫.

પ્રારંભમાં શ્રીસોમસુંદરસૂરિને નમસ્કાર કરેલો છે. પોથી ત્રિપાઠી છે.

૫ प्रतिक्रमण-अवचूरि—સા. મં., ૬૬૮, પત્ર ૫.

પોથી પંચપાઠી છે, અક્ષરોના મરોડ વગેરે પરથી પંદરમા સૈકાની હોય તેમ જણાય છે.

૬ प्रतिक्रमणसूत्रावचूरि—સા. મં., ૪૨, પત્ર ૪.

પોથી પંચપાઠી છે. અક્ષરોના મરોડ વગેરે પરથી પંદરમા સૈકામાં લખાયેલી હોય તેમ જણાય છે.

૭ षडावश्यक-बालावबोधिनी–સા. મં., ૬૧, પત્ર ૧૨૧.

સોમસુંદરસૂરિશિષ્ય-મુનિસુંદરસૂરિશિષ્ય-જયચંદ્રસૂરિની શિષ્ય-પરંપરામાં થયેલા હેમહંસગણિએ આ બાલાવબોધ સોળમી સદીમાં રચેલો છે. લખ્યા મિતિ સં. ૧૮૧૪, મહા વદી ૧૩, મંગળવાર, મુકામ ભાવનગર, વિ. સં. ૧૮૨૧, પોષ સુદિ પાંચમે ઉપધાનના ઉજમણામાં વહોરાવેલી છે.

૮ प्रतिक्रमणगर्भहेतु–જ્ઞા. મં., ૭૩૮, પત્ર ૧૩.

ર૦ શ્રીજયચદ્રસૂરિ, સં. ૧૫૦૬, લખ્યા સં. ૧૯૫૦, દ્વિતીય આષાઢ વદિ ૬, બુધવાર. બેલીરામ મિશ્રે, કુજરાંવાલાના જિન-મંદિરમાં શ્રીપાર્શ્વનાથના પ્રસાદથી લખેલી છે.

૯ चर्चा-सामायिकदोषकुलक–આ. જૈ,. ગુ. ૩૬૯, પત્ર ૩.

ર૦ શ્રીપાર્શ્વચંદ્રગણિ, સં. ૧૫૩૭-૧૬૦૨. લેખન સં. ૧૬૬૮. આ પોથીમાં જુદા જુદા ગચ્છોની આવશ્યક સામાચારીના ભેદોની નોંધ આપેલી છે.

૧૦ सामायिक-दोष-निवारण–આ. જૈ., ગુ., ૪૪૨૯, પત્ર ૧.

ર૦ પ્રમોદમાણિકયના શિષ્ય ગુણરંગવાચક, ૨. સં. ૧૬૪૯.

૧૧ प्रतिक्रमणसूत्र–જ્ઞા. મં., ૧૩૬૯, પત્ર ૧૫.

લખ્યા સં. ૧૬૭૮, ફાગણ શુદિ ૧૦, રવિવાર, લખનાર પંન્યા માવજી, 'દિવબંદરે વાસ્તવ્ય ઓસવાલ જ્ઞાતિય તપાપક્ષે બાઈ કાન્હાબાઈ પઠનાર્થં.'

૧૨ प्रतिक्रमणसूत्रो-प्राकृत–આ૦ જૈ૦, સં૦, ૧૫૭૩, પત્ર ૩.

રત્નલાભગણિના શિષ્ય રાજકીર્તિમુનિએ શ્રાવિકા સુંજાના પઠન માટે લખેલી છે. મુનિ રાજકીર્તિનો સમય સત્તરમી સદીનો ઉત્તરાર્ધ

२८ तपागच्छनी प्रतिक्रमणविधि—આ૦ જૈ૦, ગુ૦, ૧૨૨૯, પત્ર ૧.

લખ્યા સં. ૧૮૪૮.

२९ प्रतिक्रमणसूत्रादि—આ૦ જૈ૦, સં૦, ૧૦૧૦, પત્ર ૧૦.

સં. ૧૮૭૦, આસો સુદિ ૩ ના દિને પાટણનગરમાં પોલિયા ઉપાશ્રયમાં ભાવચારિત્રીય દેવચંદના પઠન માટે લખેલી છે.

३० प्रतिक्रमण-विधि—આ૦ જૈ૦, ગુ૦, ૫૭૫, પત્ર ૩.

લખ્યા સં. ૧૮૭૦, જેઠ વદિ ૧૧.

३१ ईर्यापथिकी-विचार—આ૦ જૈ૦, ગુ. ૮૫૦, પત્ર ૬.

લિખિત પાટણનગરે, સં. ૧૮૯૧.

# સંકેતસૂચિ

| | |
|---|---|
| અ૦ દી૦ | અર્થદીપિકા. |
| અ૦ સૂ૦ | અધ્યાયસૂત્ર |
| આ૦ ચૂ૦ અ૦ | આવશ્યકચૂર્ણિ અધ્યાય |
| આ૦ ટી૦ | આવશ્યકટીકા શ્રીહરિભદ્રસૂરિકૃત |
| આ૦ ટી૦ મ. ગા. | આવશ્યકટીકા શ્રીમલયગિરિકૃત ગાથા |
| (આ૦ મ૦ ટી. ગા.) | ,, |
| આ૦ નિ૦ | આવશ્યક-નિર્યુક્તિ |
| આ૦ નિ૦ ગા. | આવશ્યક-નિર્યુક્તિ ગાથા |
| ઉત્ત. | શ્રીઉત્તરાધ્યયનસૂત્ર |
| ઉ૦ સૂ૦ અ. | શ્રીઉત્તરાધ્યયનસૂત્ર અધ્યાય |
| ઐ૦ | ઐતિહાસિક |
| ઔપ૦ | શ્રીઔપપાતિક સૂત્ર |
| કર્મ૦ વ્યા૦ ૩ | કર્મગ્રન્થ ત્રીજો વ્યાખ્યા |
| ચૈ૦ વૃ૦ | ચૈત્યવંદન વૃત્તિ |
| જૈ૦ સ૦ પ્ર૦ | જૈનસત્યપ્રકાશ ( માસિક ) |
| જ્ઞાત૦ | જ્ઞાતધર્મકથાંગસૂત્ર |
| ત૦ અ૦ | તત્ત્વાર્થસૂત્ર અધ્યાય |
| નિ૦ ચૂ૦ | નિશીથ ચૂર્ણિ |
| પા૦ સ૦ મ૦ | પાર્શ્વ-સદ્-મહત્ત્વના |

| | |
|---|---|
| પા૦ લ૦ ના૦ | પાઇઅ-લચ્છી-નામમાલા |
| પૃ૦ | પૃષ્ઠ |
| પં૦ ટી૦ | પંચાશક ટીકા |
| પ્ર૦ શ્લો૦ | પ્રકાશ શ્લોક |
| પ્ર૦ શ્રુ૦ સ્કં૦ | પ્રથમ શ્રુતસ્કંધ |
| ભગ૦ | ભગવતીસૂત્ર |
| મ૦ નિ૦ અ૦ | મહાનિશીથ અધ્યાય |
| યો૦ સ્વો૦ પ્ર૦<br>યો૦ સ્વો૦ વૃ૦ પ્ર. | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવૃત્તિપ્રકાશ |
| લ૦ વિ૦ | લલિતવિસ્તરા ચૈત્યવંદન વૃત્તિ |
| વ૦ વૃ૦ | વન્દારુવૃત્તિ શ્રીદેવેન્દ્રસૂરિકૃતા |
| વિ૦ ભા૦ ગા. | વિશેષાવશ્યક ભાષ્યગાથા |
| શ૦ ઉ૦ | શતક-ઉદ્દેશ |
| શ્રા૦ દિ૦ કૃ૦ | શ્રાદ્ધદિનકૃત્યસૂત્રમ્ |
| સિ૦ હે૦ શ૦ | સિદ્ધ હેમચંદ્ર-શબ્દાનુશાસન |
| સિં૦ જૈ૦ ગ્રં૦ | સિંઘી જૈન ગ્રંથમાલા |

# ઉપોદ્ઘાત

નિર્યુક્તિકાર શ્રુતકેવળી ભગવંત **શ્રીભદ્રબાહુસ્વામી** આવશ્યક-નિર્યુક્તિ નામના ગ્રંથરત્નમાં ફરમાવે છે કે :—

"કેવળજ્ઞાનવડે અર્થોને જાણીને, તેમાં જે પ્રજ્ઞાપનીય અર્થો છે, તેને તીર્થંકર કહે છે. તે તેમનો વાગ્યોગ છે અને તે દ્રવ્યશ્રુત છે.*"

જગતમાં પદાર્થો બે પ્રકારના છે : ૧ અનભિલાપ્ય, ૨ અભિલાપ્ય. અનભિલાપ્ય એટલે કહી ન શકાય તેવા, અને અભિલાપ્ય એટલે કહી શકાય તેવા. તેમાં કહી શકાય તેવા પદાર્થોના પણ બે વિભાગ છે : એક અપ્રજ્ઞાપનીય એટલે ન જણાવી શકાય તેવા અને બીજા પ્રજ્ઞાપનીય એટલે જણાવી શકાય તેવા. તેમાં અનભિલાપ્યના અનંતમાં ભાગે અભિલાપ્ય છે, અભિલાપ્યના અનંતમા ભાગે પ્રજ્ઞાપનીય છે, અને પ્રજ્ઞાપનીયના અનંતમા ભાગે સૂત્રોમાં ગૂંથાયેલ છે. પ્રજ્ઞાપનીય પદાર્થોને કહેવા તે પ્રભુનો વાગ્યોગ છે, શ્રોતાઓના ભાવશ્રુતનું કારણ છે; તેથી તે દ્રવ્યશ્રુત પણ કહેવાય છે.

'તે શ્રુતજ્ઞાનને અરિહંતો કઈ વિધિથી કહે છે?' તેનું વર્ણન કરતાં તે જ મહાપુરુષ ફરમાવે છે કે :—

"તપ, નિયમ અને જ્ઞાનરૂપી વૃક્ષ ઉપર આરૂઢ થયેલા અપરિમિત જ્ઞાની કેવળી ભગવંત ભવ્ય જીવોને બોધ કરવા માટે વચનરૂપી પુષ્પોનો વરસાદ વરસાવે છે. તેને ગણધર ભગવંતો બુદ્ધિમય પટવડે ગ્રહણ કરીને

---

* केवलणाणेणत्थे णाउं, जे तत्थ पन्नवणजोगे ।
ते भासइ तित्थयरो, वयजोगसुयं हवइ सेसं ॥

आ. नि. गा. ७८

સૂત્રરૂપે ગૂંથે છે. જિનેશ્વરનાં વચનો સુખપૂર્વક ગ્રહણ અને ધારણ થઈ શકે તથા સુખપૂર્વક આપી અને લઈ શકાય તે કારણે પોતાનો કલ્પ સમજીને ગણધરો તેને સૂત્રરૂપે રચે છે." કહ્યું છે કે:—

"અરિહંતો અર્થને કહે છે, શાસનના હિતને માટે ગણધરો તેને નિપુણ રીતે સૂત્રમાં ગૂંથે છે, અને તેથી શ્રુત પ્રવર્તે છે.*"

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદ અરિહંતોએ સ્વમુખે કહેલું તથા નિપુણ બુદ્ધિના ધણી ગણધરોએ ભાવિશાસનના હિતને માટે સ્વયમેવ રચેલું શ્રુત શું છે? તેનો ખુલાસો કરતાં કહ્યું છે કે:—

સામાયિકથી માંડીને બિન્દુસાર (ચૌદમું પર્વ) પર્યંત શ્રુતજ્ઞાન છે. તે શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર છે, અને ચારિત્રનો સાર નિર્વાણ (મોક્ષ-સુખ) છે.+

## પ્રતિક્રમણસૂત્રના રચયિતા કોણ?

આપણો પ્રસ્તુત વિષય પ્રતિક્રમણ-સૂત્રનો છે. પ્રતિક્રમણસૂત્ર એ **સામાયિકથી** માંડી **બિન્દુસાર** પર્યંતના શ્રુતજ્ઞાનનો જ એક ભાગ છે. તેથી તેને અર્થથી કહેનારા અરિહંત ભગવંતો છે અને સૂત્રથી ગૂંથનારા ગણધર ભગવંતો છે.

એ જ વાતને સવિશેષ પ્રમાણિત કરવાને માટે અમો આવશ્યક-સૂત્ર ઉપર રચાયેલ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અને ટીકા ગ્રન્થોની કેટલીક હકીકત અહીં રજૂ કરીએ છીએ.

---

* अत्थं भासइ अरहा, सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तइ ॥
आ. नि. गाथा ९२

\+ सामाइयमाईयं, सुयनाणं जाव बिन्दुसाराओ ।
तस्स वि सारो चरणं, सारो चरणस्स निव्वाणं ॥
आ. नि. गाथा ९३

આવશ્યક સૂત્ર કે જેનાં છ અધ્યયનો છે અને જેનું પ્રથમ અધ્યયન સામાયિક છે, તે અર્થથી અરિહંતોવડે પ્રકાશિત છે, એ વાત નિર્યુક્તિકાર ભગવાન શ્રીભદ્રબાહુસ્વામીના વચનોથી આપણે જોઈ આવ્યા.

નિર્યુક્તિકાર પછી ઉલ્લેખનીય સ્થાન પ્રાપ્ત થાય છે ભાષ્યકારનું. **આવશ્યકસૂત્રના** પ્રથમ અધ્યયનની નિર્યુક્તિ ઉપર **વિશેષાવશ્યક-ભાષ્યના** રચયિતા સમર્થ શાસ્ત્રકાર પુણ્યનામધેય **શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ** છે, અને તેના ઉપર વિશદ વૃત્તિના રચયિતા **મલધાર-ગચ્છીય આચાર્ય શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી** છે. ગ્રન્થના પ્રારંભમાં જ વૃત્તિકાર ફરમાવે છે કે :—

ચરણકરણ-ક્રિયા-કલાપરૂપ વૃક્ષના મૂળસમાન સામાયિક આદિ અધ્યયનસ્વરૂપ અને શ્રુતસ્કંધરૂપ શ્રી **આવશ્યકસૂત્ર** અર્થથી **શ્રી-તીર્થંકરદેવોએ** અને સૂત્રથી **શ્રીગણધરભગવંતોએ** રચેલુ છે. એ સૂત્રની અતિશય ગંભીરતા અને સકલ સાધુ-શ્રાવકવર્ગની નિત્યની (ક્રિયામાં) ઉપયોગિતા જાણીને ચૌદ પૂર્વધર **શ્રીભદ્રબાહુસ્વામીએ** ‘આભિનિબોધિકજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન’ ઇત્યાદિ પ્રસિદ્ધ ગ્રંથ-સ્વરૂપ નિર્યુક્તિ રચેલી છે.*

ત્યારબાદ ‘ત્રણ પ્રકારના લોકોત્તર આગમોમાં આવશ્યકસૂત્ર શામાં અવતાર પામે છે?’ તેનું વર્ણન કરતાં ભાષ્યકાર મહર્ષિ સ્વયમેવ ફરમાવે છે કે :—

---

* इह चरणकरणक्रियाकलापतरुमूलकल्पं सामायिकादिषडध्ययनात्मक-श्रुतस्कंधरूपमावश्यकं तावदर्थतस्तीर्थकरैः, सूत्रतस्तु गणधरैर्विरचितम्। अस्य चातीव गम्भीरार्थतां सकलसाधुश्रावकवर्गस्य नित्योपयोगितां च विज्ञाय चतुर्दशपूर्वधरेण श्रीमद् भद्रबाहुस्वामिना एतद्व्याख्यानरूपा ‘आभिणिबोहिअनाणं सुयनाणं चेव ओहिनाणं च’ इत्यादि प्रसिद्धग्रन्थरूपा निर्युक्तिः कृता।

"सुयओ गणहारीणं, तस्सिसाणं तहाऽवसेसाणं ।
एवं अत्ताणंतर—परंपरागमपमाणम्मि ॥
अत्थेण उ तित्थंकरगणधरसेसाणमेवं ।"

वि. भा. गाथा १४८-९

આનું સ્પષ્ટીકરણ કરતાં ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે:—

લોકોત્તર આગમ ત્રણ પ્રકારનું છે: ૧ **આત્માગમ**, ૨ **અનન્તરાગમ** અને ૩ **પરંપરાગમ.** શ્રીઆવશ્યકસૂત્ર સૂત્રથી ગણધરોને આત્માગમ છે, કારણ કે—તેઓએ જ સૂત્રની રચના કરી છે; એટલે પોતાથી જ તે પ્રગટ થયું છે. તેમના શિષ્ય જંબૂસ્વામી આદિને અનંતરાગમ છે; કારણ કે—ગણધરોની અનંતર તેઓનું આગમન છે. તથા તેઓના શિષ્ય પ્રભવસ્વામી, શય્યંભવસ્વામી આદિને આ સૂત્ર પરંપરાગમ છે; કારણ કે—આચાર્યોની પરંપરાએ તેમને મળેલું છે: અર્થથી અનુક્રમે તીર્થંકરોને આત્માગમ, ગણધરોને અનન્તરાગમ અને શેષ જંબૂસ્વામી આદિને પરંપરાગમ છે, કારણ કે અર્થના પ્રથમ ઉત્પાદક શ્રીતીર્થંકરદેવો છે.

ભાષ્યકાર પછી ત્રીજે નંબરે આવે છે, ચૂર્ણિકારના ઉલ્લેખનો. 'આવશ્યકસૂત્ર કોનાવડે રચાયું છે?' એનો ઉત્તર આપતાં આવશ્યકસૂત્રની ચૂર્ણિના રચયિતા ફરમાવે છે કે:—(પ્રશ્ન) સામાયિક કોણે કર્યું? (ઉત્તર) અર્થની અપેક્ષાએ શ્રીજિનેશ્વર ભગવંતોએ અને સૂત્રની અપેક્ષાએ શ્રીગણધર ભગવંતોએ.*

'સામાયિક અધ્યયનને આવશ્યકસૂત્રમાં પ્રથમ સ્થાન કેમ?' તેનો ખુલાસો કરતાં ટીકાકાર શ્રીહરિભદ્રસૂરિજી આદિ મહર્ષિઓએ ફરમાવ્યું છે કે:—

---

* केण कयं सामायिकं? अर्थं समाश्रित्य जिनवरैः सुत्तं गणहरेहिं ।

"સમભાવ લક્ષણવાળું સામાયિક એ અહીં પ્રથમ અધ્યયન છે. ચતુર્વિંશતિસ્તવ આદિ તેના જ ભેદ હોવાથી સામાયિકને પ્રથમપણું છે."*

ચૂર્ણિકાર પછી ટીકાકારોમાં-આવશ્યક ઉપરની વિદ્યમાન ટીકાઓમાં પ્રથમ ટીકાકાર તરીકેનું સ્થાન આચાર્યપુંગવ **શ્રીહરિભદ્રસૂરીશ્વરજી**નું આવે છે. તેઓશ્રી આવશ્યક નિર્યુક્તિ ગાથા ૭૪૨ ઉપર ટીકા કરતાં ફરમાવે છે કેઃ—

'તીર્થંકરદેવો કૃતકૃત્ય હોવાથી 'સામાયિક' અધ્યયનને તેમજ બીજા ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોને શા માટે કહે છે? તેનું સમાધાન એ છે, કે 'તીર્થંકર નામકર્મ મેં પૂર્વે ઉપાર્જન કર્યું છે, તેને મારે ખપાવવું જોઈએ,' તેમ જાણીને શ્રીતીર્થંકરદેવ સામાયિક અને બીજા ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોને કહે છે.+

એ જ વાતને વિશેષાવસ્યકના ટીકાકાર મલધારી **શ્રીહેમચંદ્ર-**

---

* तत्र प्रथममध्ययनं सामायिकं समभाव लक्षणत्वात्, चतुर्विंशतिस्तवादीनां च तद् भेदत्वात् प्राथम्यमस्येति ।

+ "तित्थयरो किं कारणं, भासइ सामाइयं तु अज्झयणं ।
तित्थयरनामगोत्तं, कम्मं मे वेइयव्वं ति" ॥

आ. नि. गाथा—७४२

टीका—"तीर्थकरणशीलस्तीर्थकरः, तीर्थं पूर्वोक्तं, स किं कारणं-किं निमित्तं भाषते सामायिकं त्वध्ययनं ? तु शब्दादन्याध्ययनपरिग्रहः, तस्य कृतकृत्यत्वादिति हृदयम्, अत्रोच्यते—'तीर्थंकरनामगोत्रं, तीर्थंकरनामसंज्ञं, गोत्रशब्दः संज्ञायां, कर्म मया वेदितव्यमित्यनेन कारणेन भाषते, इति गाथार्थः ।"

સૂરીશ્વરજી તથા આવશ્યકના ટીકાકાર મહર્ષિ શ્રીમલયગિરિજી મહારાજ સ્વરચિત ટીકાઓમાં અક્ષરશઃ પ્રતિપાદન કરે છે.

આ રીતે નિર્યુક્તિકાર, ભાષ્યકાર ચૂર્ણિકાર, અને ટીકાકારોના સ્પષ્ટ ઉલ્લેખો મળે છે. તો પછી આવશ્યકસૂત્ર અને તદન્તર્ગત સામાયિક અને પ્રતિક્રમણ આદિ અધ્યયનોના રચયિતા તીર્થંકરોના આદ્ય શિષ્યો બીજબુદ્ધિના ધણી અને ચતુર્દશપૂર્વની લબ્ધિને ધારણ કરનાર ગણધર ભગવંતો છે, એ વાતમાં લેશ પણ સંશય રહેતો નથી.

આથી 'પ્રતિક્રમણસૂત્રોનું મહત્ત્વ જૈનસંઘમાં આટલું ભારે કેમ છે?' તથા 'જૈનસંઘમાં તેના પ્રત્યેનો આદરભાવ એકસરખો કેમ ટકી રહેલ છે?' તેનો ખુલાસો આપોઆપ થઈ જાય છે. સાથોસાથ એ ખુલાસો પણ થઈ જાય છે કે—પૂર્વાચાર્ય મહર્ષિઓ-વિરચિત સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અને ટીકા એ પાંચે ય શાસ્ત્રનાં અંગો અસ્ખલિત રીતે જે સંઘમાં જળવાઈ રહ્યાં છે, તે સંઘના હિતસ્વી પુરુષો જૈનસંઘના અભ્યુદય માટે ધાર્મિક અભ્યાસક્રમમાં સૌથી પ્રથમ સામાયિક-પ્રતિક્રમણ આદિના સૂત્રોને ભણાવવા માટે આગ્રહ ધરાવે તે પણ સ્થાને જ છે.

અનન્તજ્ઞાની શ્રીઅરિહંત દેવના મુખકમળમાંથી નીકળેલા અને બુદ્ધિનિધાન શ્રી ગણધરદેવોએ સંઘના હિત માટે એક અંતર્મુહૂર્તમાં જ રચેલાં સૂત્રોની અંતર્ગત શ્રી આવશ્યક અને આચારાંગાદિ સૂત્રોનો મહિમા તથા તેનું અર્થ-ગાંભીર્ય બીજાં બધાં શાસ્ત્રો કરતાં અધિક હોય, તે સહજ છે. સૂત્રરચનાની અપેક્ષાએ, અર્થ-ગાંભીર્યની અપેક્ષાએ, સૂત્ર અને અર્થ તદુભયના વૈશિષ્ટ્યની અપેક્ષાએ ગણધરરચિત કૃતિઓનું મૂલ્ય સૌથી અધિક છે. એ દૃષ્ટિએ પ્રતિક્રમણસૂત્રો અને તેનો અભ્યાસ ચતુર્વિધસંઘને મન અધિક આદરપાત્ર રહે, એમાં લેશ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. ગણધરરચિત શ્રીઆચારાંગસૂત્ર આદિ અન્ય

રચનાઓ કેવળ મુનિગણને યોગ્ય અને તે પણ અધિકારી અને પાત્ર જીવોને યોગ્ય હોઈ શ્રીઆવશ્યકસૂત્રનું સ્થાન તેનાથી વધારે વ્યાપક છે; કારણ કે તેનો અધિકારી બાળ, બુધ અને મધ્યમ એ ત્રણે પ્રકારનો વર્ગ છે. ત્રણે પ્રકારના વર્ગને તે સૂત્રો નિત્યની ક્રિયામાં ઉપયોગી હોવાથી તેનો અભ્યાસ શ્રી જિનાજ્ઞાવર્તી ચતુર્વિધ સંઘમાં વધારે વ્યાપક અને સૌથી પ્રથમ સ્થાન લે, એ સર્વથા સુઘટિત છે.

આજે એ ફરિયાદ છે કે—" પ્રતિક્રમણસૂત્રોનો અભ્યાસ આજના વિદ્યાર્થીને નીરસ અને તેની ક્રિયા કંટાળાભરી લાગે છે. તેથી ધાર્મિક અભ્યાસક્રમમાં ફેરફાર તથા સુધારો થવો જોઈએ." આ ફરિયાદ તદ્દન સમજણવિનાની અને અર્થહીન છે. પ્રતિક્રમણસૂત્રોના રચયિતા શ્રી ગણધરભગવંતો છે, તેથી તેઓ તેને કદી પણ નીરસ કે અલ્પ રસવાળા બનાવે જ નહિ, તેઓની કૃતિ રસપૂર્ણ જ હોય, તે રસનો આસ્વાદ અનુભવવા માટે આપણે પોતે તેને યોગ્ય બનવું જોઈએ—ઉત્તમ રસનો આસ્વાદ લેવા માટેના અધિકારી બનવું જોઈએ.

એ અધિકારીપણું જ્ઞાન અને શ્રદ્ધા ઉભયને માગે છે. જ્ઞાન ભાષા-સંબંધી, સૂત્રરચનાસંબંધી અને અર્થગાંભીર્યસંબંધી હોવું જોઈએ. શ્રદ્ધા રચયિતાસંબંધી, રચયિતાના વ્યક્તિત્વ અને ચારિત્રસંબંધી, રચયિતાની વિશાલ બુદ્ધિ અને અનંત કરુણાસંબંધી હોવી જોઈએ.

અંગ્રેજી ભાષાના વધુ પડતા આદર અને બહુમાનથી આજની પ્રજાએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું જ્ઞાન લગભગ ગુમાવ્યું છે. થોડા અક્ષરોમાં ઘણા અર્થો સમાવી લેવાની શક્તિ ધરાવનારા સૂત્રો અને તેની રચનાશૈલીની શ્રેષ્ઠતાસંબંધી અજ્ઞાનતાના કારણે, ઘણા શબ્દોમાં માત્ર થોડા જ અર્થ કહેનારા એવા અન્ય વાચનમાં જ પ્રજાની શક્તિનો આજે ઘણો વ્યય થઈ રહ્યો છે. જેના અભ્યાસથી એક જ જન્મમાં અનેક જન્મોનાં કાર્ય સિદ્ધ થઈ શકે એવા અર્થો અને તત્ત્વોથી ભરેલાં શાસ્ત્રોને

છોડીને એક જ જન્મનાં તત્ક્ષણ પૂરતાં કાર્યની સિદ્ધિને બતાવનારાં ગ્રન્થોના વાંચનમાં જ સમય પસાર કરવાને આજનું માનસ ટેવાઈ ગયેલું છે. એ દશામાં ગણધરરચિત સૂત્રો, તેની શૈલી, તેની ભાષા તથા તેમાં ભરેલાં મહાન અર્થોસંબંધી અભ્યાસમાં રસ ઉત્પન્ન થવો દુષ્કર બને તે સહજ છે.

એ જ રીતે—શ્રદ્ધા પણ આજે જે તે વ્યક્તિ ઉપર, જેની તેની બુદ્ધિ ઉપર મૂકવાને લોક ટેવાઈ ગયેલું છે. તેવી દશામાં શુદ્ધ વ્યક્તિત્વવાળા, શુદ્ધ ચારિત્રવાળા, વિશાળ બુદ્ધિવાળા અને નિષ્કારણ કરુણાવાળા મહાપુરુષોએ મહાન પ્રયોજનસિદ્ધિ માટે જે સૂત્રો અને જે ક્રિયાઓ બતાવી છે, તેના અભ્યાસમાં રસ ઉત્પન્ન ન થાય અને કંટાળો, પ્રમાદ કે આલસ્ય અનુભવાય તે પણ સહજ છે.

"પ્રતિક્રમણસૂત્રોની ભાષા સર્વશ્રેષ્ઠ છે, અર્થ ઘણા ગંભીર છે, રચના સર્વમંત્રમય છે, અને રચયિતા સર્વશ્રેષ્ઠ ચારિત્રસંપન્ન, સર્વોત્તમ બુદ્ધિના નિધાન, અને લોકોત્તર કરુણાના ભંડાર છે." એ જાતિનું જ્ઞાન અને એ જાતિની શ્રદ્ધા થયા પછી પ્રતિક્રમણસૂત્રોના અભ્યાસમાં તથા શાસ્ત્રોક્ત વિધિ અનુસાર નિત્ય પ્રતિક્રમણની ક્રિયામાં રસ ઉત્પન્ન ન થાય, તે બનવાજોગ નથી. બલકે બીજા બધા અભ્યાસો અને બીજી બધી ક્રિયાઓના રસ કરતાં તેનો રસ ચઢી જાય, તેવો અનુભવ થયા સિવાય રહેતો નથી.

**તત્ત્વજ્ઞાનના ગ્રન્થોનો અભ્યાસ પ્રથમ કેમ નહિ ?**

"પ્રતિક્રમણસૂત્રોનો અભ્યાસ કેવળ ક્રિયા કરનારાઓને ઉપયોગી છે. પણ જ્ઞાનની ઝંખનાવાળાને તેમાંથી કાંઈ પ્રાપ્ત થતું નથી," એવી એક ફરિયાદ પણ કરવામાં આવે છે. તેનો ઉત્તર નિર્યુક્તિકાર ભગવાન **શ્રી ભદ્રબાહુસ્વામી** પોતે જ મૂળ નિર્યુક્તિની ગાથાઓમાં સચોટ રીતે આપે છે. જ્ઞાનની ખાતર જ્ઞાનના અભ્યાસને શ્રી જિનશાસનમાં લેશ

પણ આવકાર આપવામાં આવેલો નથી. **'સઘળાયે શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર છે અને સઘળાયે ચારિત્રનો સાર મોક્ષ છે.'** જિનશાસનનો આ મુદ્રાલેખ છે. જે જ્ઞાનની પાછળ ચારિત્રનો હેતુ નથી, તે જ્ઞાન નહિ, પણ એક પ્રકારનું અજ્ઞાન જ છે, પ્રકાશ નહિ પણ એક પ્રકારનો અંધકાર જ છે. જે ચારિત્રની પાછળ મોક્ષનું સાધ્ય નથી, તે ચારિત્ર ચારિત્ર નહિ પણ એક પ્રકારનું કાયકષ્ટ છે, ગુણ નહિ પણ ગુણાભાસ છે. મોક્ષ એ જ સર્વ પ્રયોજનોનું પ્રયોજન છે, સર્વસાધ્યોનું સાધ્ય છે, મોક્ષનું સાધન છે, માટે જ ચારિત્ર આદરણીય છે. મોક્ષના સાધનનું સાધન છે, માટે જ જ્ઞાન આદરણીય છે. જ્ઞાન એ ચારિત્રનું સાધન બને નહિ, અને ચારિત્ર એ મોક્ષનું સાધન બને નહિ, તો શાસ્ત્રકારોની દૃષ્ટિએ એ બન્ને નિષ્ફળ છે, નિરર્થક છે, હાનિકર છે. એ દૃષ્ટિને ખ્યાલમાં રાખીને જ જ્ઞાનનો અને ક્રિયાનો વિચાર કરવાનો છે.

પ્રતિક્રમણની ક્રિયા અને તે માટેનું જ્ઞાન, તત્ત્વજ્ઞાનના અર્થીને નિરર્થક લાગતું હોય તો તે તત્ત્વજ્ઞાનનો સાચો અર્થી જ નથી, પરન્તુ તત્ત્વજ્ઞાનના નામે કોઈ જુદું જ જ્ઞાન મેળવવાનો પિપાસુ છે. જે જ્ઞાન શાસ્ત્રકારોની દૃષ્ટિએ કેવળ બોજારૂપ, પ્રમાદને પોષવારૂપ કે અહંકારાદિની વૃદ્ધિરૂપ જ બનવાનો મોટો સંભવ છે, અથવા તો તેનાથી તેને કોઈ પણ આત્મિક પ્રયોજન સિદ્ધ થવાનું નથી જ. શ્રીજિનશાસનમાં ક્રિયા માટે જ જ્ઞાન છે. જ્યાં ક્રિયાની જરૂર નથી ત્યાં જ્ઞાનની જરૂર જ નથી. દયા માટે જ જ્ઞાન છે. જ્યાં દયાની જરૂર નથી ત્યાં જ્ઞાનવૃદ્ધિની જરૂર જ નથી. દયાહીનને જેમ જ્ઞાન અધિક નિર્દય બનાવે છે તેમ ક્રિયાવિહીનને જ્ઞાન અધિક નિષ્ક્રિય (પ્રમાદી) કે અધિક અસત્ક્રિય (પાપપરાયણ) બનાવનાર થાય છે.

'पढमं नाणं तओ दया !' 'પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા.' એ શાસ્ત્રવચનોનો મર્મ દયા કે અહિંસાને પાછળ રાખવા માટે નથી, પણ

અધિક પુષ્ટ કરવા માટે જ છે. આદર્શ તરીકે મુખ્યપણે સામે રાખવા માટે છે. "દયાને પુષ્ટ બનાવવા માટે જ્ઞાનને મુખ્ય બનાવો. અહિંસાને દૃઢ બનાવવા માટે જ્ઞાનને આદર આપો." એ એનું તાત્પર્ય છે. "દયાને કાયમ રાખીને જ્ઞાનને ભણવાનું છે, દયાને છોડીને જ્ઞાન ભણવાનો ઉપદેશ નથી." અહીં દયા એ ચારિત્રનું ઉપલક્ષણ છે. એ જ વાત ક્રિયા માટે છે. "ક્રિયાને ટકાવવા માટે જ્ઞાન ભણો. ક્રિયા વિના કે ચારિત્ર વિના મોક્ષ છે જ નહિ, માટે એવું જ્ઞાન ખૂબ ભણો કે—જેથી ચારિત્ર અને ક્રિયા સુદૃઢ થાય." પ્રતિક્રમણની ક્રિયા પણ ચારિત્રની શુદ્ધિ માટે છે. જેમ ચારિત્ર વિના મોક્ષ નથી તેમ પ્રમાદગ્રસ્ત અને દોષોથી ભરેલા જીવોને, એ દોષોની વારંવાર શુદ્ધિરૂપ પ્રતિક્રમણ કર્યા વિના ચારિત્ર પણ છે જ નહિ. જૈન શાસ્ત્રકારોનો એ ભારપૂર્વક ઉપદેશ છે કે "કેવળ ભાવનાથી કે કેવળ તત્ત્વજ્ઞાનના બળથી કોઈ જીવોનો મોક્ષ થયો નથી, થતો નથી, કે થવાનો નથી. સદ્‌ગતિ કે મોક્ષનો મુખ્ય આધાર જ્ઞાન નહિ પણ ક્રિયા છે. જ્ઞાન તો કેવળ ક્રિયાને ઉત્તેજક તથા શુદ્ધ કરનાર છે. જે જ્ઞાનથી તે કાર્ય ન થઈ શકે તે જ્ઞાન વાંઝિયું છે, નિષ્ફળ છે, શૂન્યવત્ છે."

નિર્યુક્તિકાર ભગવાન શ્રીભદ્રબાહુસ્વામીજી ફરમાવે છે કે:—

"શ્રુતજ્ઞાનમાં વર્તતો એવો જીવ પણ જો તપ અને સંયમમય યોગોને વહન કરવાને અસમર્થ છે તો તે મોક્ષને પામતો નથી."

આગળ ચાલતાં તેઓશ્રી ફરમાવે છે કે:—

"જ્ઞાનરૂપી નિર્યામક પ્રાપ્ત કરવા છતાં જીવરૂપી પોત (નાવ), તપસંયમરૂપી પવન વિના, સંસારસમુદ્રના પારને—મુક્તિસ્થાનને પામી શકતો નથી, સંસાર સાગરને વિષે મનુષ્યભવ આદિ સામગ્રી પામીને, કાંઈક ઊંચો આવ્યા પછી, ઘણું પણ જાણવા છતાં જો ચારિત્રગુણથી હીન રહ્યો, તો ફરી બૂડી જઈશ. **ચારિત્રગુણથી હીનને ઘણું પણ**

**જ્ઞાન આંધળાની આગળ લાખો અને ક્રોડો દીપકની જેમ શું ફળ આપશે? ચારિત્રયુક્તને મળેલું થોડું પણ શ્રુત ચક્ષુ-સહિતને એકાદ પણ દીપકની જેમ પ્રકાશ કરનારું થાય છે.** ચંદનના ભારને વહન કરનાર રાસભ ભારનો ભાગી થાય છે પણ ચંદનની સુગંધનો ભાગી થતો નથી, તેમ ચારિત્રથી હીન એવો જ્ઞાની જ્ઞાનનો (એટલે જ્ઞાન ભણવાથી ઉત્પન્ન થયેલા ક્લેશનો) ભાગી થાય છે, પણ સુગતિનો ભાગી થતો નથી. જ્ઞાન સાથે ક્રિયાનો સંયોગ થવાથી મોક્ષ થાય છે, પણ એકલા જ્ઞાનથી નહિ. જેમ એક ચક્રવડે રથ ચાલતો નથી પણ બે ચક્રવડે જ ચાલે છે, અથવા જેમ આંધળો અને પાંગળો સાથે મળીને જ ઇષ્ટ સ્થાને પહોંચે છે, તેમ જ્ઞાન અને ક્રિયા સાથે મળીને જ મોક્ષને સાધે છે, એકાકીપણે નહિ જ. જેમ ઘરની શુદ્ધિ કરવી હોય તો દીપકનો પ્રકાશ જોઈએ, જૂના કચરાને કાઢવો જોઈએ અને નવા આવતા કચરાને રોકવો જોઈએ. તેમ જીવની શુદ્ધિમાં જ્ઞાન એ દીપકની જેમ પ્રકાશ કરનારું છે, અને ક્રિયા કે જે તપસંયમ ઉભય સ્વરૂપ છે તે અનુક્રમે કર્મરૂપી કચરાને કાઢનાર છે તથા નવા આવતાં કર્મરૂપી કચરાને રોકનાર છે."

એ રીતે મોક્ષમાર્ગમાં ક્રિયા એ મુખ્ય ઉપકારક છે અને જ્ઞાન એ તેનું એક સાધનમાત્ર છે. તેથી તપ-સંયમરૂપી ક્રિયાને પુષ્ટ અને શુદ્ધ કરનાર પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયા અને તેને લગતાં સૂત્રોનું અધ્યયન-અધ્યાપન એ મોક્ષમાર્ગનું એકનું એક અનિવાર્ય અંગ છે. ક્રિયામાર્ગમાં રહેલ મુમુક્ષુનું અલ્પ પણ જ્ઞાન ઉપયોગી છે અને ક્રિયાથી રહિત જીવનું ઘણું પણ જ્ઞાન નિરર્થક છે. આ વાત નિર્યુક્તિકાર ભગવંતના પ્રભાવશાળી વચનોવડે સાબિત થાય છે.

### પહેલું તત્ત્વાર્થાધિગમસૂત્ર કે પહેલું પ્રતિક્રમણસૂત્ર?

'મુક્તિમાર્ગે પ્રયાણ કરવા ઇચ્છનાર મુમુક્ષુ આત્માને સૌથી પ્રથમ

અધ્યયન તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું કરાવવું? કે ક્રિયાપ્રધાન સૂત્રોનું કરાવવું?' એ પ્રશ્ન ઘણો વિચારણીય છે. શ્વેતામ્બર સંપ્રદાયમાં પ્રથમ અધ્યયન મુખ્યત્વે ક્રિયાપ્રધાન સૂત્રોનું કરાવવામાં આવે છે. તેથી વિરુદ્ધ દિગમ્બર સંપ્રદાયમાં (તત્ત્વાર્થસૂત્ર જેમાં મુખ્ય છે એવા) તત્ત્વજ્ઞાનપ્રધાન ગ્રન્થોનું કરાવવામાં આવે છે. મુક્તિમાર્ગમાં બન્ને ય વસ્તુ ઇષ્ટ હોવા છતાં, એકાકીપણે બન્ને નિષ્ફળ છે, એ વાત આપણે ઉપર જોઈ આવ્યા છીએ. હવે જ્યારે ક્રમનો જ વિચાર કરવો છે ત્યારે સૌથી પ્રથમ જ્ઞાનને મુખ્યતા આપવી કે ક્રિયાને? એ પ્રશ્ન આવીને ઊભો રહે છે. સંવિગ્ન, ભવભીરુ અને ગીતાર્થ શ્વેતામ્બર મહર્ષિઓ પાસે પંચાંગી-સમેત સમસ્ત શ્રુતજ્ઞાનનો વારસો હોવાથી તેના મન્થનસ્વરૂપ તેઓએ ક્રિયાપ્રધાન સૂત્રોના અધ્યયનનો જ ક્રમ પસંદ કર્યો છે, અને પોતાના અનુયાયીઓનું જીવન તદનુસાર ઘડવાને માટે જ મુખ્ય પ્રયાસ કર્યો છે. એનું પરિણામ આજે પ્રત્યક્ષ રીતે એ જોવા મળે છે કે શ્વેતામ્બર સંપ્રદાયમાં દોષની શુદ્ધિ માટેની પ્રતિક્રમણરૂપી આવશ્યક ક્રિયા પ્રતિદિન ચાલુ છે. પ્રતિદિન નહિ કરી શકનાર પ્રતિપક્ષ, પ્રતિચાતુર્માસ અને છેવટે પ્રતિવર્ષ એક વાર તો અવસ્ય કરે જ છે. તેથી સંઘવ્યવસ્થા જળવાઈ રહે છે; પાપથી પાછા હઠવારૂપી કર્તવ્યનો અમલ કરવા માટેની સમગ્ર સંઘની ધર્મભાવના ટકી રહે છે; સમાન સૂત્રો વડે સૌ કોઈને તે ક્રિયા કરવાની હોવાથી સકલ સંઘ (પછી તે દ્રવ્યની અપેક્ષાએ સાધુ-સાધ્વી, શ્રાવક શ્રાવિકારૂપ હો, અથવા ક્ષેત્રની અપેક્ષાએ પૂર્વ પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ દેશમાં વસનારો હો, અથવા કાળની અપેક્ષાએ બાળ, વૃદ્ધ, યુવાન કે પ્રૌઢ વયે પહોંચેલો હો, અથવા ભાવની અપેક્ષાએ બહુગુણી, અલ્પગુણી, મધ્યમગુણી કે સામાન્ય ગુણી હો—સૌ કોઈ) પોતાને લાગેલા દોષોની શુદ્ધિ કરવારૂપ ક્રિયાના આરાધક બનીને સુગતિને સાધવા માટે શક્તિમાન થાય છે. ક્રિયાપ્રધાનતાનો આ મહાન લાભ છે. એવા ક્રિયા-પ્રધાન સંઘમાં જેટલું જ્ઞાન વધતું જાય તેટલું લાભદાયી છે, શણગારરૂપ

છે, શોભારૂપ છે, કુગતિના માર્ગને કાપનારું છે. એથી વિરુદ્ધ જ્યાં ક્રિયા મુખ્ય નથી મનાઈ, અને જ્ઞાન જ મુખ્ય મનાયું છે, ત્યાં જ્ઞાન વધવા છતાં મોટે ભાગે અહંકારની વૃદ્ધિ, ક્રિયાની ઉપેક્ષા, પ્રમાદની પુષ્ટિ અને આલસ્યનો આદર થતો જાય છે. પરિણામે આત્માની અધોગતિ અને સ્વેચ્છાચારની પરંપરા વધે છે. અનાદિ કાળથી જીવને સ્વેચ્છાચારે વિહરવાની અને સ્વચ્છંદાચારે ચાલવાની કુટેવ છે. તે કુટેવથી ટેવાયલા જીવોને જ્ઞાનની વાત મીઠી લાગે છે અને ક્રિયાની વાત કડવી લાગે છે. પરંતુ શાસ્ત્રકાર મહર્ષિઓની દૃષ્ટિએ તેવા પુરુષોની દશા—

> "જૈસે પાગ કોઉ શિર બાંધે, પહિરન નહિ લંગોટી;
> સદ્ગુરુપાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યું ખોટી૦"
>
> —ઉપા. શ્રીયશોવિજયજી.

તેના જેવી થાય છે. "નીચેનું અંગ ઢાંકવા માટે જેની પાસે એક નાની લંગોટી પણ નથી, તે મસ્તક ઉપર મોટી પાઘડી બાંધી બજારમાં થઈને નીકળે તો હાસ્યાસ્પદ જ બને. તેની જેમ લાગેલાં પાપનું શુદ્ધિકરણ કરવા જેટલી સ્વલ્પ ક્રિયા પણ જેણે રાખી નથી, તે જ્ઞાનની અને શાસ્ત્રની મોટી મોટી વાતો કરે તો તે વાતો કરવામાત્રથી તેની શુદ્ધિ કે સદ્ગતિ થઈ શકતી નથી."

પ્રતિક્રમણની ક્રિયાને આ દૃષ્ટિએ જેઓ વિચારી શકે છે, તેઓને એ ક્રિયા માટેનાં અતિ અલ્પ પણ અત્યન્ત જરૂરી એવાં સૂત્રો ભણવા માટે અરુચિ કે કંટાળો થવાનો લેશ પણ સંભવ નથી. ઊલટું, આટલાં અલ્પસૂત્રોમાં આવી મહાન ક્રિયાને ચતુર્વિધસંઘના હિત માટે ઉતારી આપનાર, અપૂર્વ રચનાશક્તિ ધારણ કરનારા ગણધરભગવંતોના જ્ઞાન અને કરુણા ઉપર અત્યન્ત બહુમાન થશે, અને એ સૂત્રોનાં અધ્યયનનો અને એના આધારે થતી વિધિયુક્ત પ્રતિક્રમણની ક્રિયાનાં વિધાનોને

કરીને મોક્ષનો હેતુ બને છે. કારણ કે તેમાં સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને અનાલંબન એ પાંચે પ્રકારના યોગોની વિશિષ્ટ આરાધના રહેલી છે.

૧ સ્થાન—કાયોત્સર્ગાદિ આસનવિશેષ.

૨ વર્ણ—ક્રિયામાં ઉચ્ચારાતા સૂત્રના અક્ષરો.

૩ અર્થ—અક્ષરોમાં રહેલા અર્થવિશેષનો નિર્ણય.

૪ આલંબન—બાહ્ય પ્રતિમા, અક્ષર સ્થાપના આદિ વિષયક ધ્યાન.

૫ અનાલંબન—બાહ્ય રૂપી દ્રવ્યના આલંબનરહિત કેવળ નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિ.

યોગશાસ્ત્રમાં પ્રતિપાદિત આ પાંચે ય પ્રકારનો વિશિષ્ટ યોગ પ્રતિક્રમણની ક્રિયામાં સધાય છે. તેમાં સ્થાન અને વર્ણ, એ બે ક્રિયાયોગ છે. કારણ કે સ્થાન એ શારીરિક અને વર્ણ એ વાચિક ક્રિયારૂપ છે, અને **અર્થ, આલંબન** તથા **અનાલંબન** એ ત્રણ જ્ઞાનયોગ છે, કારણકે તે માનસિક વ્યાપારરૂપ છે.

એ રીતે, આશય શુદ્ધિપૂર્વક કરાતી આ ક્રિયા તીર્થના રક્ષણ સાથે મોક્ષની પણ પ્રાપ્તિના હેતુભૂત થાય છે. "હાથકંકણને આરસી"ની જરૂર નથી. ક્રિયા કરીને તેનો લાભ પ્રત્યક્ષ અનુભવવો એજ તેને સમજવાનો રાજમાર્ગ છે.

**શંકા ૧૨:** પ્રતિક્રમણ સૂત્ર ઉપર અનેક પુસ્તકો બહાર પડ્યાં છે. આ નવું પુસ્તક પ્રગટ કરવાની જરૂર શી છે?

**સમાધાન:** આમ તો પ્રતિક્રમણસૂત્ર ઉપર કોઈ પણ પુસ્તક બહાર પાડવાની જરૂર જ નથી, કારણ કે–સૂત્રો અલ્પ છે, અને તે પુસ્તક વિના પણ મુખપાઠ કરાવી શકાય એમ છે. ૨૫-૫૦ વર્ષ પહેલાના સમયમાં એ રીતે જ થતું હતું. તથા તેનો અર્થ–ભાવાર્થ–ઐદંપર્યાર્થ વગેરે વિસ્તૃત રૂપમાં નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વગેરેમાં લખાયેલો મોજૂદ

છે. તથા તેને ભણનારા, ભણાવનારા અને સમજાવનારા સાધુ-સાધ્વીઓ વગેરે પણ મળી આવે છે. પરન્તુ પ્રજાના દુર્ભાગ્યની વાત છે, કે છેલ્લા દોઢસોબસો વર્ષથી પરદેશી રાજ્ય અને તેના સંસર્ગ અને શિક્ષણથી તેની અનાર્ય સંસ્કૃતિનો અસર દેશભરમાં વ્યાપી ગયેલી છે. જે ભાષામાં સૂત્રો અને તેની ટીકા વગેરે રચાયેલાં છે, તે ભાષા ભૂલાઈ ગઈ છે. તેની જગ્યાએ નવી જ ભાષા લોકોના મોઢે અને નવા જ વિચારો લોકોના મગજે ચઢી ગયાં છે. તેથી આર્ય સંસ્કૃતિ, આર્ય ધર્મ, ક્રિયાઓ અને આર્ય આચારો લુપ્તપ્રાય બનતા જાય છે, અને તેની સાથે બહારની અસરથી અનેક જાતના ઊલટા વિચારો લોકોના મગજમાં ઘૂસી ગયા છે. તે જ એક કારણે પ્રતિક્રમણ જેવી મહત્ત્વની ક્રિયા પ્રત્યે અને તેના મંત્ર-મય અર્થગર્ભિત મહાન સૂત્રો અને તેના અભ્યાસપરત્વે પણ એક પ્રકારની બેદરકારી કે બેદિલી ફેલાતી જાય છે. તેનાથી થતાં અનિષ્ટ અટકાવવા માટે આજસુધી પ્રતિક્રમણનાં સૂત્રો અને તેના અર્થો સમજાવવા માટે અનેક પ્રકારનાં જુદાં જુદાં પુસ્તકો પ્રગટ થયાં છે અને તેથી તેના ઉપર થોડીઘણી શ્રદ્ધા અને તેનું થોડુંઘણું જ્ઞાન ટકી રહ્યું છે.

આ પુસ્તક પણ એક આવા જ પ્રકારનો પ્રયત્ન છે. તેમાં સૂત્રો અને અર્થોની શુદ્ધિ માટે શક્ય તેટલો અધિક પ્રયાસ કરવામાં આવ્યો છે. પ્રતિક્રમણસૂત્રોની ગંભીરતા તથા અર્થવિશાળતા બતાવવા માટે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને ટીકાઓનો સાક્ષાત્ આધાર લેવામાં આવ્યો છે તથા તેમાં અશાસ્ત્રીય કોઈ પણ વિચાર પ્રવેશ પામી ન જાય તે માટે શક્ય તેટલો મુનિઓનો સાથ લેવામાં આવ્યો છે. તેમ છતાં તેમાં અનેક ત્રુટિઓ અને સ્ખલનાઓ રહી જવાનો સંભવ છે, કારણ કે—સૂત્રકાર અને અર્થકારની અગાધ બુદ્ધિની આગળ સંપાદક, લેખક કે સંશોધકો આદિની બુદ્ધિ અતિશય અલ્પ છે. તે બધી ત્રુટિઓ ધ્યાનમાં હોવા છતાં નવા સંસ્કારમાં ઊછરતી વર્તમાન અને ભાવિ પ્રજાનું હિત લક્ષ્યમાં રાખીને શક્ય તેટલો વિસ્તાર કરી આ પુસ્તક ત્રણ ભાગમાં

તૈયાર કરવામાં આવ્યું છે. તેમાંનો આ પ્રથમ ભાગ છે અને તેમાં માત્ર સામાયિક અને ચૈત્યવંદન સુધીનાં સૂત્રો જ આવી શક્યાં છે.

ચતુર્વિધ સંઘને આ ક્રિયા નિત્ય ઉપયોગી હોવાથી તથા ભાષાની અને શાસ્ત્રીય વિચારોના ગૂઢાર્થ-રહસ્યો સરળ ભાષામાં શ્રદ્ધા સાથે સમજવા જરૂરી હોવાથી આ પુસ્તક આ રીતે પ્રસિદ્ધ થવું અત્યન્ત આવશ્યક હતું એમ કોઈને પણ પ્રથમ દૃષ્ટિએ જ જોતાં લાગશે, કારણ કે—તેમાં શાસ્ત્રીય શબ્દો અને સત્યો બને તેટલી સરળ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યા છે. એ વાંચવાથી, ભણવાથી પ્રતિક્રમણ-સૂત્રો સંબંધી ફેલાયેલી અજ્ઞાનતા તથા પ્રતિક્રમણની ક્રિયા પ્રત્યે આવેલી કે આવતી બેદિલી દૂર થશે અને હવે પછી પ્રગટ કરવાના વિભાગો તથા આજ પૂર્વે પ્રગટ થયેલાં પુસ્તકો વાંચવા તથા ભણવા માટે અંતરની ઝંખના વધશે તથા આ સૂત્રો અને તેના અર્થો રચનારા તથા પ્રકાશનારા અને આજ સુધી તેને સુરક્ષિત રાખીને આપણા પર્યન્ત સક્રિયરૂપે લઈ આવનારા પરમ ઉપકારી પૂર્વમહર્ષિઓ ઉપર આંતરિક બહુમાનનો ભાવ પ્રગટ થશે.

આ પુસ્તકના લેખક અને યોજક મહાનુભાવો જો આ વિષયના જાણકાર ગીતાર્થ મહાપુરુષો પ્રત્યે સમર્પિત ભાવને ધારણ કરવાની મનોવૃત્તિવાળા ન હોત; તો આ પુસ્તક જે રીતે પ્રસિદ્ધ થવા પામ્યું છે, તે રીતે કદાચ પ્રસિદ્ધ થવા પામત નહિ. જૈનશાસ્ત્રના કોઈ પણ વિષય ઉપર કલમ ઉપાડવી હોય તેણે સૌથી પ્રથમ ગીતાર્થપારતંત્ર્ય પ્રાપ્ત કરવું જ પડશે. અન્યથા લાભ થવાને બદલે તેનાથી મોટો અનર્થ જ થવાનો સંભવ છે.

ભૂતકાળમાં આમ બન્યું છે. તત્ત્વાર્થભાષ્ય પરથી આવશ્યકને અંગબાહ્ય તરીકે સ્થવિરકૃત માની 'ગણધરકૃત નથી' એવું સ્થાપિત કરાયું છે, પણ તે ખોટું છે; કેમ કે **ઠાણાંગસૂત્રમાં** અંગબાહ્ય-શ્રુતના

આવશ્યક અને આવશ્યક-વ્યતિરિક્ત એવા બે ભેદ પાડી આવશ્યકને ગણધરકૃત અને આવશ્યક-વ્યતિરિક્તને (ઉત્તરાધ્યયનાદિને) સ્થવિરકૃત જણાવ્યું છે. એ જ વાત દ્રવ્ય **લોકપ્રકાશ** ગા. ૮૭ થી ૯૮માં છે. **વિશેષાવશ્યક-ભાષ્ય**માં અનંગપ્રવિષ્ટશ્રુતના ત્રણ અર્થો કરવામાં આવ્યા છે.* તે આ રીતેઃ (૧) અંગબાહ્ય એટલે સ્થવિરકૃત. તે ભદ્રબાહુસ્વામીકૃત આવશ્યકનિર્યુક્તિ આદિ. (૨) અંગબાહ્ય એટલે 'ત્રિપદીપ્રશ્નોત્તર (આદેશ) સિવાય રચાયેલું આવશ્યકાદિ સાહિત્ય. અહીં આવશ્યકને ગણધરકૃત લેવાનું હોવાથી અને આદિપદથી ઉત્તરાધ્યયન વગેરે શ્રુતને સ્થવિરકૃત લેવાનું હોવાથી 'આવશ્યકાદિના કર્તા સ્થવિર છે' એમ સૂચવ્યું નથી. (૩) અંગબાહ્ય એટલે અધ્રુવશ્રુત અર્થાત્ સર્વ તીર્થંકર-દેવોના તીર્થમાં નિયત નહિ તેવું. તે તંદુલવૈયાલિયપયન્ના પ્રમુખ જાણવું. આ પરથી એ સુસ્પષ્ટ છે કે મધ્યના બાવીસ તીર્થપતિના શાસનમાં આવશ્યક-રચના નિયત છે. ભલે, એનો ઉપયોગ અતિચાર લાગવારૂપ કારણ ઉપસ્થિત થયે થતો હોય. ત્યાં ગણધરભગવંત અને તેમના શિષ્યોને અતિચારના કારણે પ્રતિક્રમણ કરવું જ પડે છે. તે માટે આવશ્યકસૂત્રની રચના જરૂરી છે. તેથી પણ આવશ્યક ગણધરકૃત ઠરે છે. આ રીતે આગમ-પાઠોથી આવશ્યકસૂત્ર ગણધરકૃત જ છે, એ વાત નિશ્ચિત થતા તત્ત્વાર્થભાષ્યના સ્થવિરકૃત આવશ્યકનો અર્થ આવશ્યક-નિર્યુક્તિ કરવો પડે છે. આથી સમજાશે કે શાસ્ત્રીય વસ્તુનો નિર્ણય શાસ્ત્રજ્ઞ ગીતાર્થ પુરુષોના આલંબન વિના કરવામાં ઉત્સૂત્રભાષણાદિનો ભય જાગે છે.

આ પુસ્તકમાં કરેલા અર્થના વાચન, મનન અને અધ્યયનથી મૂલ

---

* गणहरथेरकयं वा आएसा मुक्कवागरणओ वा ।
धुवचलविसेसओ वा अंगाणंगेसु नाणत्तं ॥

वि. भा. गा. ५५०

| | | | |
|---|---|---|---|
| ૧૫૫ | ૩ | पहीण—जरा-मरणा | पहीण-जर-मरणा |
| ૧૫૬ | ૧૦ | પુષ્પાાદ | પુષ્પાદિ |
| ૧૫૯ | ૫ | પ્રાાપ્ત | પ્રાપ્તિ |
| ૧૬૨ | ૧૭ | દ્વપના | દ્વેપના |
| ૨૪૪ | ૧૫ | ઉદ્ધું | ઊદ્ધું |
| ૨૫૨ | ૫ | वर | अवर |
| ૨૫૮ | ૧૯ | जगन्नाथाः | जगतां नाथाः |
| ૨૬૭ | ૬ | भरहाइ | भरहाइं |
| ૨૬૯ | ૧૮ | स्वामिन ! | स्वामिन् ! |
| ૨૭૦ | ૧ | ऋषभः ! | ऋषभ ! |
| ૨૭૩ | ૧૮ | ભિનમાલ | ભિન્નમાલ |
| ૨૭૭ | ૧૭ | શ્રતકેવલી | શ્રુતકેવલી |
| ૨૭૭ | ૧૯ | જ | જે |
| ૨૮૭ | ૩ | અવસપિણી | અવસર્પિણી |
| ૨૮૮ | ૦ | ટાકા | ટીકા |
| ૩૨૧ | ૩ | નિવેદ | નિર્વેદ |
| ૩૪૦ | ૬ | चक्कचट्टिणं | चक्कवट्टीणं |
| ૩૪૩ | ૧૩ | સારથી | સારથિ |
| ૩૫૮ | ૧ | મારું | તમારું |
| ૩૬૭ | ૯ | લોકોના | લોકના |
| ૩૮૦ | ૮ | त्वद्-वचन-सेवना | तद्-वचन-सेवनां |
| ૩૮૦ | ૧૮ | તમારા | તેમના |
| ૩૯૦ | ૧૪ | भावना सारं | भावनासारं |

| | | | |
|---|---|---|---|
| ૩૯૩ | ૨ | શબ્દમાં | શબ્દોમાં |
| ૪૦૯ | ૯ | काउस्सग | काउस्सगं |
| ૪૧૨ | ૧ | सक्कार | सक्कार |
| ૪૧૬ | ૨૦ | અનુપેક્ષાઓ | અનુપ્રેક્ષાઓ |
| ૪૧૭ | ૧૯ | શ્રતસ્તવ | શ્રુતસ્તવ |
| ૪૨૦ | ૧૬ | प्राज्ञ | प्रज्ञा |
| ૪૩૫ | ૮ | પન્ય | પુન્ય |
| ૪૩૯ | ૨ | ચંબેલી | ચમેલી |
| ૪૫૨ | ૧ | धॉर | धीर |
| ૪૮૩ | ૦ | ૪૮૫ | ૪૮૩ |
| ૪૯૨ | ૧ | ક્ષમાશ્રમણ | ક્ષમાશ્રમણ |
| ૫૦૧ | ૪ | શ્રતજ્ઞાન | શ્રુતજ્ઞાન |
| ૫૦૨ | ૧૭ | चैतुावशतिः | चतुर्विशतिः |
| ૫૧૬ | ૧૫ | सम्मदिट्ठि- | सम्मद्दिट्ठि- |
| ૫૧૯ | ૫ | कम्म | कम्मं |
| ૫૨૩ | ૩ | पचिंदिय- | पंचिंदिय- |
| ૫૪૪ | ૧૭ | સુદપત્તીનો | સુહપત્તીના |
| ૫૪૬ | ૯ | કાયરાગ | કામરાગ |
| ૬૦૭ | ૦ | ૬૦ | ૬૦૭ |
| ૬૧૮ | ૨૦ | ચતુર્થ ગોદશક | ચતુર્થ પંચાશક |
| ૬૪૧ | ૯ | मदयुद्दाण | मंदयुद्दाण |
| ૬૪૯ | ૪ | गायम | गोयम |
| ૬૪૯ | ૧૬ | संगाति-मरजो | संपातिम-रजो |

| | | | |
|---|---|---|---|
| ૬૫૧ | ૧૭ | આંગળળા | આંગળનો |
| ૬૫૭ | ૫ | મુમુક્ષોને | મુમુક્ષુઓને |
| ૬૫૮ | ૧૯ | અંતમુહૂર્ત | અંતર્મુહૂર્ત |
| ૬૬૧ | ૧૩ | દષ્ટાંતો | દૃષ્ટાન્તો |
| ૬૬૨ | ૨૩ | દ્રષ્ટિએ | દૃષ્ટિએ |
| ૬૭૯ | ૨૧ | સ્વરુપ | સ્વરૂપ |
| ૬૮૨ | ૨૩ | માધ્યસ્થ | માધ્યસ્થ્ય |
| ૬૮૭ | ૧૯ | સમાચારી | સામાચારી |

## આધારભૂત ગ્રન્થોની યાદી

| | | | |
|---|---|---|---|
| ૨૨ | ૭ | નંદીસૂત્ર વ્યાખ્યા | નંદીસૂત્ર |
| ,, | ૮ | (વૃત્તિ-જિનદાસગણિ) | (વૃત્તિ-મલયગિરિ) |
| ૨૪ | ૧૧ | શ્રી વટ્ટેકરાચાર્ય | શ્રી વટ્ટકેરાચાર્ય |
| ૨૭ | ૫ | ભાવનગર | અમદાવાદ |
| ૩૨ | ૧૨ | શ્રી વિજયકેસરસૂરિ | શ્રી જયકેસરિસૂરિ |

---

### વિજ્ઞપ્તિ

**શુદ્ધિપત્રક પ્રમાણે પુસ્તક સુધારીને ઉપયોગમાં લેવું અને તેની આશાતના ન થાય તે રીતે વર્તવા માટે લક્ષ્ય રાખવું.**

# १ नमुक्कारो

[ नमस्कारसूत्रम् ]

## નવકારમંત્ર

### ( ૧ ) મૂલપાઠ

नमो* अरिहंताणं× ।
नमो सिद्धाणं ।
नमो आयरियाणं ।
नमो उवज्झायाणं ।
नमो लोए सव्वसाहूणं ॥

एसो पंचनमुक्कारो, सव्व-पाव-प्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं+ ॥१॥

---

* ' णमो ' પાઠાંતર પોથી ૧૯, ૨૫.

× ' अरहंताणं, ' ' अरुहंताणं ' પાઠાંતર આ. નિ.

+ મૂલાચારના ષડાવશ્યકાધિકારમાં આ ગાથા નીચે મુજબ આપેલી છેઃ

एसो पंचणमोयारो, सव्वपावपणासणो ।
मंगलेसु य सव्वेसु, पढमं हवदि मंगलं ॥ १३ ॥

## ( ૨ ) સંસ્કૃત છાયા

नमः अर्हद्भ्यः ।
नमः सिद्धेभ्यः ।
नमः आचार्येभ्यः ।
नमः उपाध्यायेभ्यः ।
नमः लोके सर्वसाधुभ्यः ॥

एष पञ्चनमस्कारः, सर्वपापप्रणाशनः ।
मङ्गलानां च सर्वेषां, प्रथमं भवति मङ्गलम् ॥ १ ॥

## ( ૩ ) ગુજરાતી છાયા

નમસ્કાર અરિહંતોને.
નમસ્કાર સિદ્ધોને.
નમસ્કાર આચાર્યોને.
નમસ્કાર ઉપાધ્યાયોને.
નમસ્કાર લોકમાં સર્વસાધુઓને.

આ પાંચ નમસ્કાર, સર્વપાપ-પ્રણાશક;
મંગલોનું ય સર્વેનું, પ્રથમ છે મંગલ. ૧.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

नमुक्कारो—નમસ્કાર.

સંસ્કૃત 'नमस्कार' શબ્દનો પ્રાકૃત સંસ્કાર 'नमोक्कार' તથા 'नमुक्कार' થાય છે. (સિ. હે. શ. ૮/૧/૬૨) અને પ્રાકૃતમાં

આદિ 'न'નો વિકલ્પ 'ण' થાય છે. (સિ. હે. શ. ૮/૧/૨૨૯) તેથી' णमोक्कार,' 'णमुक्कार' એવાં રૂપો પણ બની શકે છે. 'नमुक्कार'નું પ્રથમાનું એકવચન 'नमुक्कारो.'

नमो – नम – નમસ્કાર હો, વંદન હો.

'नमः' એ નૈપાતિક પદ એટલે અવ્યય છે, જે દ્રવ્ય તથા ભાવનમસ્કારના અર્થમાં વપરાયેલુ છે. 'દ્રવ્ય-નમસ્કાર' એટલે હાથ જોડવા, મસ્તક નમાવવું, ઘુંટણભેર થઈને પગે લાગવું, ભૂમિનો મસ્તકવડે સ્પર્શ કરવો વગેરે. 'ભાવ નમસ્કાર' એટલે મનની વિશુદ્ધિ કરવી, મનમાંથી અશુભ વિચારોને અને અશુભ ભાવનાઓને દૂર કરવી તથા જેમને વંદન કરતા હોઈએ તેમના પ્રત્યે સન્માનની ભાવના રાખવી, શ્રદ્ધા રાખવી, ભક્તિ રાખવી, વગેરે.

अरिहंताण – अर्हद्भ्य. – अरिहन्तृभ्य '— અરિહંતોને. 'અરિ' એટલે શત્રુ. 'હંત' એટલે હણનાર. જે શત્રુને હણે અથવા જેના વડે શત્રુ હણાય, તે 'અરિહંત.' આ દૃષ્ટિએ આત્માના પૂર્ણ વિકાસમા જે વસ્તુઓ અંતરાયભૂત નીવડે, તેને પણ અરિ કહી શકાય. આવા 'છ અરિ'–'(ષડ્રિપુ)'ની ગણના શ્રીભદ્રબાહુસ્વામીએ આવશ્યકનિર્યુક્તિમાં નીચે પ્રમાણે કરી છે:—

" इदिय-विसय-कसाये, परीसहे वेयणा उवसग्गे ।
एए अरिणो हता, अरिहता तेण वुच्चति ॥ ९१९ ॥ "

" (અપ્રશસ્ત ભાવમાં વર્તતી) ઇંદ્રિયો, કામભોગની

ઇચ્છા, ( ક્રોધ, માન, માયા, લોભ આદિ માનસિક ભાવો-રૂપી ) કષાય, ( ભૂખ-તરસ આદિના બાવીશ પ્રકારના ) પરીષહો, ( શારીરિક અને માનસિક દુઃખના અનુભવરૂપ ) વેદનાઓ તથા ( મનુષ્ય, તિર્યંચ અને દેવોએ કરેલા ) ઉપસર્ગો એ '( અંતરંગ અથવા ભાવ ) શત્રુઓ' છે. એ 'શત્રુઓ'ને હણનારા—'અરિહંતો' કહેવાય છે."

अरहंताणं [ પાઠભેદ ]–अर्हद्भ्य :—અર્હંતોને, અરહતોને અથવા અરહંતોને.

'अर्ह्' એટલે યોગ્ય હોવું અથવા લાયક હોવું. જેઓ અન્યના સન્માનને—સત્કારને અથવા પૂજાદિ ક્રિયાઓને યોગ્ય હોય છે, તે 'અર્હત્'–'અરહત' અથવા 'અરહંત' કહેવાય છે. શ્રીભદ્રબાહુસ્વામીએ આવશ્યકનિર્યુક્તિમાં તેનો અર્થ નીચે પ્રમાણે ઘટાવેલો છે:—

" अरिहंति वंदण-नमंसणाइ, अरिहंति पूय-सक्कारं ।
सिद्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥ ९२१ ॥ "

"જેઓ વંદન-નમસ્કારને યોગ્ય હોય છે, જેઓ પૂજા-સત્કારને યોગ્ય હોય છે તથા જેઓ સિદ્ધિગમનને યોગ્ય હોય છે, તે અરહંત-અર્હત્ કહેવાય છે."

શ્રીભગવતીસૂત્રના મંગલાચરણમાં, શ્રીમહાનિશીથસૂત્રના પાંચમા અધ્યયનમાં, શ્રીકલ્પસૂત્રના શક્રસ્તવ અધિકારમાં તથા શ્રીજયસિંહસૂરિએ વિ. સં. ૯૧૫માં રચેલા ધમ્મો-

વએસમાલા( ધર્મોપદેશમાલા )-વિવરણ વગેરેમાં આ પાઠ આપેલો છે.*

अरुहंताणं – [ પાઠભેદ ] अर्हद्भ्यः – अरोहद्भ्य :—અરોહંતોને.

પાઠાન્તર તરીકે આ શબ્દની નોંધ શ્રીભદ્રબાહુસ્વામીએ આ. નિ. માં, શ્રીઅભયદેવસૂરિએ ભગવતી-ટીકામાં અને અન્ય સ્થળોએ અન્ય ગીતાર્થોએ કરેલી છે. 'रुह्' એટલે ઊગવું, તેના પરથી 'रुहंत'નો અર્થ ઊગનાર થાય છે, અને નિષેધાત્મક 'अ' પદ વડે એના વિરુદ્ધ ભાવમાં ન ઊગનાર એવો અર્થ બને છે. શ્રીઅભયદેવસૂરિએ ભગવતી-ટીકામાં તેનો અર્થ નીચે પ્રમાણે આપ્યો છે :—

'तत्र 'अरोहद्भ्यः' अनुपजायमानेभ्यः क्षीणकर्मबीजत्वात्' અર્થાત્ કર્મરૂપી બીજ ક્ષીણ થવાથી જેને ફરી જન્મવાનું નથી, તેવા અરોહંતોને.

---

* ઓરિસાની હાથીગુફા તથા ગણેશગુફા પરના મહામેઘવાહન કલિંગાધિપતિ મહારાજા ખારવેલના શિલાલેખમાં નીચેના શબ્દો જોવામાં આવે છે :—

'नमो अरहंतानं । नमो सवसिधानं । वेरेन महाराजेन अरहंतपसादानं कलिंगानं...'

મથુરાનો શિલાલેખ જે ઓછામાં ઓછો ઈ. સ. પૂર્વે ૫૦નો છે તેમાં નીચે પ્રમાણે લખાણ છે :—'नमो अरहतो वधमानस...अरहतपूजाये' ઇત્યાદિ.

સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન( અ. ૮, પા. ૨, સૂત્ર ૧૧૧ )માં 'उच्चार्हति' સૂત્ર વડે જણાવ્યું છે કે 'अर्हत्' શબ્દમાં સંયુક્તના અંત્ય વ્યંજન પહેલાં અર્થાત્ 'र्'માં 'उ,' 'अ' અને 'इ' ઉમેરાય છે, એટલે તેનાં 'अरुहन्तो,' 'अरहन्तो' અને 'अरिहन्तो' એવાં ત્રણ રૂપો બને છે.

सिद्धाणं–सिद्धेभ्यः—સિદ્ધોને.

'સિદ્ધ' એટલે નિષ્ણાત, નિપુણ, પોતાનું કાર્ય બરાબર પૂરું કરનાર. અહીં કાર્યનો અર્થ મોક્ષપ્રાપ્તિ સમજવાનો છે. અર્થાત્ મોક્ષપ્રાપ્તિ કરવાનું કાર્ય જેણે પૂરું કર્યું છે, તે 'સિદ્ધ.' તે માટે આ. નિ.માં જણાવ્યું છે કે :—

" नित्थि(च्छि)न्नसव्वदुक्खा जाइ-जरा-मरण-बंध-विमुक्का ।
अव्वाबाहं सुक्खं, अणुहवंति सासयं सिद्धा ॥९८८॥ "

" સર્વ દુઃખોને સર્વથા તરી ગયેલા, જન્મ, જરા, મરણ અને કર્મના બંધનથી છૂટા થયેલા તથા કોઈ પણ પ્રકારની આડખીલીથી રહિત એવા શાશ્વત સુખનો અનુભવ કરનારા 'સિદ્ધો' કહેવાય છે."

आयरियाणं–आचार्येभ्यः—આચાર્યોને.

'आ'–મર્યાદાપૂર્વક 'चर्'–જવું, વર્તવું. તેની ક્રિયા તે 'આચાર'. આવા આચારને પાળનારા તે 'આચાર્ય.' આ. નિ.માં તે અંગે જણાવ્યું છે કે :—

" पंचविहं आयारं, आयरमाणा तहा पभा(या)संता ।
आयारं दंसंता, आयरिया तेण वुच्चन्ति ॥९९४॥ "

"પાંચ પ્રકારના આચારને સ્વયં આચરનારા, પ્રયત્નપૂર્વક બીજાની આગળ તે આચારને પ્રકાશનારા (ઉપદેશનારા) તથા સાધુ-પ્રમુખને તે પાંચ પ્રકારના આચારને દેખાડનારા હોવાથી 'આચાર્ય' કહેવાય છે."

પાંચ પ્રકારના 'આચાર'નાં નામો ઉપરની ગાથાનો અર્થ કરતાં શ્રીમલયગિરિજીએ આ. ટી.માં નીચે મુજબ આપ્યાં છે:—'જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચાર.' 'पञ्चप्रकारं ज्ञान-दर्शन-चारित्र-तपो-वीर्यभेदात्'

उवज्झायाणं–उपाध्यायेभ्यः—ઉપાધ્યાયોને.

'उपेत्य अधीयतेऽस्मात्'—જેની પાસે જઈને અધ્યયન કરી શકાય, ભણી શકાય, તે 'ઉપાધ્યાય' કહેવાય. અથવા 'उप समीपे अधिवसनात् श्रुतस्यायो लाभो भवति येभ्यस्ते उपाध्यायाः'— 'જેમની સમીપે નિવાસ કરવાથી શ્રુતનો આય અર્થાત્ લાભ થાય, તે 'ઉપાધ્યાય' કહેવાય.' કયા શ્રુતને અથવા સ્વાધ્યાયને અનુલક્ષીને આ વાત છે, તેનું સ્પષ્ટીકરણ આ. નિ.માં નીચે મુજબ કરેલું છે:—

"बारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं ।
तं उवइसन्ति जम्हा, उवज्झाया तेण वुच्चन्ति ॥ ९९७ ॥"

"શ્રીજિનેશ્વર દેવોએ કહેલાં બાર અંગોને—દ્વાદશાંગીને પંડિત પુરુષો 'સ્વાધ્યાય' કહે છે. તેનો ઉપદેશ કરનારા 'ઉપાધ્યાય' કહેવાય છે."

लोए – लोके – લોકમાં.

'लोक्यतेऽसौ'—જે દેખાય છે, જે જણાય છે, તે લોક કહેવાય છે. સંસાર, જગત્, ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોનું આધારભૂત, આકાશ, ક્ષેત્ર, પ્રાણિસમૂહ વગેરે અનેક અર્થમાં તે વપરાય છે. અહીં 'લોક' શબ્દથી જે ક્ષેત્રમાં મનુષ્યો રહે છે, મનુષ્યનો વાસ છે તેવો 'મનુષ્યલોક' સમજવાનો છે. 'लोके-मनुष्यलोके' (વૃ. વૃ. પૃ. ૨.). શ્રીભગવતીજીની ટીકામાં પણ 'लोके-मनुष्यलोके न तु गच्छादौ ये सर्वसाधवस्तेभ्यो नमः' એ પ્રમાણે અર્થ કરેલો છે.

सव्वसाहूणं-सर्वसाधुभ्य :—સર્વ સાધુઓને.

'स्व-परहितं मोक्षानुष्ठानं वा साधयतीति साधुः'—જે આત્મ-હિતને અને પરહિતને સાધે, અથવા મોક્ષના અનુષ્ઠાનને સાધે, તે 'સાધુ' કહેવાય છે. શેની સાધના કરવાની છે અને કેવી રીતે સાધના કરવાની છે, તે સંબંધમાં આ. નિ.માં જણાવ્યું છે કે :—

" निव्वाण-साहए जोगे, जम्हा साहन्ति साहुणो ।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥ १००२ ॥ "

નિર્વાણ-સાધક યોગોને—ક્રિયાઓને જેઓ સાધે છે અને સર્વ પ્રાણીઓ ઉપર સમવૃત્તિને ધારણ કરે છે, તે 'ભાવસાધુ' કહેવાય છે.

एसो —एष : — આ.

पंचनमुक्कारो – पञ्चनमस्कार :—પંચ નમસ્કાર – પાંચને કરવામાં આવેલો નમસ્કાર.

सव्व-पाव-प्पणासणो – सर्व-पाप-प्रणाशन :—સર્વ પાપનો વિનાશ કરનાર.

सर्व – બધાં. पाप – અશુભ કર્મો. प्रणाशन :– વિનાશ કરનાર.

मंगलाणं – मङ्गलानाम् – મંગલોનું.

'मंगति हितार्थं सर्पतीति मंगलम्' જે—સર્વ પ્રાણીઓના હિતને માટે પ્રવર્તે, તે 'મંગલ,' અથવા 'मंगति दुरदृष्टमनेन अस्मात् वेति मंगलम्'—જેના દ્વારા દુર્ભાગ્ય દૂર ચાલ્યું જાય છે તે 'મંગલ.'

શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્યમાં મંગલનો અર્થ કરતાં કહ્યું છે કે :—

" मंगिज्जएऽधिगम्मइ, जेण हिअं तेण मंगलं होई ।
अहवा मंगो धम्मो, तं लाइ तयं समादत्ते ॥"

જે વડે હિત સધાય અથવા જે મંગ એટલે ધર્મને લાવે, તે મંગળ કહેવાય છે.

च – અને.

सव्वेसिं – सर्वेषाम् – સર્વેનું—સર્વમાં.

'સર્વ' શબ્દથી 'દ્રવ્ય' અને 'ભાવ' અથવા 'લૌકિક' અને 'લોકોત્તર' વિભાગો વડે સૂચિત થતા સર્વ પ્રકારો ગણવાના છે. 'દ્રવ્યમંગલ' એટલે બાહ્ય દૃષ્ટિએ મંગલરૂપ ગણાતા પદાર્થો. જેમકે દહીં, દૂર્વા અને અક્ષત. 'ભાવમંગલ' એટલે આંતરિક દૃષ્ટિએ મંગલરૂપ ગણાતી વસ્તુઓ. જેમકે

સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર. 'લૌકિક મંગલ'માં નીચેની આઠ વસ્તુઓની ગણના થાય છે :

"(૧) સ્વસ્તિક (સાથિયો), (૨) શ્રીવત્સ (આકૃતિ વિશેષ), (૩) નંદ્યાવર્ત્ત (એક પ્રકારનો સ્વસ્તિક અથવા આકૃતિ-વિશેષ), (૪) વર્ધમાનક (શરાવ-સંપુટ), (૫) ભદ્રાસન (બેસવાનું-એક પ્રકારનું આસન), (૬) કલશ (૭) મીનયુગલ (માછલાનું જોડલું), (૮) દર્પણ (આરીસો)."

'લોકોત્તર મંગલ'માં 'અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલિપ્રણીત ધર્મ'ની ગણના થાય છે. તે સંબંધી આવશ્યક-સૂત્રમાં કહ્યું છે કેઃ—

'चत्तारि मंगलं, अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं।' એ મંગલોનો સંક્ષેપ કરતાં ધર્મને જ ઉત્કૃષ્ટ અથવા લોકોત્તર મંગલ ગણવામાં આવ્યો છે. તે માટે શ્રીદશવૈકાલિક સૂત્રના પ્રારંભમાં કહ્યું છે કે :—

'धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो।'

'અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે.'

पढमं – प्रथमम् – પ્રથમ. પહેલું. ઉત્તમ વસ્તુઓની ગણનામાં પહેલું. શ્રેષ્ઠ. સર્વોત્તમ.

हवइ – भवति – છે. થાય છે.

કેટલાક हवइના સ્થળે होइ પાઠ પણ માને છે. તેમાં होइ અને हवइનો અર્થ એક જ છે, પરંતુ होइમાં બે અક્ષરો

છે, ત્યારે હવઈમાં ત્રણ અક્ષરો છે. અક્ષરોની ગણના મંત્રાદિ-સાધનમાં અતિ મહત્ત્વની હોવાથી તેમજ શ્રીમહાનિશીથ સૂત્રમાં હવઇ પાઠને માન્ય કરેલો હોવાથી પ્રવચનસારોદ્ધાર, ભાષ્યત્રય, તથા વિચારામૃતસંગ્રહ આદિ ગ્રંથોમાં પણ આ નિર્ણયને જ સ્વીકારવામાં આવ્યો છે.

मंगलं – મંગલ.

## ( ૫ ) અર્થ-નિર્ણય

**अरिहंत** – (૧) સદ્દેવ. ઇષ્ટદેવ કે ઉપાસ્ય દેવ. તેમને અઢાર દોષથી રહિત માનવામાં આવ્યા છે. તે સંબંધી શ્રીહેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિકોષ–દેવાધિદેવકાંડમાં જણાવ્યું છે કે :—

" अन्तराया दान-लाभ-वीर्य-भोगोपभोगगाः ।
हासो रत्यरती भीतिर्जुगुप्सा शोक एव च ॥
कामो मिथ्यात्वमज्ञानं निद्रा चाविरतिस्तथा ।
रागो द्वेषश्च नो दोषास्तेषामष्टादशाप्यमी ॥ "

શ્લોક ૭૨–૭૩.

" ૧ દાનાન્તરાય, ૨ લાભાન્તરાય, ૩ વીર્યાન્તરાય, ૪ ભોગાન્તરાય, ૫ ઉપભોગાન્તરાય, ૬ હાસ ( હાસ્ય ), ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય, ૧૦ જુગુપ્સા, ૧૧ શોક, ૧૨ કામ, ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ–આ અઢાર દૂષણો શ્રીઅરિહંત દેવમાં હોતાં નથી. "

(૨) 'તીર્થંકર,' 'જિનેશ્વર,' 'સર્વજ્ઞ.'

ધર્મરૂપી 'ભાવતીર્થ'ની સ્થાપના કરનાર અથવા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ 'ચતુર્વિધ સંઘ'ની સ્થાપના કરનાર શ્રી ઋષભાદિ 'તીર્થંકરો'ને માટે આ શબ્દનો ઉપયોગ થાય છે. 'તીર્થંકરો' નિયમથી અરહંત કે અર્હત્ હોય છે, તેથી આ શબ્દ તેમને ઓળખવાને માટે રૂઢ બનેલો છે. શ્રી તીર્થંકર દેવો 'જિનેશ્વર' તથા 'સર્વજ્ઞ' હોય છે, તેથી અરિહંતોનો અર્થ 'જિનેશ્વર' અથવા 'સર્વજ્ઞ' થઈ શકે છે. 'જિનેશ્વર' એટલે જિનોમાં શ્રેષ્ઠ. અવધિજ્ઞાની, મનઃપર્યવ-જ્ઞાની, કેવલજ્ઞાની, ચતુર્દશ પૂર્વધરો તથા અભિન્ન-દશપૂર્વી વગેરેને માટે 'જિન' શબ્દ વપરાય છે. તે બધામાં 'તીર્થં-કરો' અથવા 'અરિહંતો' શ્રેષ્ઠ હોવાથી તેમને 'જિનેશ્વર' કહેવામાં આવે છે. 'સર્વજ્ઞ' એટલે સર્વ પદાર્થોને તેના સર્વ ગુણો અને સર્વ પર્યાયોસહિત સંપૂર્ણપણે જાણનાર એટલે કે ત્રણ કાળના સર્વ ભાવોને હાથમાં રહેલ નિર્મળ જળની માફક સાક્ષાત્ જોનારા.

અન્ય દેવો કરતાં શ્રી 'તીર્થંકર દેવ'ની વિશેષતા બતાવવા માટે શાસ્ત્રકારોએ ૩૪ 'અતિશયો'નું* વર્ણન કરેલું છે. 'અતિશય' એટલે પ્રભાવસૂચક લક્ષણ. તેની નોંધ સમવાયાંગ સૂત્રના ૩૪મા સૂત્રમાં આપેલી છે, જેનો ભાવાર્થ નીચે મુજબ છે:—

---

* તીર્થંકરોને ૪ અતિશયો જન્મથી, ૧૧ અતિશયો કર્મના ક્ષયથી અને ૧૯ અતિશયો દેવતાઓના કરેલા હોય છે.

(૧) લોકોત્તર અદ્ભુત સ્વરૂપવાન દેહ, (૨) સુગંધિત શ્વાસોચ્છ્વાસ, (૩) માંસ અને રુધિરની દૂધની માફક શ્વેતતા તથા (૪) આહાર અને નિહારનું ચર્મચક્ષુઓવાળા માટે અદૃશ્યપણું એ ચાર જન્મની સાથે ઉત્પન્ન થયેલા અતિશયો છે. (૫) સમવસરણની રચના, (૬) અર્થગંભીર વાણી, (૭) ભાષાની સર્વદેશીયતા, (૮) આસપાસના વિસ્તારમાંથી જ્વરાદિ રોગોનો નાશ, (૯) પરસ્પરના વૈરની શાંતિ, (૧૦) પાકનો નાશ કરનારી તીડ વગેરે ઇતિનો અભાવ, (૧૧) ઉપદ્રવોનો વિરમ, (૧૨) અતિવૃષ્ટિ, (૧૩) અનાવૃષ્ટિ, (૧૪) અને દુષ્કાલની અનુત્પત્તિ, તથા (૧૫) સ્વચક્રભય અને પરચક્રભયનો અસંભવ—એ અગિયાર અતિશયો જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયને લીધે ઉત્પન્ન થાય છે.

દેવતાકૃત અતિશયોમાં (૧૬) ધર્મચક્રનું ફરવું, (૧૭) ચામરનું વીંઝાવું, (૧૮) પાદપીઠ-સહિત સિંહાસનનું ચાલવું, (૧૯) ત્રણ છત્રોનું ધારણ થવું, (૨૦) રત્નમય ધર્મધ્વજનું આગળ આગળ ચાલવું, (૨૧) સ્વર્ણકમલની રચના થવી, (૨૨) સમવસરણની આસપાસ ત્રણ પ્રકારના ગઢો રચાવા, (૨૩) ઉપદેશ સમયે જુદી જુદી ચાર દિશામાં પ્રભુનાં ચાર મુખો દેખાવાં, (૨૪) શ્રીતીર્થંકર વિરાજતા હોય ત્યાં અશોકવૃક્ષની રચના થવી, (૨૫) માર્ગમાં રહેલા કંટકો (કાંટાઓ)નું અધોમુખ થવું, (૨૬) વૃક્ષોએ ડાળીઓ ઝુકાવીને નમન કરવું, (૨૭) દેવદુંદુભિનું વાગવું, (૨૮) સંવર્તક જાતિના પવનનું વાવું (કે જે કચરો આદિ દૂર

કરીને સર્વને સુખદાયક થાય છે), (૨૯) પક્ષીઓ વડે પ્રદક્ષિણા થવી, (૩૦) ગંધોદકની વૃષ્ટિ થવી, (૩૧) પંચરંગી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવી, (૩૨) શ્રીતીર્થંકર દેવના મસ્તકના કેશ, દાઢી, મૂછ તથા હાથ-પગના નખોની વૃદ્ધિ ન થવી, (૩૩) અનેક દેવોનું સમીપમાં રહેવું અને (૩૪) ઋતુઓ અનુકૂલ મનોહર બનવી—એ ઓગણીશ બાબતોનો સમાવેશ થાય છે.

આ અતિશયોનો બાર બાબતોમાં સમાવેશ કરી તેને શ્રીઅરિહંત દેવના ૧૨ ગુણો તરીકે પણ ઓળખાવવામાં આવે છે. તે નીચે મુજબ :—

૮ પ્રાતિહાર્ય—(૧) અશોકવૃક્ષ, (૨) સુરપુષ્પવૃષ્ટિ, (૩) દિવ્યધ્વનિ, (૪) ચામર, (૫) આસન, (૬) ભામંડલ, (૭) દુંદુભિ, (૮) છત્ર.

૪ મૂલાતિશય—(૧) જ્ઞાનાતિશય-કેવળજ્ઞાનનું હોવું. (૨) વચનાતિશય-પાંત્રીશ ગુણોવાળી વાણીનું હોવું. (૩) પૂજાતિશય-સુર, અસુર અને મનુષ્યોવડે તથા તેમના સ્વામીઓ વડે પૂજાવું. (૪) અપાયાપગમાતિશય-દરેક પ્રકારના અપાયોનો-સંકટોનો-આફતોનો નાશ થવો.

**સિદ્ધ**—જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોથી સંપૂર્ણ રીતે મુક્ત થયેલો વિશુદ્ધ આત્મા. તેનાં લક્ષણો નીચે મુજબ માનવામાં આવે છે :

(૧) અનંતજ્ઞાન (૨) અનંતદર્શન (૩) અનંત અવ્યા-

બાધ સુખ, (૪) અનંત ચારિત્ર, (૫) અક્ષયસ્થિતિ, (૬) અરૂપીપણું, (૭) અગુરુલઘુત્વ, (૮) અનંતવીર્ય.

'સિદ્ધ'નું સ્વરૂપ આ પ્રમાણે માનવાથી કર્મસિદ્ધ, શિલ્પ-સિદ્ધ, વિદ્યાસિદ્ધ, મંત્રસિદ્ધ, યોગસિદ્ધ, આગમસિદ્ધ (સિદ્ધાન્તોના જ્ઞાનમાં નિપુણ), અર્થસિદ્ધ, યાત્રાસિદ્ધ, અભિપ્રાયસિદ્ધ અને તપસિદ્ધ આદિ ૧૦ સિદ્ધોની ભિન્નતા પ્રદર્શિત થાય છે, અને અગિયારમા 'કર્મક્ષયસિદ્ધ'નો સ્વીકાર થાય છે.

'સિદ્ધ'નો સમાવેશ 'અરિહંતો'ની માફક 'સદ્દેવ'માં થાય છે.

**આચાર્ય**—વિધિપૂર્વક આચાર્યપદવી પામેલા ગચ્છના વડા જૈન સાધુ. તેમની ઓળખાણ જુદી જુદી અનેક રીતે આપવામાં આવે છે. શ્રીહરિભદ્રસૂરિકૃત સંબોધપ્રકરણમાં તેમના ૩૬ ગુણો ૪૭ રીતે બતાવવામાં આવ્યા છે. એમાંથી પ્રચલિત ૩૬ ગુણોનો પરિચય પંચિંદિયસૂત્રમાં કરાવવામાં આવ્યો છે. આચાર્યનો અર્થ ઉપર મુજબ કરવાથી કલાચાર્ય, શિલ્પાચાર્ય વગેરેનો સમાવેશ તેમાં થતો નથી.

ઉપાધ્યાય—વિધિપૂર્વક ઉપાધ્યાયની પદવીને પામેલા જૈનાગમોનું અધ્યાપન કરાવનાર જૈન સાધુ. તેમની ઓળખાણ પણ ઉપર જણાવેલા સંબોધપ્રકરણગ્રંથમાં જુદી જુદી રીતે આપવામાં આવી છે. પ્રચલિત ૨૫ ગુણોની ગણના નીચે મુજબ કરવામાં આવે છે:—

૧૧ અંગ ને ૧૨ ઉપાંગો મળી કુલ ૨૩ જૈનાગમોનું

જાણપણું ( ૨૪ ) ચરણ-સિત્તરી ( ઉત્તમ ચરિત્ર ) અને ( ૨૫ ) કરણ-સિત્તરી ( ઉત્તમ ક્રિયા. )

અગિયાર અંગો અને બાર ઉપાંગોનાં મૂળ તથા સંસ્કૃત નામો નીચે મુજબ છે :—

૧૧ અંગો.

૧ આયાર – આચાર
૨ સૂયગડ – સૂત્રકૃત
૩ ઠાણ – સ્થાન
૪ સમવાય – સમવાય
૫ વિયા(વા)હપણ્ણત્તિ–વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ( ભગવતી )
૬ નાયાધમ્મકહા – જ્ઞાતધર્મકથા
૭ ઉવાસગદસા – ઉપાસકદશા
૮ અંતગડદસા – અન્તકૃદ્દશા
૯ અણુત્તરોવવાઇયદસા – અનુત્તરૌપપાતિકદશા
૧૦ પણ્હાવાગરણ – પ્રશ્નવ્યાકરણ
૧૧ વિવાગસુય – વિપાકશ્રુત

૧૨ ઉપાંગો.

૧ ઓવવાઇયસુય – ઔપપાતિકશ્રુત
૨ રાયપ્પસેણઇય – રાજપ્રશ્નીય
૩ જીવાજીવાભિગમ – જીવાજીવાભિગમ
૪ પન્નવણા – પ્રજ્ઞાપના
૫ સૂરપન્નત્તિ – સૂર્યપ્રજ્ઞપ્તિ

૬ જંબૂદીવપન્નત્તિ – જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ
૭ ચંદપન્નત્તિ – ચંદ્રપ્રજ્ઞપ્તિ
૮ નિરયાવલિયા – નિરયાવલિકા
૯ કપ્પવડિંસિયા – કલ્પાવતંસિકા
૧૦ પુપ્ફિયા – પુષ્પિકા
૧૧ પુપ્ફચૂલિયા – પુષ્પચૂલિકા
૧૨ વણ્હિદસા – વહ્નિદશા

સાધુ—પંચમહાવ્રતધારી જૈન સાધુ. સંબોધપ્રકરણમાં તેના ૨૭ ગુણો જુદી જુદી ૨૭ રીતે બતાવેલા છે. તેમાંના પ્રચલિત ૨૭ ગુણો નીચે મુજબ છે :

| | |
|---|---|
| પાંચ મહાવ્રતો. | ૫ |
| રાત્રિભોજન-ત્યાગ. | ૧ |
| છ કાયના જીવોની રક્ષા. | ૬ |
| પાંચ ઇંદ્રિયો પર સંયમ. | ૫ |
| ત્રણ ગુપ્તિ. | ૩ |
| લોભ રાખે નહિ. | ૧ |
| ક્ષમા ધારણ કરે. | ૧ |
| ચિત્તને નિર્મળ રાખે. | ૧ |
| વસ્ત્ર વગેરેની શુદ્ધ પડિલેહણા કરે. | ૧ |
| સંયમમાં રહે (અવિવેકનો ત્યાગ). | ૧ |
| પરીષહો સહન કરે. | ૧ |
| ઉપસર્ગો સહન કરે. | ૧ |
| | ૨૭ |

**પરમેષ્ઠિ – પંચક – પંચપરમેષ્ઠી.**

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ દરેકને 'પરમેષ્ઠી' કહેવામાં આવે છે. તે પાંચેના સમુદાયને, 'પંચપરમેષ્ઠી' અથવા 'પરમેષ્ઠિ-પંચક' કહે છે. 'પરમેષ્ઠી' એટલે પરમ પદે રહેલા. એ પદની શરૂઆત ગૃહસ્થ-જીવનનો ત્યાગ કરી સાધુ-જીવનનો સ્વીકાર કરવાથી અને પૂર્ણાહુતિ સિદ્ધની અંતિમ અવસ્થા પામવાથી થાય છે.

૧૦૮ની સંખ્યાને પ્રાચીન કાળથી પવિત્ર અથવા અદ્ભુત રહસ્યવાળી માનવામાં આવે છે. ખાસ કરીને ૧૦૮ વાર જપાયેલો મંત્ર સિદ્ધ થાય છે, ૧૦૮ વાર કરાયેલી વંદના ઉત્કૃષ્ટ ગણાય છે અને ૧૦૮ ગુણવાળા મહાપુરુષો પવિત્રતાની પૂરી લાયકાતવાળા મનાય છે. પરમેષ્ઠિ-પંચકમાં એ ૧૦૮ ગુણો નીચે મુજબ રહેલા છે :—

" बारसगुण अरिहंता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं ।
उवज्झाया पणवीसं, साहू सगवीस अट्ठसयं ॥ "

અરિહંતમાં ૧૨ ગુણો, સિદ્ધમાં ૮ ગુણો, આચાર્યમાં ૩૬ ગુણો, ઉપાધ્યાયમાં ૨૫ ગુણો તથા સાધુઓમાં ૨૭ ગુણો—એમ કુલ ગુણો ૧૦૮ છે.

## ( ૬ ) અર્થ-સંકલના

૧. અરિહંત ભગવંતોને નમસ્કાર હો. ૨. સિદ્ધ ભગવંતોને નમસ્કાર હો. ૩. આચાર્ય મહારાજોને નમસ્કાર હો.

૪. ઉપાધ્યાય મહારાજોને નમસ્કાર હો: ૫ મનુષ્યલોકમાં રહેલા (જિનકલ્પી, સ્થવિરકલ્પી વગેરે) સર્વ સાધુઓને નમસ્કાર હો.

આ પાંચને કરેલો નમસ્કાર સર્વ અશુભ કર્મોનો વિનાશ કરનાર, તથા બધાં મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

## ( ૭ ) સૂત્ર-પરિચય

નમસ્કાર એ નમ્રતાનું ચિહ્ન છે, ભક્તિનું નિશાન છે, કૃતજ્ઞતાનો સંકેત છે અને આદર કે સન્માનની લાગણી પ્રદર્શિત કરવાનું સમુચિત સાધન છે. તેથી જ વ્યવહારના અને ધર્મના ક્ષેત્રમાં તેને યોગ્ય સ્થાન પ્રાપ્ત થયેલું છે.

સૂરિ-પુરંદર શ્રીહરિભદ્રસૂરિએ લલિતવિસ્તરા ચૈત્યવંદન-વૃત્તિમાં તેની મહત્તા પ્રકટ કરતાં જણાવ્યું છે કે – 'धर्म प्रति मूलभूता वन्दना' અર્થાત્ ધર્મ પ્રત્યે લઈ જવાને માટે મૂલભૂત વંદના છે, કારણ કે તેના વડે ઉત્પન્ન થતો ભાવોલ્લાસ આત્મ-ક્ષેત્રમાં ધર્મરૂપી બીજને વાવે છે, ધર્મ-ચિન્તનાદિરૂપ અંકુરાઓને પ્રકટાવે છે, ધર્મ-શ્રવણ અને ધર્માચારરૂપ શાખા-પ્રશાખાઓનો વિસ્તાર કરે છે તથા સ્વર્ગ અને મોક્ષનાં સુખોની પ્રાપ્તિરૂપ ફૂલ તથા ફલોને આપે છે.

વન્દના-શબ્દથી અહીં શ્રીઅરિહંતભગવંત, શ્રીસિદ્ધ-ભગવંત, આચાર્યભગવંત, ઉપાધ્યાયભગવંત અને સાધુ-ભગવંતોને સંપૂર્ણ આદરભાવથી કરેલો નમસ્કાર સમજવાનો

છે, કારણ કે આ વિશ્વમાં ખરા નમસ્કારને યોગ્ય—ભાવવંદનાને પાત્ર તેઓ જ છે. તે માટે શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે-'સર્વ જગતમાં ઉત્તમ જે કોઈ થઈ ગયા, જે કોઈ થાય છે અને જે કોઈ થશે, તે સર્વે અરિહંતાદિ પાંચ જ છે, તે સિવાય બીજા નથી.'

શ્રીઅરિહંતાદિ પાંચ ભગવંતોને - પાંચ પરમેષ્ઠિઓને કરવામાં આવતા નમસ્કારની મહત્તા બતાવતાં વૃદ્ધનમસ્કાર-ફલસ્તોત્રમાં કહ્યું છે કે—

"जेणेस नमुक्कारो, सरणं संसार-समर-पडियाणं ।
कारणमसंख-दुक्ख-क्खयस्स हेऊ सिवपहस्स ॥"

"જેથી આ નમસ્કાર સંસાર—સમરાંગણમાં પડેલા આત્માઓને શરણરૂપ છે, અસંખ્ય દુઃખોના ક્ષયનું કારણ છે, તથા શિવ—પંથનો પરમ હેતુ છે."

"कल्लाण-कप्पतरुणो, अवंझ-बीयं पयंड-मायंडो ।
भव-हिमगिरि-सिहराणं पक्खि-पहू पाव-भुयंगाणं ॥
आमूलुक्खणणंमी, वराह-दाढा दारिद्द-कंदस्स ।
रोहण-धरणी पढमुब्भवंत-सम्मत्त-रयणस्स ॥
कुसुमुग्गमो य सुगइ-आउयबंध-दुमस्स निव्विग्घं ।
उवलंभ-चिंधममलं, विसुद्ध-सद्धम्म-सिद्धीए ॥"

"વળી તે કલ્યાણ—કલ્પતરુનું અવન્ધ્ય બીજ છે, સંસારરૂપી હિમગિરિનાં શિખરોને ઓગાળવા માટે પ્રચંડ સૂર્ય—તુલ્ય

છે, પાપ-ભુજંગોને દૂર કરવા માટે ગરુડપક્ષી છે, દરિદ્રતાના કંદને મૂલથી ઉખેડી નાખવા માટે વરાહની દાઢા સમાન છે, સમ્યક્ત્વ-રત્નને પ્રથમ ઉત્પન્ન થવા માટે રોહણાચલની ધરણી છે, સુગતિના આયુષ્ય-બંધરૂપી વૃક્ષનો પુષ્પોદ્ગમ છે અને વિશુદ્ધ એવા સદ્ધર્મની નિર્વિઘ્ન સિદ્ધિનું-નિર્મલ પ્રાપ્તિનું ચિહ્ન છે."

લઘુનમસ્કારફલમાં તે સંબંધી કહ્યું છે કે :—

"हियय-गुहाए नवकार-केसरी जाण संठिओ निच्चं।
कम्मट्ठ-गंठि-दोघट्ट-घट्टयं ताण परिनट्ठं॥"

"જેઓની હૃદયરૂપી ગુફામાં નવકારરૂપી કેસરીસિંહ નિરંતર રહેલો છે, તેઓનો આઠ કર્મોની ગાંઠરૂપી હાથીઓનો સમૂહ સમસ્ત પ્રકારે નાશ પામેલો છે."

"जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ?॥"

"જે શ્રીજિનશાસનનો સાર છે, ચતુર્દશ પૂર્વોનો સમ્યગ્ ઉદ્ધાર છે, તે નવકાર જેના મનને વિષે સ્થિર છે, તેને સંસાર શું કરે? અર્થાત્ કાંઈ પણ કરવા સમર્થ નથી."

શ્રીમદ્ યશોવિજયજીએ શ્રીપંચપરમેષ્ઠિ-ગીતામાં નમસ્કારનો મહિમા અનેક પ્રકારે વર્ણવ્યા પછી તેનો ઉપસંહાર કરતાં જણાવ્યું છે કે :—

" રતન-તણી જિમ પેટી, ભાર અલ્પ બહુમૂલ્ય;
ચૌદપૂરવનો સાર છે, મંત્ર એ તેહને તુલ્ય.
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ;
મહસુઅ-ખંધ તે જાણો, ચૂલા-સહિત સુજાણ. "

રત્નની પેટીનું વજન થોડું અને મૂલ્ય ઘણું હોય છે. તે રીતે પંચપરમેષ્ઠિને નમવારૂપ નમસ્કારમંત્ર વજનમાં-અક્ષરોના પ્રમાણથી બહુ નાનો-માત્ર ૬૮ અક્ષર-પ્રમાણ જ છે, પરંતુ તેનું મૂલ્ય-ફલ ઘણું જ છે. તે ચૌદ પૂર્વના સારરૂપ છે.

નમસ્કારનાં પાંચ પદો (તલમાં તેલ રહે તેમ, અથવા કમલમાં મકરંદ રહે તેમ) બધા આગમોની અંદર વ્યાપીને રહેલા છે. વળી (જ્યારે બીજાં શાસ્ત્રો માત્ર શ્રુતસ્કંધ કહેવાય છે, ત્યારે આ નમસ્કારનો) ચૂલા-સમેતનો પાઠ મહાશ્રુતસ્કંધ કહેવાય છે. (શ્રીમહાનિશીથાદિ સૂત્રોમાં આ નમસ્કારને પંચમંગલ મહાશ્રુતસ્કંધ તરીકે ઓળખાવેલ છે.)

નમસ્કારસૂત્ર નવ પદો અને આઠ * સંપદામાં વહેંચાયેલું છે. તે આ રીતે :—

| | | | | |
|---|---|---|---|---|
| પદ | ૧ | नमो अरिहंताणं । | સંપદા | ૧ |
| ,, | ૨ | नमो सिद्धाणं । | ,, | ૨ |
| ,, | ૩ | नमो आयरियाणं । | ,, | ૩ |
| ,, | ૪ | नमो उवज्झायाणं । | ,, | ૪ |
| ,, | ૫ | नमो लोए सव्वसाहूणं । | ,, | ૫ |

* અર્થાધિકાર. વિશેષ વિગત માટે જુઓ —सक्कत्थवसुत्तं.

| | | | |
|---|---|---|---|
| ,, | ६ एसो पंचनमुक्कारो । | સંપદા | ૬ |
| ,, | ७ सव्व-पाव-प्पणासणो । | ,, | ૭ |
| ,, | ८ मंगलाणं च सव्वेसिं । | ,, | ૮ |
| ,, | ९ पढमं हवइ मंगलं ॥ | | |

પ્રથમ નમસ્કાર, શ્રીઅરિહંત ભગવંતોને કરવાનું કારણ એ છે કે આ વિશ્વ પર તેમનો ઉપકાર સહુથી મોટો અને સહુથી નજીકનો છે; તેમના ધર્મ-પ્રવર્ત્તનદ્વારા જ ધર્મ-માર્ગની અને ધર્મમાર્ગમાં લઈ જનારી નમસ્કારની પ્રવૃત્તિ સંભવે છે.

બીજો નમસ્કાર, શ્રીસિદ્ધ ભગવંતોને કરવાનું કારણ એ છે કે આત્મ-વિશુદ્ધિનો અંતિમ આદર્શ તેઓ છે. શ્રીઅરિહંત ભગવંતો પણ નિર્વાણ પછી એ જ અવસ્થાને પ્રાપ્ત થાય છે.

ત્રીજો નમસ્કાર, આચાર્ય ભગવંતોને કરવાનું કારણ એ છે કે શ્રીઅરિહંત દેવોએ મોક્ષની પ્રાપ્તિ માટે જે આચારની પ્રરૂપણા કરી છે, તેનું તેઓ યથાર્થપણે પાલન કરે છે, તથા બીજાઓ પાસે પણ તેનું પાલન કરાવે છે.

ચોથો નમસ્કાર, ઉપાધ્યાય ભગવંતોને કરવાનું કારણ એ છે કે તેઓ શ્રીઅરિહંત ભગવંતોએ પ્રરૂપેલા શ્રુતજ્ઞાનનું યથાર્થ અધ્યયન કરી અન્ય સાધુઓને – અન્ય મુમુક્ષુઓને તેનું શિક્ષણ આપે છે, તેનો યોગ્ય વિનિમય કરે છે.

પાંચમો નમસ્કાર, શ્રીસાધુ ભગવંતોને કરવાનું કારણ એ

છે કે તેઓ શ્રીઅરિહંત દેવોએ પ્રરૂપેલા ચારિત્રધર્મનો અંગીકાર કરી નિર્વાણને માટે સદા પ્રયત્નશીલ રહે છે.

શ્રીઅરિહંતાદિ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવાથી વીત-રાગતા અને તેને પ્રાપ્ત કરાવનારાં સાધનો પ્રત્યે સદ્ભાવ પ્રકટે છે; એ સદ્ભાવ વડે નિર્મળ બનેલી બુદ્ધિ સત્ અને અસત્‌ના જ્ઞાનરૂપ વિવેકને ધારણ કરે છે, કે જેના પરિણામે સંવર અને નિર્જરારૂપ ચારિત્રધર્મમાં સ્થિર થવાય છે. આવું ઉત્તમ ચારિત્ર સર્વ પાપોનો સમૂલ નાશ કરનારું છે. તેથી 'પંચ-નમસ્કાર વડે સર્વ પાપોનો નાશ થાય છે' એમ કહેવું સમુચિત છે. વળી, સર્વ મંગલોમાં તે પ્રથમ મંગલ એટલે લોકોત્તર મંગલ છે, કારણ કે તેના વડે સર્વ અશિવો શમી જાય છે અને કલ્યાણની નિશ્ચિત પ્રાપ્તિ થાય છે.

છેલ્લાં ચાર પદો ચૂલિકારૂપ છે, જેનો છંદ પ્રાચીન અનુષ્ટુપ્ છે.

પ્રસ્તુત નમસ્કારને જૈન મહર્ષિઓએ જુદાં જુદાં નામોથી ઓળખાવેલો છે; જેમકે :—

'પંચમંગલ-મહાસુયકખંધ' — શ્રીમહાનિશીથસૂત્રમાં.
'પરમેષ્ઠિપંચક-નમસ્કાર' — શ્રીઅભયદેવસૂરિકૃત ભગવતી-ટીકામાં.
'પંચપરમેષ્ઠિ-નમસ્કાર' — શ્રીહેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર પ્ર. ૮માં.
'પંચ-નમસ્કાર' — શ્રીહરિભદ્રસૂરિકૃત આવશ્યક-ટીકામાં.

'નમોક્કાર' — શ્રીઆવશ્યકસૂત્રાંતર્ગત કથામાં.
'પંચનમોક્કાર-મહામંત' — શ્રીજયસિંહસૂરિકૃત ધમ્મોવએસમાલા-વિવરણમાં.
'નવકાર' — લઘુનમસ્કારફલમાં.
'પંચનમુક્કાર' — વૃદ્ધનમસ્કારફલ-સ્તોત્રમાં.
'પરમેષ્ઠિ-નમસ્કાર' — શ્રાવકધર્મકૃત્ય-પ્રકરણમાં.
'નમસ્કાર' — શ્રીકુલમંડનસૂરિકૃત વિચારામૃતસંગ્રહમાં.
'પરમેષ્ઠિમંત્ર' — ઉપદેશતરંગિણીમાં.
'મહામંત્ર નવકાર' — શ્રીહર્ષવિજય-કૃત સજ્ઝાયમાં.
'સિદ્ધમંત્ર' — શ્રીલાભકુશલ-કૃત છંદ વગેરેમાં.

નમસ્કારનો ઉપયોગ વિદ્યાભ્યાસ, શાસ્ત્ર-પઠન, ધર્માનુષ્ઠાન અને ધર્મોત્સવ આદિનો પ્રારંભ કરતાં મંગળરૂપે બોલવામાં થાય છે. તે ઉપરાંત નગરાદિ-પ્રવેશમાં, ભોજનાદિ-સમયે, નિદ્રાને આધીન થતાં, નિદ્રામાંથી જાગૃત થતાં અને જીવનનો અંત-સમય નજીક આવતાં પણ તેનું શરણ ગ્રહણ કરવામાં આવે છે. કહ્યું છે કે—

"भोयण-समए सयणे, विबोहणे पवेसणे भए वसणे ।
पंच-नमुक्कारं खलु, समरिज्जा सव्वकालं पि ॥"

—ઉપદેશતરંગિણીમાં ઉદ્ધૃત.

"ભોજન-સમયે, શયન-સમયે, જાગવાના સમયે, પ્રવેશ-સમયે, ભય-કષ્ટ-સમયે અને વળી સર્વ સમયે, ખરેખર પંચ-નમસ્કારનું સ્મરણ કરવું જોઈએ."

" पञ्चतायाः क्षणे पञ्च, रत्नानि परमेष्ठिनाम् ।
आस्ये दधाति यस्तस्य, सद्गतिः स्याद् भवान्तरे ॥ "

—ઉપદેશતરંગિણી.

" મરણના ક્ષણે પાંચ પરમેષ્ઠિરૂપી પાંચ રત્નોને જે મુખને વિષે ધારણ કરે છે, તેની ભવાન્તરને વિશે સદ્ગતિ થાય છે. "

આ નમસ્કારની ગણના મહર્ષિઓએ એક મહામંત્ર તરીકે કરેલી છે. તે સંબંધમાં કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં જણાવ્યું છે કે :—

" तथा पुण्यसमं मन्त्रं, जगत्-त्रितयपावनम् ।
योगी पञ्चपरमेष्ठि-नमस्कारं विचिन्तयेत् ॥
त्रिशुद्धया चिन्तयंस्तस्य शतमष्टोत्तरं मुनिः ।
भुञ्जानोऽपि लभेतैव, चतुर्थतपसः फलम् ॥
एनमेव महामन्त्रं, समाराध्येह योगिनः ।
त्रिलोक्याऽपि महीयन्तेऽधिगताः परमां श्रियम् ॥
कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
अमुं मंत्रं समाराध्य, तिर्यञ्चोऽपि दिवं गताः ॥ "

" તથા ત્રણ જગતને પવિત્ર કરનાર અતિશય પવિત્ર શ્રીપંચપરમેષ્ઠિ-નમસ્કારમંત્રનું યોગી પુરુષ ધ્યાન કરે.

ત્રિશુદ્ધિવડે શ્રીનમસ્કારમંત્રનું એકસો ને આઠ વાર ધ્યાન કરનાર મુનિ ખાવા છતાં ઉપવાસના ફલને પામે છે.

યોગી પુરુષો આ જ મંત્રનું સમ્યગ્ રીતિએ આરાધન કરીને પરમલક્ષ્મીને પામી ત્રણ લોકવડે પૂજાય છે.

હજારો પાપોને કરનારા તથા સેંકડો જન્તુઓને હણનારા– તિર્યંચો પણ આ મંત્રની સારી રીતિએ આરાધના કરી દિવ્ય-ગતિને પામ્યા છે."

આ મંત્ર આફત વખતે, અકસ્માત-સમયે, રોગના પ્રસંગે, શત્રુના આક્રમણમાં તથા રાજ્યદ્વારી ફસામણના બનાવોમાં કવચરૂપ એટલે કે રક્ષણ કરવામાં ઉપયોગી છે. તે માટે કહ્યું છે કે:—

" सङ्ग्राम-सागर-करीन्द्र-भुजङ्ग-सिंह –
दुर्व्याधि-वह्नि-रिपु-बन्धन-सम्भवानि ।
चौर-ग्रह-भ्रम-निशाचर-शाकिनीनां,
नश्यन्ति पञ्चपरमेष्ठिपदैर्भयानि ॥"

—ઉપદેશતરંગિણીમાં ઉદ્ધૃત.

" પંચપરમેષ્ઠિનાં પદોવડે રણ-સંગ્રામ, સાગર, હાથી, સર્પ, સિંહ, દુષ્ટવ્યાધિ, અગ્નિ, શત્રુ, બંધન, ચોર, ગ્રહ, ભ્રમ, રાક્ષસ અને શાકિનીથી થનારાં ભયો દૂર ભાગી જાય છે."

" नवकारओ अन्नो सारो, मंतो न अत्थि तियलोए ।
तम्हा हु अणुदिणं चिय, पढियव्वो परमभत्तीए ॥"

—આ. દિ. કૃ.

" ત્રણ લોકમાં નવકારથી સારભૂત અન્ય કોઈ મંત્ર નથી; તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઈએ."

નવકારમંત્રનો જાપ અનન્ય ફલને આપનારો થાય છે. તે માટે કહ્યું છે કે :—

"जो पुण सम्मं गुणिउं, नरो नमुक्कार-लक्खमक्खंडं।
पूएइ जिणं संघं, बंधइ तित्थयर-नामं सो॥"
—શ્રા. દિ. કૃ.

"વળી જે મનુષ્યો એક લાખ નવકારને અખંડપણે ગણે તથા શ્રીજિનેશ્વરદેવની અને સંઘની પૂજા કરે, તે તીર્થંકર – નામકર્મને બાંધે છે."

'નવલાખ જપંતાં નરક નિવારે,' 'નવલાખ જપંતાં થાય જિનવર' આદિ સુભાષિતો પણ તેના જાપની મહત્તા બતાવી રહ્યાં છે.

નવકારમંત્રનાં પદોનું આલંબન પદસ્થ-ધ્યાનમાં લેવાય છે. તેની મહત્તા દર્શાવતાં કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે :—

"ध्यायतोऽनादिसंसिद्धान्, वर्णानेतान् यथाविधि।
नष्टादिविषये ज्ञानं, ध्यातुरुत्पद्यते क्षणात्॥"

"મંત્રાક્ષરોના આ અનાદિ-સંસિદ્ધ વર્ણોનું વિધિપૂર્વક ધ્યાન ધરનારા ધ્યાતાને નષ્ટાદિ-વિષયક જ્ઞાન ઉત્પન્ન થાય છે."

વિશેષ શું ? નમસ્કારમંત્ર સર્વ સિદ્ધિઓને આપનાર છે; તે માટે શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે :—

"ताव न जायइ चित्तेण, चिन्तियं पत्थियं च वायाए।
काएण समाढत्तं, जाव न सरिओ नमुक्कारो॥"

"ચિત્તથી ચિન્તવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી પ્રારંભેલું કાર્ય ત્યાં સુધી જ સિદ્ધ થતું નથી કે જ્યાં સુધી શ્રીપંચપરમેષ્ઠિ-નમસ્કારને સંભારવામાં આવ્યો નથી."

શ્રીનમસ્કાર-બૃહત્ફલમાં તો ત્યાં સુધી જણાવ્યું છે કે :—

"सुचिरं पि तवो तवियं, चिन्नं चरणं सुयं च बहु पढियं ।
जइ ता न नमुक्कारे रइ, तओ तं गयं विहलं ॥"

"લાંબા કાળ સુધી તપને તપ્યાં, ચારિત્રને પાળ્યાં, તથા ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પણ 'નમસ્કારને વિશે રતિ ન થઈ' તો તે સઘળું નિષ્ફળ ગયું જાણવું."

નમસ્કારમંત્ર પ્રવાહની દૃષ્ટિએ અનાદિ છે, તેની રચના અર્થથી શ્રીતીર્થંકર દેવોએ અને સૂત્રથી શ્રીગણધરભગવંતોએ કરેલી છે.

આ સૂત્રનો વિશેષ ભાવ સમજવા માટે શ્રીભદ્રબાહુ-સ્વામીની નમસ્કાર-નિર્યુક્તિ, શ્રીજિનભદ્રગણિ-ક્ષમાશ્રમણનું વિશેષાવશ્યક ભાષ્ય, તથા મલધારી શ્રીહેમચંદ્રસૂરિની તે પરની વૃત્તિ; શ્રીજિનકીર્તિસૂરિનું પંચપરમેષ્ઠિ-મહાસ્તવ, શ્રીજિનેશ્વરસૂરિ-શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિનું વૃદ્ધનમસ્કારફલ-સ્તોત્ર, શ્રીસિદ્ધસેન આચાર્યનું નમસ્કાર-માહાત્મ્ય વગેરેનું અધ્યયન આવશ્યક છે.

આ સૂત્ર પર છંદો, ગીતો, સ્તવનો, સજ્ઝાયો, કથાઓ, બાલાવબોધો અને કલ્પોની વિવિધ રચના થયેલી છે.

### (૮) આધાર-સ્થાન

નવકારમંત્રનાં પ્રથમ પાંચ પદો શ્રીભગવતીસૂત્રના

મંગલાચરણમાં, તથા શ્રીકલ્પસૂત્રના મંગલાચરણમાં આવે છે; તથા આવશ્યકસૂત્રમાં તે જ પાંચ પદો પર શ્રીભદ્રબાહુ-સ્વામીએ નિર્યુક્તિ રચેલી છે. બાકીનાં ચાર પદો જે 'ચૂલિકા' તરીકે ઓળખાય છે, તે સહિતનો પાઠ શ્રીમહાનિશીથસૂત્રના ત્રીજા અધ્યયનમાં આવે છે.

નવકારમંત્રની ભાષા શ્રીભગવતીસૂત્ર અને મહાનિશીથની ભાષા પ્રમાણે આર્ષપ્રાકૃત છે. પ્રજ્ઞાપનાસૂત્ર[1]માં, આવશ્યક-નિર્યુક્તિ[2]માં, શ્રીઅભયદેવસૂરિકૃત સમવાયાંગસૂત્રની ટીકા[3]માં તથા શ્રીહેમચંદ્રાચાર્યકૃત કાવ્યાનુશાસન[4]માં અને અભિધાન-ચિંતામણિ[5]માં ઉપરનાં સૂત્રોની ભાષા આર્ષપ્રાકૃત હોવાનો અભિપ્રાય આપેલો છે.

---

१. "से किं तं भासारिया ? । भासारिया जे णं अद्धमागहाए भासाए भासंति । जत्थ वि य बंभीलिवी पवत्तइ ॥"

—પૃ. ૫૬

२. "पुव्वावर-संजुत्तं, वेरग्गकरं सतंतमविरुद्धं ।
पोराणमद्धमागहभासानियमं हवइ सुत्तं ॥"

३. "'अद्धमागहीय त्ति' प्राकृतादीनां षण्णां भाषाविशेषाणां मध्ये या मागधी नाम भाषा 'र-सोर्ल-शौ मागध्याम्' इत्यादिलक्षणवती, सा असमाश्रितस्वकीयसमग्रलक्षणा 'अर्धमागधी' उच्यते ।"

—પૃ. ૯૮.

४. "एकरूपाऽपि हि भगवतोऽर्धमागधीभाषा वारिदविमुक्तवारिवदा-श्रयानुरूपतया परिणमति" ।

५. "वाणी भाषा अर्धमागधी नर-तिर्यक्-सुरलोक-भाषया संवदति तद्-भाषाभावेन परिणमतीत्येवंशीला" ।

—કાંડ ૧, શ્લોક ૯

# २ पंचिंदिय-सुत्तं

[ गुरु-स्थापना-सूत्रम् ]

## પંચિંદિય-સૂત્ર

●

### ( ૧ ) મૂલપાઠ

[ ગાથા ]

पंचिंदिय-संवरणो, तह नवविह-बंभचेर-गुत्ति-धरो ।
चउविह-कसाय-मुक्को, इअ अट्ठारसगुणेहिं संजुत्तो ॥१॥

पंच-महव्वय-जुत्तो, पंचविहायार-पालण-समत्थो ।
पंच-समिओ ति-गुत्तो, छत्तीसगुणो गुरू मज्झ ॥२॥×

---

× આ સૂત્ર ૩, ૬, ૭, ૧૧, ૧૬, ૧૮, ૧૯, ૨૩, ૨૫, ૨૬, ૨૯ ક્રમાંકવાળી પોથીઓમાં જોવામાં આવે છે. તેમાં ૧૧, ૧૬ અને ૨૩ ક્રમાંકની પોથીઓમાં આ પાઠ ઉપર પ્રમાણે જ આપેલો છે; જ્યારે બીજીમાં નીચે મુજબ પાઠાંતરો છે :—

१ पंचेंदिय-संवरणो પો૦ ૧૮, ૨૫.
२ तह નથી. પો૦ ૩, ૬, ૭.
३ चउविह-कसाय-चत्तो પો૦ ૬.
४ इअ નથી. પો૦ ૭.
५ अट्ठारसगुण-संजुओ પો૦ ૩.
६ छत्तीसगुणेहिं પો૦ ૧૮, ૧૯, ૨૫.
७ मज्झ ને બદલે होइ પો૦ ૬, ૭.

## ( ૨ ) સંસ્કૃત છાયા

पञ्चेन्द्रिय-संवरणः, तथा नवविध-ब्रह्मचर्य-गुप्ति-धरः ।
चतुर्विध-कषाय-मुक्तः, इति अष्टादशगुणैः संयुक्तः ॥ १ ॥
पञ्च-महाव्रत-युक्तः, पञ्चविधाचार-पालन-समर्थः ।
पञ्चसमितः त्रिगुप्तः, षट्त्रिंशद्गुणः गुरुः मम ॥ २ ॥

## ( ૩ ) ગુજરાતી છાયા

પાંચ ઇંદ્રિયોને સંવરનાર, તથા નવવિધ બ્રહ્મચર્યગુપ્તિના ધારક;

ચતુર્વિધ કષાયથી મુક્ત, આ અઢાર ગુણોવડે યુક્ત. ૧.

પંચ મહાવ્રતથી યુક્ત, પંચવિધ આચાર પાળવામાં સમર્થ;

પંચસમિતિ-સમિત ત્રિગુપ્તિ-ગુપ્ત, છત્રીશ ગુણોવાળા ગુરુ મારા. ૨.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

पंचिंदिय-संवरणो—पञ्चेन्द्रिय-संवरणः—પાંચ ઇંદ્રિયોને કાબૂમાં રાખનાર.

पंचिंदिय—પાંચ ઇંદ્રિયોનો સમૂહ, પાંચ પ્રકારની ઇંદ્રિયો. 'ઇંદ્ર' એટલે જીવ. તેને જાણવાનું જે સાધન, તે 'ઇંદ્રિય'. તે માટે શ્રીવિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે :—

"इंदो जीवो सव्वोवलद्धिभोग-परमेसरत्तणओ ।
सोत्ताइभेयमिंदियमिह तल्लिंगाइभावाओ ॥ २९९३ ॥"

"સર્વ ઉપલબ્ધિ, સર્વ ભોગ અને પરમ ઐશ્વર્યના વિસ્તારથી જીવ 'ઇંદ્ર' કહેવાય છે. તેનાં લિંગાદિ લક્ષણથી અહીં શ્રોત્રાદિ ભેદવાળી (પાંચ) ઇંદ્રિયો (સમજવાની) છે."

ઇંદ્રિયોની સંખ્યા વિષે પ્રજ્ઞાપનાસૂત્રના ૧૫મા પદમાં નીચેનો ઉલ્લેખ છે :—

"कइ णं भंते! इंदिया पण्णत्ता ?। गोयमा! पंचिंदिया पण्णत्ता, तं जहा- १ सोइंदिए, २ चक्खिंदिए, ३ घाणिंदिए, ४ जिब्भिंदिए, ५ फासिंदिए।"

"હે ભદંત! ઇંદ્રિયો કેટલી કહેલી છે? હે ગૌતમ! ઇંદ્રિયો પાંચ કહેલી છે. તે આ પ્રમાણે: ૧ શ્રોત્રેંદ્રિય, ૨ ચક્ષુરિંદ્રિય; ૩ ઘ્રાણેંદ્રિય, ૪ જિહ્વેંદ્રિય અને ૫ સ્પર્શેંદ્રિય."

વૈદિકધર્મમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો માનેલી છે, તે આ પ્રમાણે :—

જ્ઞાનેન્દ્રિયો: ૧ ચક્ષુ, ૨ શ્રોત્ર, ૩ ઘ્રાણ, ૪ રસના, ૫ ત્વચા.

કર્મેન્દ્રિયો: ૧ વાક્, ૨ પાણિ, ૩ પાદ, ૪ પાયુ, ૫ ઉપસ્થ.

પાંચ ઇંદ્રિયોના વિષયો નીચે મુજબ છે :—

(૧) શ્રોત્રેંદ્રિય — શબ્દ.

(૨) ચક્ષુરિંદ્રિય — રૂપ.

( ૩ ) ઘ્રાણેંદ્રિય — વાસ.

( ૪ ) જિહ્વેંદ્રિય — રસ.

( ૫ ) સ્પર્શેંદ્રિય — સ્પર્શ.

संवरणो – કાબૂમાં રાખનાર.

પાંચ ઇંદ્રિયોને કાબૂમાં રાખનાર, પાંચ ઇંદ્રિયોના વિષયમાં આસક્ત ( ગૃદ્ધ ) ન બનનાર.

तह – तथा – તથા.

नवविह-बंभचेर-गुत्ति-धरो — नवविध-ब्रह्मचर्य-गुप्तिधरः—નવ પ્રકારની બ્રહ્મચર્ય-ગુપ્તિ ( વાડ )ને ધારણ કરનાર.

नवविह – નવ પ્રકારની. बंभचेर-गुत्ति-બ્રહ્મચર્ય-ગુપ્તિ. 'ગુપ્તિ' એટલે નિગ્રહ. જે નિગ્રહથી બ્રહ્મચર્યનું શુદ્ધ પાલન શકય બને, તે 'બ્રહ્મચર્ય--ગુપ્તિ.' धरो–ધારણ કરનાર.

'ब्रह्मचर्य' શબ્દ 'ब्रह्मन्' ઉપરથી બનેલો છે. તે માટે સ્થાનાંગસૂત્રના ૯ મા સ્થાનની ટીકામાં જણાવ્યું છે કે—"ब्रह्म च कुशलानुष्ठानं, तच्च तच्चर्यं चाऽऽसेव्यमिति ब्रह्मचर्यम्।" 'બ્રહ્મ' એટલે 'કુશલ અનુષ્ઠાન', તે અને તેનું સેવન કરવું તે 'બ્રહ્મચર્ય'. 'કુશલ અનુષ્ઠાન' શબ્દથી આત્મહિતકારી ક્રિયા સમજવાની છે.

સ્ત્રી-ભોગથી રહિત થવું; મૈથુનનો ત્યાગ કરવો, તેને પણ 'બ્રહ્મચર્ય' કહે છે.

વ્રતની રક્ષા કરવાને લગતી આજ્ઞાઓ અથવા નિગ્રહોને 'ગુપ્તિ' કહેવાય છે. બ્રહ્મચર્યની ગુપ્તિઓ નવ હોવાનું સ્થાનાંગસૂત્રના નવમા સ્થાનમાં જણાવેલું છે—'नव बंभचेर-गुत्तीओ पण्णत्ताओ।'

चउविह-कसाय-मुक्को—चतुर्विध-कषाय-मुक्तः—ચાર પ્રકારના કષાયોથી મુક્ત.

'કષાય' શબ્દ कष् ધાતુ ઉપરથી બનેલો છે. कष् એટલે ઠાર મારવું, બગાડવું, ઘસવું વગેરે. 'कषति कण्ठम्' જે ગળાને બગાડે-જેનો સ્વાદ ખૂબ ખરાબ લાગે, તે કષાય કહેવાય. વિવિધ ઔષધિઓના ઉકાળાને આયુર્વેદમાં 'કષાય' સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. જે રસ તૂરો હોય, તેને પણ 'કષાય-રસ' કહેવામાં આવે છે. લાલ અને પીળા રંગના મિશ્રણને અર્થાત્ નારંગી રંગને પણ 'કષાય રંગ' કહેવામાં આવે છે. તે જ રીતે જે અંતઃકરણને બગાડે—મનની વૃત્તિઓને મલિન કરે, તે 'કષાય' કહેવાય છે. વળી 'કષ' શબ્દનો અર્થ સંસાર થાય છે. તેનો 'આય'-લાભ જેનાથી થાય, તેને પણ 'કષાય' કહેવામાં આવે છે. શ્રીપ્રજ્ઞાપનાસૂત્રના ૧૩મા પદે 'કષાય'નો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છે:—

"सुह-दुक्ख-बहु-सहियं, कम्म-खेत्तं कसंति जं जम्हा।
कलुसंति जं च जीवं, तेण कसाइ त्ति वुच्चंति॥"

"ઘણાં પ્રકારનાં સુખ અને દુઃખના ફ્લને યોગ્ય એવા કર્મ-ક્ષેત્રનું જે કર્ષણ કરે છે (ખેડે છે), અથવા જીવના શુદ્ધ

સ્વરૂપને જે કલુષિત કરે છે, તે 'કષાય' કહેવાય છે."

આ કષાયોના પ્રકારો વિષે શ્રીદશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમાં જણાવ્યું છે કે :—

"कोहो य माणो य अणिग्गाहिया, माया य लोभे य पवड्ढमाणा।
चत्तारि एए कसिणा कसाया, सिंचंति मूलाइं पुणब्भवस्स॥४०॥"

"નહિ દબાયેલા ક્રોધ અને માન તથા વૃદ્ધિ પામેલા માયા અને લોભ, એ ચાર ક્લિષ્ટ 'કષાયો' પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળનું સિંચન કરે છે."

इअ—इति— આ.

अट्ठारसगुणेहिं—अष्टादशगुणैः— અઢાર ગુણો વડે.

संजुत्तो–संयुक्तः— યુક્ત.

पंच-महव्वय-जुत्तो–पञ्च-महाव्रत-युक्तः— પાંચ મહાવ્રતોથી યુક્ત. પાંચ મહાવ્રતોને ધારણ કરનાર. પંચમહાવ્રતધારી.

'पंच-महव्वय' પાંચ મહાવ્રતોનો સમૂહ, પાંચ પ્રકારનાં મહાવ્રતો. જે વ્રત ઘણું મોટું હોય, પાળવામાં આકરું હોય, તેને 'મહાવ્રત' કહે છે. 'વ્રત' એટલે સંયમને લગતી પ્રતિજ્ઞા.

તેની સંખ્યા માટે સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનમાં કહ્યું છે કે:— "पंच महव्वया पण्णत्ता, तं जहा-१ सव्वाओ पाणाइ-

वायाओ वेरमणं, २ सव्वाओ मुसावायाओ वेरमणं, जाव ५ सव्वाओ परिग्गहाओ वेरमणं।" "મહાવ્રતો પાંચ પ્રકારનાં છે. તે આ રીતે: ૧ સર્વપ્રાણાતિપાત-વિરમણ, ૨ સર્વમૃષાવાદ-વિરમણ, ૩ સર્વ અદત્તાદાન-વિરમણ, ૪ સર્વ-મૈથુન-વિરમણ, તથા ૫ સર્વપરિગ્રહ-વિરમણ."

पंचविहायार-पालण-समत्थो—पञ्चविधाचार-पालन-समर्थः—પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ, પાંચ પ્રકારના આચારોને રૂડી રીતે પાળનાર.

આચારના અર્થ માટે જુઓ સૂત્ર—૧.

पंच-समिओ–पञ्च-समितः—પાંચ સમિતિઓથી યુક્ત. પાંચ સમિતિઓનું પાલન કરનારા.

'समेकीभावेनेति समितिः'—સારી રીતે એકીભાવ થયેલો છે—એકાગ્રતા થયેલી છે જે ક્રિયામાં, તે 'સમિતિ'. અથવા 'शोभनैकाग्रपरिणामा चेष्टा सामितिः'–એકાગ્ર પરિણામ-વાળી સુંદર ચેષ્ટા, તે 'સમિતિ'. તેની સંખ્યા અને નામો સંબંધમાં સમવાયાંગસૂત્રમાં જણાવ્યું છે કે:—

"पंच समिईओ पण्णत्ताओ, तं जहा-१ ईरिया-समिई, २ भासा-समिई, ३ एसणा-समिई, ४ आयाण-भंड-मत्त-निक्खेवणा-समिई, ५ उच्चार-पासवण-खेल-सिंघाण-जल्ल-पारिट्ठावणिया-समिई।"

"સમિતિઓ પાંચ પ્રકારની છે:—

(૧) ईरिया-समिइ –'ઈર્યા-સમિતિ'.

(૨) भासा-समिइ –'ભાષા-સમિતિ'.

(૩) एसणा-समिइ – ‘ એષણા-સમિતિ ’.

(૪) आयाण-भंड-मत्त-निक्खेवणा-समिइ—‘ આદાન-નિક્ષેપ-સમિતિ ’.

(૫) उच्चार-पासवण-खेल-सिंघाण-जल्ल-पारिट्ठावणिया-समिइ—‘ પારિષ્ઠાપનિકા-સમિતિ ”.

ति-गुत्तो—त्रि-गुप्तः—ત્રણ ગુપ્તિઓથી યુક્ત, ત્રણ ગુપ્તિઓનું પાલન કરનારા.

‘ गुप् ’—એટલે રક્ષા કરવી, રોકવું, નિગ્રહ કરવો. જે ક્રિયા વડે રક્ષા થાય, અનિષ્ટ સંપર્ક કે અનિષ્ટ પરિણામ રોકાય કે કોઈ પણ વસ્તુનો નિગ્રહ થાય, તે ‘ ગુપ્તિ ’ કહેવાય છે. સાહિત્યમાં આ શબ્દ નગરી, જેલખાનું, પૃથ્વીનો ખાડો, પહેરો વગેરે અર્થમાં વપરાય છે. અહીં તેનો અર્થ ‘ गोपनं गुप्तिः ’ એટલે મન, વચન અને કાયાથી ઉત્પન્ન થતી અસત્ પ્રવૃત્તિને રોકવાનો છે.

આ ‘ ગુપ્તિ ’ ત્રણ પ્રકારની હોવાનું શ્રીસ્થાનાંગસૂત્રના ત્રીજા સ્થાનમાં જણાવેલું છે: “ तओ गुत्तीओ पण्णत्ताओ, तं जहा–१ मणगुत्ती, २ वयगुत्ती, ३ कायगुत्ती ”। “ ‘ ગુપ્તિ ’ ત્રણ પ્રકારની છે: ૧ મનોગુપ્તિ, ૨ વચનગુપ્તિ અને ૩ કાયગુપ્તિ. ”

આ ત્રણ ‘ ગુપ્તિ ’ને પણ ‘ સમિતિ ’ ગણી શકાય છે. એ રીતે ગણીએ તો ‘ સમિતિ ’ની સંખ્યા આઠની થાય છે. શ્રીઉત્તરાધ્યયન સૂત્ર વગેરેમાં ‘ સમિતિ ’ની સંખ્યા આઠની

ગણાવેલી છે. એટલે જ્યાં 'સમિતિ' હોય, ત્યાં 'ગુપ્તિ' અવશ્ય હોય; પરંતુ 'ગુપ્તિ' હોય, ત્યાં 'સમિતિ' હોય અને ન પણ હોય.

'સમિતિ'નું સ્વરૂપ મુખ્યત્વે પ્રવૃત્તિ-પ્રધાન છે, અને 'ગુપ્તિ'નું સ્વરૂપ મુખ્યત્વે નિવૃત્તિ-પ્રધાન છે.

छत्तीस-गुणो—षट्त्रिंशद्गुणः—છત્રીશ ગુણોવાળા.

गुरू—गुरुः—ગુરુ.

જે અજ્ઞાનને દૂર કરે–'गिरति अज्ञानम्' અથવા ધર્મનો ઉપદેશ આપે–'गृणाति( उपदिशति ) वा धर्मम्', તે 'ગુરુ' કહેવાય છે.

સાહિત્યમાં આ શબ્દ માતા, પિતા, ગુરુ, ધર્મ-સંસ્થાપક, મંત્ર-તંત્ર જાણનાર વ્યક્તિ, એક જાતનો તારો, વગેરે અનેક જુદા જુદા અર્થમાં વપરાય છે. પરંતુ અહીં તેનો અર્થ 'ધર્મ-સંબંધી ગુરુ' કરવાનો છે. તે માટે ધર્મરત્ન પ્રકરણમાં કહ્યું છે કે :—

"धर्मज्ञो धर्मकर्त्ता च, सदा धर्मपरायणः ।
सत्त्वेभ्यो धर्मशास्त्रार्थ–देशको गुरुरुच्यते ॥"

"ધર્મજ્ઞ, ધર્મકર્ત્તા, સદા ધર્મમાં પરાયણ અને જીવોને ધર્મશાસ્ત્રનો ઉપદેશ કરનાર હોય, તે 'ગુરુ' કહેવાય છે."

मज्झ – मम – મારા.

## ( ૫ ) અર્થ-નિર્ણય

ઇંદ્રિય :— ૧ સ્પર્શેન્દ્રિય, ૨ રસનેન્દ્રિય, ૩ ઘ્રાણેન્દ્રિય, ૪ ચક્ષુરિન્દ્રિય અને ૫ શ્રોત્રેન્દ્રિય એ પાંચ પ્રકારની 'જ્ઞાનેન્દ્રિયો'.

પાંચ ઇંદ્રિયોના 'વિષયો' ૨૩ છે. તે નીચે મુજબ :—

સ્પર્શ વડે આઠ બાબતો જાણી શકાય છે: ૧ હળવું, ૨ ભારે, ૩ કોમળ, ૪ ખરબચડું, ૫ ઠંડું, ૬ ગરમ, ૭ ચીકણું, અને ૮ લૂખું.

ચાખવાથી પાંચ બાબતો જાણી શકાય છે: ૧ મીઠો રસ, ૨ ખાટો રસ, ૩ ખારો રસ, ૪ કડવો રસ ને ૫ તીખો રસ. ( તૂરો રસ જુદો ગણીને કેટલાક રસની સંખ્યા ૬ની ગણે છે, પણ તે ખારા અને મીઠાનું મિશ્ર-પરિણામ છે. )

સુંઘવાથી બે બાબતો જાણી શકાય છે: ૧ સારી વાસ અને ૨ ખરાબ વાસ.

જોવાથી પાંચ બાબતો જાણી શકાય છે: ૧ ધોળો રંગ, ૨ કાળો રંગ, ૩ લીલો રંગ, ૪ પીળો રંગ અને ૫ રાતો રંગ.

સાંભળવાથી ત્રણ બાબતો જાણી શકાય છે: ૧ 'સચિત્ત શબ્દ', ૨ 'અચિત્ત શબ્દ' અને ૩ 'મિશ્ર શબ્દ'. જીવંત પ્રાણીઓનો શબ્દ, તે 'સચિત્ત'. જડ પદાર્થોના ઘર્ષણ વગેરેથી થતો શબ્દ, તે 'અચિત્ત'. અને બંનેના મિશ્રણરૂપ હોય, તે 'મિશ્ર.' માણસો ગાતા હોય અને સાથે વાજાં પણ

વાગતાં હોય, તે બંનેનો ભેગો અવાજ આવે, તે 'મિશ્ર શબ્દ' કહેવાય. આ રીતે ઇંદ્રિયોના મુખ્ય 'વિષયો' ૨૩ છે.

ઇંદ્રિયોના આ ૨૩ 'વિષયો'માં રાગ કે દ્વેષ ઉત્પન્ન થવો, સુખ કે દુઃખની કલ્પના પેદા થવી, તે 'ઇંદ્રિયોની આસક્તિ' કહેવાય છે. જેમકે કોમળ શય્યા, મીઠું ભોજન કે સુંદર આકાર જોઈને તેના પર પ્રીતિ થવી અને ખરબચડી પથારી જોઈને, બેસ્વાદ ભોજન જોઈને કે વિરૂપ આકાર જોઈને તેના પર અપ્રીતિ થવી. તાત્પર્ય કે ઇંદ્રિયોના વિષયોમાં સમભાવે રહેવું, તે 'ઇંદ્રિયોનું-સંવરણ' થયું ગણાય.

બ્રહ્મચર્ય-દિવ્ય અને ઔદારિક કામ-ભોગનો ત્રણ યોગ અને ત્રણ કરણથી ત્યાગ કરવો, તેનું નામ 'બ્રહ્મચર્ય'. 'દિવ્ય' એટલે દેવ-સંબંધી. 'ઔદારિક' એટલે મનુષ્ય અને તિર્યંચ-સંબંધી. 'કામ-ભોગ' એટલે મૈથુન સેવવાની ઇચ્છા. 'યોગ' એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિ. 'કરણ' એટલે કરવું, કરાવવું, તથા અનુમોદન આપવું. મતલબ કે દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી મૈથુન સેવવાની ઇચ્છાનો મનથી, વચનથી અને કાયાથી સ્વયં ત્યાગ કરવો, બીજા પાસે ત્યાગ કરાવવો તથા જેઓ મૈથુન સેવતા હોય, તેને સારા માનવા નહિ, તેનું નામ 'બ્રહ્મચર્ય' છે. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશમાં તે સંબંધી જણાવ્યું છે કે :—

" दिव्यौदारिककामानां, कृतानुमति-कारितैः ।
मनो-वाक्-कायतस्त्यागो, ब्रह्माष्टादशधा मतम् ॥ "

" દિવ્ય અને ઔદારિક કામોનો મનથી, વચનથી અને શરીરથી, કરવા-કરાવવા અને અનુમોદવાનો ત્યાગ કરવો, તે બ્રહ્મચર્ય છે, જે અઢાર પ્રકારનું મનાય છે. "

દિવ્ય અને ઔદારિક કામ×મન, વચન, કાયા = ૬×૩ કરવું, કરાવવું અને અનુમોદવું = ૧૮.

મૈથુન-સેવનની ઇચ્છા બે પ્રકારની હોય છે: ' સંપ્રાપ્ત ' અને ' અસંપ્રાપ્ત '. પ્રાપ્ત થયેલ સ્ત્રી-પુરુષ આદિની અન્યોન્ય સંગ કરવાની ઇચ્છા, તે ' સંપ્રાપ્ત—કામ-ભોગ ' છે. હસિત, લલિત ( હસવું, પાશ-ક્રીડા, મોહક ચેષ્ટા કરવી ) આદિ, તેના આઠ પ્રકારો કામશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. જ્યાં સંગ કરવાની ઇચ્છાવાળી વ્યક્તિની ગેરહાજરી હોય છે, ત્યાં તેનાં સ્મરણ, ચિંતન અને સંગ કરવાની તીવ્ર અભિલાષા કરવી તથા છેવટે માનસિક પતનને વશ થવું અને કુચેષ્ટાઓ કરવી, તે ' અસંપ્રાપ્ત કામ-ભોગ ' છે.

ઉપર્યુક્ત અઢાર પ્રકારના બ્રહ્મચર્યની રક્ષા માટે શ્રીજિનેશ્વર ભગવાને ફરમાવેલા નવ પ્રકારના નિયમોને ' બ્રહ્મચર્યની નવ ગુપ્તિ ' અથવા નવ વાડ કહેવામાં આવે છે. તે નીચે મુજબ :—

૧. विविक्त-वसति-सेवा —સ્ત્રી, પશુ અને નપુંસકના

વાસથી રહિત એવા એકાંત વિશુદ્ધ સ્થાનમાં નિવાસ કરવો. ઉંદર બિલાડીથી રહિત સ્થાનમાં વસે તેમ.

૨. स्त्रीकथा-परिहारः—સ્ત્રીઓ સંબંધી વાતો કરવી નહિ, કારણ કે તેવી વાતો કરવામાં વિષય જાગૃત થાય છે.

૩. निषद्याऽनुपवेशनम्—સ્ત્રીઓની બેસવાની વસ્તુ પર બેસવું નહિ. જે પાટ, પાટલા, શયન, આસન વગેરે પર સ્ત્રી બેઠેલી હોય, તે બે ઘડી સુધી વાપરવાં નહિ. કોળાની ગંધ આવવાથી કણકની ચિકાશ બગડે છે, એ ન્યાય અહીં લાગુ પડે છે.

૪. इन्द्रियाप्रयोगः—રાગને વશ થઈ સ્ત્રીઓનાં અંગોપાંગ—કુચ, કટિ, મુખ આદિ—જોવા માટે પ્રયત્ન કરવો નહિ. રૂપ જોતાં રઢ લાગે છે અને છેવટે મોહનો ઉદય થઈ પતનનો પ્રસંગ આવે છે.

૫. कुड्यांतर-दाम्पत्य-वर्जनम्—ભીંતના આંતરે સ્ત્રી-પુરુષનું યુગલ રહેલું હોય, તેવા સ્થાનનો ત્યાગ કરવો.

૬. पूर्वक्रीडितास्मृतिः—સ્ત્રી સાથે પહેલાં કરેલી ક્રીડાનું સ્મરણ કરવું નહિ.

૭. प्रणीताभोजनम्—માદક આહારનો ત્યાગ કરવો; અર્થાત્ ઇંદ્રિયોને ઉશ્કેરે-ઇંદ્રિયોમાં ઉત્તેજના પેદા કરે, તેવા ભારે પદાર્થો વાપરવાં નહિ: અને ત્યાં સુધી નીરસ આહારને જ પસંદગી આપવી.

૮. अतिमात्राऽभोगः—પ્રમાણથી અધિક આહાર કરવો નહિ. અત્યાહારથી ઉંઘ વધે છે, મેદ વધે છે અને પ્રસંગે સ્વપ્ન-દોષ પણ થાય છે.

૯. विभूषा-परिवर्जनम्—શૃંગાર-લક્ષણવાળી શરીરની અને ઉપકરણની શોભાનો ત્યાગ કરવો. અર્થાત્ સ્નાન, વિલેપન, વાસના ( શરીરને સુગંધિત બનાવવું ), ઉત્તમ વસ્ત્રો, તેલ, તંબોલ આદિનો ઉપયોગ કરવો નહિ.

कषाय—' ક્રોધ, માન, માયા અને લોભ 'ની સંજ્ઞાથી ઓળખાતા મનના પરિણામો, અથવા આત્માના અધ્યવસાયો. ' ક્રોધ ' એટલે દ્વેષ, ગુસ્સો, અક્ષમા કે વૈર લેવાની વૃત્તિ. ' માન ' એટલે અભિમાન, અહંકાર અથવા મદ. ' માયા ' એટલે લુચ્ચાઈ, કપટ, દગો કે અન્યને છેતરવાની વૃત્તિ. ' લોભ ' એટલે તૃષ્ણા, લાલસા, અસંતોષ કે વધારે ને વધારે લેવાની વૃત્તિ. ' ક્ષમા ' ક્રોધનો અભાવ સૂચવે છે, ' નમ્રતા ' માનનો અભાવ સૂચવે છે, ' સરલતા ' માયાનો અભાવ સૂચવે છે, તથા ' સંતોષ ' લોભનો અભાવ સૂચવે છે.

पञ्चमहाव्रत—સર્વ-વિરતિ મૂળગુણો.

૧ હિંસા, ૨ અસત્ય, ૩ સ્તેય, ૪ મૈથુન અને ૫ પરિગ્રહનો સર્વથા ત્યાગ, તે ' સર્વવિરતિ '. પાંચ મહાવ્રતો આ રીતે જ ગ્રહણ કરાતાં હોવાથી તે સર્વવિરતિના નામે ઓળખાય છે. તે ચારિત્રના મૂળ-પાયારૂપ હોવાથી ' મૂળગુણો ' પણ કહેવાય છે.

પંચાચાર :— ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ અને ૫ વીર્યને લગતાં સુવિહિત આચરણો.

જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી પરિણામે જ્ઞાનની વૃદ્ધિ થાય, તેને (૧) 'જ્ઞાનાચાર' કહે છે. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી શ્રદ્ધારૂપ દર્શનગુણની વૃદ્ધિ થાય, તેને (૨) 'દર્શનાચાર' કહે છે. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી ચારિત્રની વૃદ્ધિ થાય, તેને (૩) 'ચારિત્રાચાર' કહે છે. જે ક્રિયા અથવા નિયમોને અનુસરવાથી તપની વૃદ્ધિ થાય, તેને (૪) 'તપાચાર' કહે છે. સંયમના પાલનમાં બલ, વીર્ય અને પરાક્રમનો બને તેટલો વધારે ઉપયોગ કરવો, તેને (૫) 'વીર્યાચાર' કહે છે.

આચારની વ્યાખ્યા આ પ્રમાણે કરવાથી વામાચાર આદિ નામથી પ્રવર્તેલા વિપરીત આચારોનું પાલન નિષિદ્ધ ઠરે છે.

સમિતિ—સાધુના જીવન-ધારણ અંગેની સંગત અથવા સમ્યક્ પ્રવૃત્તિ. તે પાંચ પ્રકારની છે:

૧ 'ઈર્યા-સમિતિ'—કોઈ જીવને આઘાત, ત્રાસ કે તકલીફ ન થાય, તે જાતની કાળજી રાખીને કરવામાં આવતી ચાલવાની ક્રિયા.

૨ 'ભાષા-સમિતિ'—નિરવદ્ય વચન-પ્રવૃત્તિ. શાસ્ત્રમાં બતાવેલા વિધિ-નિષેધ મુજબ બોલવાની પ્રવૃત્તિ.

૩ 'એષણા-સમિતિ'–શ્રીદશવૈકાલિક આદિ સૂત્રોમાં બતાવ્યા મુજબ ૪૨ દોષોથી રહિત ગોચરી કરવાની પ્રવૃત્તિ.

૪ 'આદાન-નિક્ષેપ-સમિતિ'–પાત્ર, વસ્ત્ર તથા ઉપકરણ વગેરેને સાવધાની-પૂર્વક લેવા-મૂકવાની પ્રવૃત્તિ.

૫ 'પારિષ્ઠાપનિકા-સમિતિ'–મલ, મૂત્ર, શ્લેષ્મ આદિને સાવધાની-પૂર્વક પરઠવવાની પ્રવૃત્તિ.

'ગુપ્તિ'—સંયમના પાલન માટેનો પ્રશસ્ત નિગ્રહ કે નિવૃત્તિ. તે ત્રણ પ્રકારની છે:

૧ 'મનો-ગુપ્તિ'—મનનો પ્રશસ્ત નિગ્રહ. મનને દુષ્ટ સંકલ્પોમાં અથવા દુષ્ટ વિચારોમાં પ્રવર્ત્તવા ન દેવું.

૨ 'વચન-ગુપ્તિ'—વાણીનો પ્રશસ્ત નિગ્રહ. ખાસ જરૂર વિના બોલવું નહિ.

૩ 'કાય-ગુપ્તિ'– કાયાનો પ્રશસ્ત નિગ્રહ. કાયાથી બને તેટલી ઓછી પ્રવૃત્તિ કરવી.

'ધ્યાન' મનોગુપ્તિમાં મદદરૂપ છે, 'મૌન' વચન-ગુપ્તિમાં મદદરૂપ છે અને 'કાયોત્સર્ગ' કાય-ગુપ્તિમાં મદદરૂપ છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું ભેગું નામ 'અષ્ટ પ્રવચન-માતા' છે.

'ગુરુઃ'—આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ.

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના દ્વિતીય પ્રકાશમાં ગુરુનું લક્ષણ નીચે મુજબ જણાવ્યું છે :—

"महाव्रतधरा धीराः, भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥ ८ ॥"

"મહાવ્રતધારી, ધીર (ઉપસર્ગોને તથા પરીષહોને ધીરજથી સહન કરનારા), ભિક્ષા ઉપર જ જીવનારા, સામાયિકમાં (સમભાવમાં) રહેલા અને ધર્મનો ઉપદેશ કરનારા ગુરુ મનાયેલા છે."

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણેને ઉપરની વ્યાખ્યા લાગુ પડે છે.

જગતના અન્ય ધર્મોએ પણ ગુરુપદને ખૂબ મહત્ત્વ આપેલું છે.

## (૬) અર્થ-સંકલના

પાંચ ઇંદ્રિયોના વિષયોમાં સમભાવ રાખનારા,
નવ વાડોથી બ્રહ્મચર્યનું રક્ષણ કરનારા,
ક્રોધાદિ ચાર કષાયોથી મુક્ત,
આ રીતે અઢાર ગુણવાળા; વળી
પાંચ મહાવ્રતોને ધારણ કરનારા,
પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ,
પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુક્ત,
આ રીતે કુલ છત્રીશ ગુણવાળા મારા ગુરુ છે.

## ( ૭ ) સૂત્ર-પરિચય

ધર્મના આરાધન માટે થતી ક્રિયા કે થતું અનુષ્ઠાન 'ધર્માનુષ્ઠાન' કહેવાય છે. આવું 'ધર્માનુષ્ઠાન' ગુરુની સામે, ગુરુની સાક્ષીએ, ગુરુની આજ્ઞા-પૂર્વક અને ગુરુનો વિનય જાળવીને કરવામાં આવે, તો શીઘ્ર ફલદાયી થાય છે. એ કારણથી દરેક 'ધાર્મિક અનુષ્ઠાન' તેમની સામે કરવામાં આવે છે. પરંતુ કેટલીક વાર એવું બને છે કે 'ધાર્મિક અનુષ્ઠાન' કરવાની તત્પરતા અને તૈયારી બંને હોય, પણ ગુરુનો યોગ મળે નહિ. આવા પ્રસંગે 'ધર્માનુષ્ઠાન' કરવું કે કેમ ? તેવો પ્રશ્ન ઊભો થાય છે. શાસ્ત્રકારોએ આ પ્રશ્નનું નિરાકરણ એ રીતે કરેલું છે કે સદ્ભાવનાથી પ્રેરાયેલું 'ધર્માનુષ્ઠાન' આત્મહિતકારી હોઈને તેની આરાધના બંધ રાખવી નહિ, પરંતુ ત્યાં 'ગુરુની સ્થાપના' કરીને કામ ચલાવવું; અને તે 'અનુષ્ઠાન' જાણે સાક્ષાત્ ગુરુની સમક્ષ જ થતું હોય તેમ માનીને આજ્ઞા માગવી આદિ સર્વ પ્રકારનો ઉચિત વિનય જાળવવો. આમ કરવાથી ગુરુ વિષેની શ્રદ્ધા ટકી રહે છે અને સુવિહિત પરંપરાનું પાલન પણ થાય છે. ઉપરના નિરાકરણ અનુસાર જ્યાં ગુરુની હાજરી ન હોય; ત્યાં 'ધાર્મિક અનુષ્ઠાન'-પ્રસંગે 'ગુરુની સ્થાપના' કરવામાં આવે છે.

શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે શ્રીવિશેષાવશ્યક ભાષ્યમાં જણાવ્યું છે કે :—

"गुरु-विरहम्मि य ठवणा, गुरूवएसोवदंसणत्थं च ।
जिण-विरहम्मि व जिणबिंब-सेवणाऽऽमन्तणं सहलं ॥"

"જ્યારે સાક્ષાત્ ગુણવંત ગુરુનો વિરહ હોય, ત્યારે ગુરુના ઉપદેશને-આદેશને સમીપમાં રાખેલો દેખાડવા માટે 'સ્થાપના' કરવી. જેમ જિનેશ્વરના વિરહમાં તેમની પ્રતિમાનું સેવન અને આમંત્રણ સફળ થાય છે, તેમ ગુરુ-વિરહમાં ગુરુની સ્થાપના પણ સફળ થાય છે."

શ્રીદેવેન્દ્રસૂરિએ ગુરુવંદન-ભાષ્યમાં જણાવ્યું છે કે :—

"गुरुगुणजुत्तं तु गुरुं, ठाविज्जा अहव तत्थ अक्खाइं ।
अहवा नाणाइतिअं, ठविज्ज सक्ख-गुरु-अभावे ॥ २८ ॥"

"(ધર્માનુષ્ઠાન કરતાં) સાક્ષાત્ ગુરુ વિદ્યમાન ન હોય, તો ગુરુના ગુણોથી જે યુક્ત હોય, તેને ગુરુ તરીકે સ્થાપવા; અથવા તેના સ્થાને અક્ષાદિ કે જ્ઞાન-દર્શન-ચારિત્રનાં ઉપકરણો સ્થાપવાં."

"(૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ, (૩) વંદન, (૪) પ્રતિક્રમણ, (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન." એ 'ષડાવશ્યક'રૂપી છ ક્રિયાઓ શ્રાવક-શ્રાવિકા માટે સૌથી મહત્ત્વનું 'ધર્માનુષ્ઠાન' છે. આ 'ધર્માનુષ્ઠાન'માં સામાયિક ગ્રહણ કરતી વખતે જો ગુરુનો યોગ ન હોય, તો ઉપર જણાવી તેવી ગુરુ-સ્થાપના કરવામાં આવે છે. આ અંગેનો વિધિ એવો છે કે સામાયિકાદિ ક્રિયા કરવા ઇચ્છનારે તે માટે કહેલ વિધિ મુજબ શુદ્ધ વસ્ત્રો અને ઉપકરણો ધારણ કરવાં તથા જે સ્થાને બેસીને ક્રિયા કરવાની ઇચ્છા હોય, ત્યાં 'આસન' પાથરવું. તેનાથી ઓછામાં ઓછા સાડા ત્રણ હાથ સન્મુખની જગા

ઉપર એક બાજોઠ મૂકવો અને તેના પર એક સાપડો મૂકી તેમાં ધાર્મિક પુસ્તક, નવકારવાળી આદિ મૂકવાં. પછી નિયત આસને બેસીને ઉપર્યુક્ત પુસ્તક આદિમાં 'ગુરુપદની સ્થાપના' કરવા અર્થે જમણા હાથની 'સ્થાપના-મુદ્રા' રચવી. એટલે કે આંગળીઓ તથા કરતલની આકૃતિ અર્ધસંપુટ જેવી બનાવવી અને જાણે કોઈ વસ્તુને દાખલ કરતા હોઈએ તેવી રીતે હાથને 'સ્થાપના'ની સન્મુખ રાખવો. આ મુદ્રાપૂર્વક પ્રથમ મંગલસ્વરૂપ નવકારમંત્ર બોલવો અને પછી આચાર્યના ૩૬ ગુણોનું આરોપણ કરવાને માટે ધીરે ધીરે પંચિંદિય-સૂત્રનો પાઠ ઉચ્ચારવો.+ આ રીતે જ્યારે તે પાઠ પૂરો બોલાઈ રહે, ત્યારે ઉપર્યુક્ત પુસ્તકાદિમાં આચાર્યનો અથવા ગુરુનો ન્યાસ થયેલો ગણાય છે અને તેને 'સ્થાપનાજી' કે 'સ્થાપના-ચાર્યના' નામથી ઓળખવામાં આવે છે. પછી તેની સમક્ષ સામાયિકાદિ 'અનુષ્ઠાન' કરવામાં આવે છે. તે 'અનુષ્ઠાન' પૂરું થયે જમણો હાથ પોતાની સન્મુખ રાખી નવકાર-મંત્ર ગણવામાં આવે, ત્યારે તે 'સ્થાપના'નું વિસર્જન—'ઉત્થાપન' થયું ગણાય છે.

જગતમાં અનેક પ્રકારના દેવો મનાય છે, અનેક પ્રકારના ગુરુઓ મનાય છે અને અનેક પ્રકારના ધર્મો મનાય છે. તે બધા કાંઈ આત્મ-કલ્યાણ કરવામાં કારણભૂત થતા નથી. અરે! તેમાંના કેટલાક તો ઊલટી અધોગતિને આમંત્રણ આપનારા પણ હોય

+ ખરતરગચ્છમાં માત્ર ત્રણ વાર નવકારમંત્ર બોલીને જ સ્થાપના કરવામાં આવે છે.

છે. આથી મુમુક્ષુના હિતને માટે શાસ્ત્રકારો 'દેવ, ગુરુ અને ધર્મ'ના બે પ્રકારો પાડે છે. 'કુ' એટલે અયોગ્ય અને 'સુ' એટલે યોગ્ય. તે માટે શ્રીહરિભદ્રસૂરિએ સંબોધ-પ્રકરણના મિથ્યાત્વ અધિકારમાં જણાવ્યું છે કે :—

"देवो रागी यतिः संगी, धर्मः प्राणि-निशुम्भनम्।
मूढदृष्टिरिति ब्रूते, युक्तायुक्ताविवेचकः ॥"

"યુક્ત અને અયુક્તનો બરાબર વિવેક નહીં કરી શકનાર મૂઢદૃષ્ટિ રાગીને-રાગ-દ્વેષવાળાને દેવ ગણે છે, સંગીને—સ્ત્રી-સંગ કરનારને યતિ એટલે ગુરુ ગણે છે, અને પ્રાણિ-વધને ધર્મ કહે છે. અર્થાત્ આ પ્રમાણેની માન્યતા, તે 'કુદેવ,' 'કુગુરુ' અને 'કુધર્મ'ની માન્યતા છે. અને તેથી વિરુદ્ધ 'અઢાર દોષો'થી રહિત હોય, તે દેવ—અરિહંત 'સુદેવ' છે;" પ્રસ્તુત સૂત્રમાં જણાવ્યા તેવા ૩૬ ગુણોથી યુક્ત, તે 'સુગુરુ' છે; અને અહિંસા, સંયમ તથા તપના લક્ષણથી યુક્ત જે ધર્મ, તે 'સુધર્મ' છે.

'કુગુરુ' અને 'સુગુરુ'ને ઓળખવા માટે આ સૂત્ર આ રીતે ચાવી-સમાન છે, તેથી ઘણું ઉપયોગી છે.

પડાવશ્યકને લગતા કેટલાક બાલાવબોધોમાં, નમસ્કાર-મહામંત્રના વિવેચન-પ્રસંગે, તેમ જ સ્વતંત્ર રીતે, આ ગાથાઓ પર કેટલુંક વિવરણ થયેલું છે.

## (૮) આધાર-સ્થાન.

આ પાઠનું આધાર-સ્થાન શ્રીહરિભદ્રસૂરિકૃત સંબોધ-

પ્રકરણ ( અપરનામ તત્ત્વપ્રકાશ ) હોય તેમ જણાય છે, જેના ગુરુ-સ્વરૂપાધિકારની ૯૧મી તથા ૯૨મી ગાથા નીચે મુજબ છે :-

" पंचिंदिय-संवरणो, तह नवविह-बंभचेर-गुत्ति-धरो।
तह चत्त-चउ-कसाओ, अट्ठारसगुणेहिं संजुत्तो ॥ ९१ ॥
पंच-महव्वय-जुत्तो, पंचविहायार-पालण-समत्थो ।
पंच-समिइ-ति-गुत्ति-गुत्तो छत्तीस-गुण-कलिओ ॥ ९२ ॥ "

આચાર્યના ૩૬ ગુણોની ગણના તેમણે જુદી જુદી ૪૭ રીતે કરાવી છે, તેમાં આ રીત બીજી છે.

આ સૂત્રનો પાઠ ક્રમાંક ૩ વાળી પોથીમાં જણાય છે, કે જેની રચના વિ. સં. ૧૪૯૮માં 'વિધિપક્ષ' મુખ્યનામવાળા અંચલગચ્છના અધિરાજ શ્રીજયકેસરસૂરિના શિષ્ય મહિમાસાગર ઉપાધ્યાયે કરેલી છે. તેમાં જણાવ્યું છે કે :—

' पहिलउ गुरु-स्थापना-हेतु गाथा बि कहीइं '

પછી આ બે ગાથાઓ આપી છે :—

" पंचिंदिय-संवरणो, नवविह-बंभचेर- गुत्ति-धरो।
चउविह-कसाय-मुक्को, इय अट्ठारस-गुण-संजुओ ॥ १ ॥
पंच-महव्वय-जुत्तो, पंचविहायार-पालण-समत्थो ।
पंच-समिओ ति-गुत्तो, छत्तीसगुणो गुरू मज्झ ॥ २ ॥"

સૂત્રની ભાષા પ્રાકૃત છે.

---

## ३ थोभवंदण-सुत्तं

[ प्रणिपात-सूत्रम् ]

### ખમાસમણ-સૂત્ર



### ( ૧ ) મૂલપાઠ

इच्छामि खमासमणो ! वंदिउं
जावणिज्जाए निसीहिआए।
मत्थएण वंदामि ॥

### ( ૨ ) સંસ્કૃત છાયા

इच्छामि क्षमाश्रमण ! वन्दितुं
यापनीयया नैषेधिक्या ।
मस्तकेन वन्दे ॥

### ( ૩ ) ગુજરાતી છાયા

ઇચ્છું છું, હે ક્ષમાશ્રમણ ! વાંદવાને,
યાપનીય નૈષેધિકી વડે;
મસ્તક વડે હું વાંદું છું.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

इच्छामि—इच्छामि—હું ઇચ્છું છું. કોઈના દબાણ કે કોઈની શરમથી નહિ, પણ મારી પોતાની મરજીથી અભિલાષા રાખું છું.

खमासमणो!—'क्षमाश्रमण !'—હે ક્ષમાવાળા સમણ! હે ક્ષમા-પ્રધાન શ્રમણ ! હે ક્ષમાવાળા સાધુ !

'શ્રમણ' એટલે તપસ્વી. 'श्राम्यतीति श्रमणः'

'શ્રમણ' એટલે સંયમી. 'श्राम्यति श्रममानयति पञ्चेन्द्रियाणि मनश्चेति श्रमण:'

'શ્રમણ' એટલે વૈરાગી. 'श्राम्यति—संसारविषय-खिन्नो भवति तपस्यतीति वा श्रमण:'

'શ્રમણ' એટલે શત્રુ અને મિત્ર પ્રત્યે સમભાવથી વર્તનાર 'समतया शत्रु-मित्रादिषु प्रवर्तते इति समण:(नः)।'

આ બધા ગુણો સાધુના હોઈ 'સાધુ'ને જ 'સમણ' અથવા 'શ્રમણ' કહેવામાં આવે છે.

તે માટે શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૫મા અધ્યયનમાં કહ્યું છે કે :—

"समयाए समणो होइ, बम्भचेरेण बंभणो।
नाणेण उ मुणी होइ, तवेण होइ तावसो ॥"

"સમતાના પાલનથી 'સમણ' થવાય છે. બ્રહ્મચર્યના પાલનથી 'બ્રાહ્મણ' થવાય છે, જ્ઞાનથી 'મુનિ' થવાય છે અને તપવડે 'તાપસ' થવાય છે."

જે 'શ્રમણમાં' ક્ષમાનો ગુણ પ્રધાન હોય, તે 'ક્ષમા-શ્રમણ' કહેવાય છે. અથવા જે 'શ્રમણ' ક્ષમાદિ દશ પ્રકારના 'યતિધર્મ'નું પાલન કરે છે, તે 'ક્ષમાશ્રમણ' કહેવાય છે. તે ક્ષમાદિ દશ પ્રકારનો 'યતિધર્મ' નીચે મુજબ છે:—

"૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ શૌચ, ૫ સત્ય, ૬ સંયમ, ૭ તપ, ૮ ત્યાગ, ૯ આકિંચન્ય અને ૧૦ બ્રહ્મચર્ય."

वंदिउं–वन्दितुम्—વંદન કરવાને.

जावणिज्जाए–यापनीयया—યાપનીયા વડે. ઇંદ્રિય-વિકારોના અને કષાયોના ઉપશમ વડે.

यापनीया—શમનક્રિયા, ઉપશમનક્રિયા. તેના વડે. અહીં ઇંદ્રિયના વિકારો અને ચાર પ્રકારના કષાયો 'યાપનીય' છે.

શ્રીભગવતીસૂત્રના ૧૮મા શતકના દસમા ઉદ્દેશમાં પ્રભુ મહાવીર અને સોમિલ બ્રાહ્મણ વચ્ચે થયેલા વાર્તાલાપમાં આ શબ્દ તેવા જ ભાવમાં વપરાયેલો છે:—

"किं ते भंते! जवणिज्जं ?

"सोमिला! जवणिज्जे दुविहे पन्नत्ते; तं जहा-इंदिय-जवणिज्जे य नोइंदिय-जवणिज्जे य।

"से किं तं इंदिय-जवणिज्जे ?

"इंदिय-जवणिज्जं मे सोइंदिय-चक्खिंदिय-घाणिंदिय-जिब्भिंदिय-फासिंदियाइं निरुवहयाइं वसे वट्टंति। से तं इंदिय-जवणिज्जं।

"से किं तं नोइंदिय-जवणिज्जे ?

"नोइंदिय-जवणिज्जे जं मे कोह-माण-माया-लोभा वोच्छिन्ना, नो उदीरेंति, से तं नोइंदिय-जवणिज्जे, से तं जवणिज्जे।"

"હે ભગવન્! તમને 'યાપનીય' શું છે?

"હે સોમિલ! મને બે પ્રકારનું 'યાપનીય' છે. તે આ પ્રમાણે: 'ઇંદ્રિય-યાપનીય' અને 'નોઇંદ્રિય-યાપનીય.'

"હે ભગવન્! 'ઇંદ્રિય-યાપનીય' એટલે શું?

"હે સોમિલ! શ્રોત્રેંદ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેંદ્રિય, જિહ્વેન્દ્રિય અને સ્પર્શેંદ્રિય—એ પાંચે ઇન્દ્રિયો ઉપઘાત-રહિત (અપકાર કે હાનિ રહિત) મારે આધીન વર્તે છે, તે 'ઇન્દ્રિય-યાપનીય' છે.

"હે ભગવન્! 'નોઇંદ્રિય-યાપનીય' એટલે શું?

"હે સોમિલ! મારા ક્રોધ, માન, માયા અને લોભ—એ ચારે કષાયો વ્યુચ્છિન્ન થયેલા હોઈ (નાશ પામેલા હોઈ) ઉદયમાં આવતા નથી, તે 'નોઇન્દ્રિય-યાપનીય' છે. એ પ્રમાણે 'યાપનીય' કહ્યું."

શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યકસૂત્રની ટીકામાં વંદન અધિકારમાં ' यापनीयं चेन्द्रियोपशमादिना प्रकारेण ' એવો અર્થ કરેલો છે, એટલે ઇંદ્રિય અને મનની વિષયો તથા વિકારોથી ઉપઘાતરહિત અવસ્થા, એ ' યાપનીય ' છે.

निसीहिआए-नैपेधिक्या—પાપ-નિષેધવાળી કાયાથી, નિષ્પાપ બનેલા શરીરથી.

' નિષેધ ' પ્રાણાતિપાત આદિ પાપોનો, કોઈ પણ પાપકારી પ્રવૃત્તિનો કે પ્રમાદનો કરવાનો હોય છે. આ જાતનો ' નિષેધ ' જેના વડે થાય છે, તે પણ ઉપચારથી ' નૈષેધિકી ' જ કહેવાય છે. શ્રીહરિભદ્રસૂરિએ આ. ટી.માં ' नैपेधिक्या प्राणातिपातनिवृत्तया तन्वा—शरीरेणेत्यर्थः ' ' નૈષેધિકી ' વડે એટલે ' પ્રાણાતિપાતથી નિવૃત્ત થયેલ તનુ વડે-શરીર વડે ' એવો અર્થ કરેલો છે.

मत्थएण—मस्तकेन—મસ્તક વડે, માથું નમાવીને.

वंदामि—वन्दे—વંદું છું, હું વંદન કરું છું—પ્રણામ કરું છું.

## ( ૫ ) અર્થ-નિર્ણય

थोभवंदणसुत्तं—' થોભવંદણ ' અથવા ' સ્તોભવંદન ' કરવામાં ઉપયોગી સૂત્ર. સ્તોભ એટલે સ્થંભવું-અટકવું, તે પરથી જે વંદન-થોભીને-ઊભા રહીને કરવામાં આવે, તે સ્તોભવંદન કહેવાય છે. આ વંદન બે હાથ, બે જાનુ અને મસ્તક-એ પાંચ અંગો નમાવીને બે વાર વંદન કરવાથી થાય

અને પૂજ્યોના પણ પૂજ્ય છે અને તેમને વંદન કરવાથી દર્શન અથવા શ્રદ્ધાનો ગુણ વિકાસ પામે છે. જે વિધિથી દેવને વંદન કરવામાં આવે છે, તેને 'ચૈત્ય-વંદના' (ચેઇય-વંદણા) કે 'ચૈત્યવંદન' કહેવાય છે અને જે વિધિથી ગુરુને વંદન કરવામાં આવે છે તેને 'ગુરુ-વંદના' કે 'ગુરુ વંદન' કહેવામાં આવે છે.

ગુરુને વંદન કરવાના પ્રસંગો એકથી વધારે વાર આવે છે. આ બધા પ્રસંગે ગુરુનો યોગ્ય વિનય જળવાઈ રહે અને વંદનની ક્રિયા વધારે પડતી કંટાળા-ભરેલી ન બને, તે માટે તેના ત્રણ પ્રકારો રાખવામાં આવ્યા છે. તે નીચે મુજબ:—"(૧) ફિટ્ટા-વંદણ (૨) થોભ-વંદણ અને (૩) બારસા-વત્ત-વંદણ." ફિટ્ટા એટલે રસ્તો. તે પરથી રસ્તે ચાલતાં જે વંદન કરવામાં આવે તે ફિટ્ટા-વંદણ. તે બે હાથ જોડીને માથું નમાવવાથી થાય છે. બીજું થોભવંદણ એટલે ઊભા રહીને કરવાનું વંદન. તે બે હાથ, બે જાનુ અને મસ્તક—એમ પાંચ અંગોને નમાવવાથી થાય છે. વર્તમાન સામાચારી પ્રમાણે ત્યાર પછી સુગુરુ-સુખશાતા-પૃચ્છા અને અબ્ભુટ્ઠિઓ સૂત્ર બોલવાથી એ પ્રકારનું વંદન થાય છે. જ્યારે ત્રીજું વંદન ખાસ વિધિપૂર્વક કરેલા બાર આવર્ત્તોથી પૂર્ણ બને છે. આ વંદનો અનુક્રમે 'જઘન્ય,' 'મધ્યમ' અને 'ઉત્કૃષ્ટ' ગણાય છે.

જઘન્ય વંદન-પ્રસંગે ખાસ સૂત્ર બોલવાનું હોતું નથી, પણ मत्थएण वंदामि એટલું જ બોલાય છે. પછીનાં બે વંદનોમાં

ખાસ સૂત્રો બોલાય છે, જેમાં ' સ્તોભવંદન ' પ્રસંગે આ સૂત્ર બોલવામાં આવે છે. સામાયિક તથા પ્રતિક્રમણમાં સ્તોભવંદન સૂત્રનો ઉપયોગ ઘણી વાર થાય છે, તથા ચૈત્યવંદન અને બીજી ધાર્મિક ક્રિયાઓમાં પણ તેની જરૂર પડે છે. તેથી આ સૂત્રની ગણના એક અતિ ઉપયોગી સૂત્રમાં થાય છે.

આ સૂત્રની ખાસ પ્રસિદ્ધિ ' ખમાસમણ 'ના નામથી જ છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સૂત્ર બે વિભાગમાં વહેંચાયેલું છે. તેનો પ્રથમ ભાગ ' નિસીહિઆએ ' આગળ પૂરો થાય છે, જે આવશ્યકસૂત્રના ત્રીજા અધ્યયનમાં આવતા ગુરુવંદનના પાઠમાં રહેલો છે, તથા ' મત્થએણ વંદામિ ' એ બે પદો આવશ્યકસૂત્રના પાંચમા અધ્યયનમાં ' इच्छामि खमासमणो! कयाइं च मे कितिकम्माइं '-વાળા પાઠમાં આવેલાં છે.

# ४ सुगुरु-सुखशाता-पृच्छा

## ગુરુ-નિમંત્રણ-સૂત્ર



### ( ૧ ) મૂલપાઠ

इच्छकारि (र) ! सुह-राई ? सुह-देवसि ? ) सुख-तप ? शरीर निराबाध ? सुख संजम-जात्रा निर्वहो छो जी ? स्वामी ! शाता छे जी ?

[ અહીં ગુરુ જવાબ આપે: ' દેવ-ગુરુ-પસાય. ' તે સાંભળીને શિષ્ય કહે: ]

भत्त( भात )-पाणीनो लाभ देजो जी ॥ ×

### ( ૨—૩ ) સંસ્કૃત અને ગુજરાતી છાયા

આ સૂત્ર મિશ્ર ગુજરાતી ભાષામાં હોવાથી તેની સંસ્કૃત અને ગુજરાતી છાયા આપેલી નથી.

---

× આ સૂત્રનો નિર્દેશ, ક્રમાંક ૧૧વાળી પોથીમાં પૃષ્ઠ ૧ ઉપર નીચે પ્રમાણે જોવામાં આવે છે: " इच्छकारि सुह-राई सुख-तप शरीर निराबाध सुष-संजम-यात्रा निर्वहइ छइ ? " પોથી ૨૯માં ' स्वामी शाता छे जी ' એ ભાગ જોવામાં આવતો નથી. પોથી ૨૪માં " छे स्वामी शाता ? " એવો પાઠ નજરે પડે છે.

(૪) સામાન્ય અને વિશેષ અર્થ

इच्छकारि !–હે સ્વકીય ઇચ્છા કરવાવાળા !

इच्छकार–સ્વકીય ઇચ્છા. તેનાથી યુક્ત તે इच्छकारी. તેનું સંબોધન રૂપ તે इच्छकारि ! અહીં ભગવંત શબ્દ અધ્યાહાર સમજવાનો છે.

सुह-राई ?–રાત્રિ સુખ-પૂર્વક પસાર થઈ ?

सुह=સુખ. તે પૂર્વક પસાર થયેલી राइ=રાત્રિ, તે सुह-राइ. અહીં 'પસાર થઈ ?' એ બે પદો અધ્યાહાર સમજવાનાં છે. सुह-देवसि એટલે દિવસ સુખ-પૂર્વક પસાર થયો ?

सुख-तप ?—તપ સુખ-પૂર્વક થાય છે ?

शरीर-निराबाध ?—શરીર પીડા-રહિત છે ?

'निर्गताऽऽबाधा यस्मात् तन्निराबाधम्.' 'જેમાંથી ચાલી ગઈ છે આબાધા એટલે પીડા, તે નિરાબાધ.' તેથી 'शरीर निराबाध'નો અર્થ 'આપનું શરીર પીડાથી રહિત છે ?' તેમ સમજવાનો છે.

सुख संजम-जात्रा निर्वहो छो जी ?—આપ સંયમરૂપી યાત્રાનો નિર્વાહ સુખ-પૂર્વક કરો છો ? આપ ચારિત્રનું પાલન સરળતા-પૂર્વક કરી શકો છો ?

संजम=ચારિત્ર. તેને યાત્રા કહેવાનું પ્રયોજન એ છે કે તે

ભાવયાત્રા છે કે જેનું મુખ્ય લક્ષણ સંયમ, તપ અને નિયમ છે. निर्वहो छो? – નિર્વાહ કરો છો ? = પાળી શકો છો ?

शाता—સુખ.

भत्त-पाणी—આહાર. પાણી.

भत्त=રાંધેલું અન્ન.

## ( ૫ ) અર્થ-નિર્ણય

सुगुरु–सुखशाता-पृच्छा—સદ્ગુરુને સુખ-શાતાની પૃચ્છા કરવામાં ઉપયોગી સૂત્ર.

## ( ૬ ) અર્થ-સંકલના

[ શિષ્ય ગુરુને સુખ-શાતા પૂછે છે, તે આવી રીતે: ]

હે ગુરુજી ! આપની ઇચ્છા હોય તો પૂછું. વ્યતીત થયેલી રાત્રિ આપની ઇચ્છાને અનુકૂળ સુખ-પૂર્વક પસાર થઈ ? ( અથવા વ્યતીત થયેલો દિવસ આપની ઇચ્છાને અનુકૂળ સુખ-પૂર્વક પસાર થયો ? ) આપની તપશ્ચર્યા સુખ-પૂર્વક થાય છે ? આપના શરીરે કોઈ પણ પ્રકારની પીડા અને રોગ તો નથી ને ? વળી, હે ગુરુજી ! આપની સંયમ-યાત્રાનો નિર્વાહ સુખે કરીને થાય છે ? હે સ્વામી ! આપને સર્વ પ્રકારે શાતા છે ?

[ ગુરુ કહે છે— ] ‘ દેવ અને ગુરુની કૃપાથી તેમજ છે. ’

[ શિષ્ય આ વખતે પોતાની હાર્દિક ઇચ્છા વ્યક્ત કરે છે: ]

'-મારે ત્યાંથી આહાર-પાણી વહોરી ધર્મનો લાભ આપવા કૃપા કરશોજી.'

[ગુરુ એ આમંત્રણનો સ્વીકાર કે ઇનકાર ન કરતાં કહે છે કે—]

'વર્તમાન યોગ'—જેવી તે સમયની અનુકૂળતા.

## (૭) સૂત્ર-પરિચય

આ સૂત્રનો પાઠ, રાત્રિ-પ્રતિક્રમણમાં તેની સ્થાપના પહેલાં બોલાય છે.

સામાન્ય રીતે પ્રાતઃકાળમાં દેવવંદન કરીને ગુરુના દર્શને જવું જોઈએ. તે વખતે ઉચિત વિધિ સાચવીને બે ખમાસમણ-પ્રણિપાત કરીને ગુરુની સમક્ષ હાથ જોડીને ઊભા રહેવું જોઈએ અને અહીં જણાવેલો પાઠ ક્રમાનુસાર બોલવો જોઈએ.

તે સંબંધી શ્રીરત્નશેખરસૂરિએ શ્રાદ્ધવિધિ-પ્રકરણમાં જણાવ્યું છે કે :—

"तथा पृच्छति यतिकृत्यनिर्वाहम् । यथा- 'निर्वहति संयम-यात्रा ? सुखरात्रिर्भवताम् ? निराबाधाः शरीरेण यूयम् ? न बाधते वः कश्चिद् व्याधिः ? न योग्यं किमपि वैद्यादेः ? न प्रयोजनं किञ्चिदौषधादिना ? नार्थित्वं किञ्चित् पथ्यादिना ?' इत्यादि ।.... प्राग्वन्दनाऽवसरे सामान्यतः 'सुहराई सुहतप सरीर निराबाध' इत्यादि-प्रश्नकरणेऽपि विशेषणात्र प्रश्नः सम्यक्-स्वरूप-परिज्ञानार्थ-स्तदुपायकरणार्थश्च ।"

"પછી સાધુના કાર્યના નિર્વાહ-સંબંધમાં પૂછે કે—'હે સ્વામી! આપની સંયમ-યાત્રા સુખે વર્તે છે? અને ગઈ રાત્રિ સુખ-પૂર્વક વ્યતીત થઈ? આપના શરીરમાં કાંઈ વ્યાધિ તો નથી ને? કાંઈ વૈદ્ય વગેરેનું કે ઔષધાદિનું પ્રયોજન તો નથી? આજે આપને આહાર-વિષયમાં કાંઈ પથ્યાદિની જરૂર તો નથી?.....વંદનાવસર પહેલાં સામાન્ય રીતે 'सुह-राई सुह-तप शरीर निराबाध' ઇત્યાદિ પ્રશ્ન પૂછવા છતાં આવા વિશેષ પ્રશ્નો પૂછવાનું પ્રયોજન એ છે કે તેનાથી સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવે અને જે કાંઈ ઉપાયોની યોજના કરવી હોય તે થઈ શકે."

अत एवात्र पदोर्लगित्वा "इच्छाकारि भगवन्! पसाउ करी फासुएणं एसणिज्जेणं, असण-पाण-खाइम-साइमेणं, वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं, पाडिहारी-पीढ-फलग-सिज्जा-संथारेणं, ओसह-भेसज्जेणं भयवं! अणुग्गहो कायव्वो।" इति व्यक्त्या निमन्त्रणं च कार्यम्।"

"ત્યાર પછી પગે લાગીને [પ્રણિપાત-ક્રિયા કરીને] નીચેના પાઠ-પૂર્વક નિમંત્રણા કરવી :—

"હે ભગવન્! આપે આપની ઇચ્છા પ્રમાણે પ્રસાદ (—કૃપા—મહેરબાની) કરીને પ્રાસુક (નિર્દોષ), એષણીય (ગ્રહણ કરવા યોગ્ય) એવા અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય એવા આહાર વડે, તથા વસ્ત્ર, પ્રતિગ્રહ (પાત્ર), કંબલ, પાદપ્રોંછનક (રજોહરણ) વડે, પ્રતિહારિ (ગૃહસ્થોને વાપરીને પાછી આપવા જેવી વસ્તુઓ), પીઠ (આસન), ફલક (પાટિયું),

શય્યા, સંસ્તારક (સંથારિયા) વડે તથા ઔષધ, ભૈષજ્ય (વસ્તુ) [ સ્વીકારવા ] વડે અનુગ્રહ કરવો."

પ્રસ્તુત સૂત્ર બપોર સુધીમાં બોલવામાં આવે તો 'सुह-राई' પદ બોલાય છે અને બપોર પછી બોલવામાં આવે તો 'सुह-देवसि' પદ બોલાય છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનો 'शाता छे जी' સુધીનો ભાગ આવશ્યક મૂલ-સૂત્રના ત્રીજા અધ્યયનમાં આવેલા સદ્ગુરુ-વંદનના નીચેના પાઠનો સારાંશ હોય તેમ જણાય છે. 'अप्प-किलंताणं बहुसुभेण भे दिवसो वइक्कंतो? (राई वइक्कंता?) जत्ता भे? जवणिज्जं च भे?' આદિ. જ્યારે 'भात-पाणीनो लाभ देजो जी' એ પંક્તિ ગુરુ-નિમંત્રણસૂત્રના સ્થાને યોજાયેલી જણાય છે. આ ગુરુ-નિમંત્રણ-સૂત્રનો પાઠ ભગવતીજી આદિ સૂત્રોમાં આવતા નીચેના આલાપક પરથી યોજાયેલો લાગે છે:

'समणे निग्गंथे फासुएणं एसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं पीढ-फलग-सेज्जा-संथारएणं पडिला-भेमाणे विहरइ।'

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર સ્વોપજ્ઞ વિવરણ (પૃ. ૧૮૧)-માં અતિથિસંવિભાગ-વ્રતના વર્ણન-પ્રસંગે આ આલાપકનો ઉલ્લેખ કરેલો છે.

# ५ ईरियावहिया-सुत्तं

[ ऐर्यापथिकी-सूत्रम् ]

## ઇરિયાવહી-સૂત્ર



[ પીઠિકા ] इच्छाकारेण संदिसह भगवं ! ईरियावहियं पडिक्कमामि ? इच्छं * ।

### ( १ ) મૂલપાઠ

इच्छामि पडिक्कमिउं ईरियावहियाए विराहणाए ।

गमणागमणे ।

पाण-क्कमणे, बीय-क्कमणे, हरिय-क्कमणे, ओसा-उत्तिंग-पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे ।

---

* શિષ્યે ધાર્મિક અનુષ્ઠાન-ક્રિયાઓ ગુરુની આજ્ઞા-પૂર્વક કરવાની હોય છે; તેથી પ્રત્યેક ક્રિયા કરતાં શિષ્ય વિનય-પૂર્વક આવા શબ્દોદ્વારા આજ્ઞા માગે છે, અને સાક્ષાત્ ગુરુ વિદ્યમાન હોય તો 'पडिक्कमेह' વગેરે પ્રસંગોચિત શબ્દોદ્વારા સંમતિ દર્શાવે છે, ત્યારે શિષ્ય 'इच्छं' એવા શબ્દદ્વારા ગુરુની આજ્ઞાને સ્વીકારી ક્રિયા કરે છે.

जे मे जीवा विराहिया ।

एगिंदिया, वेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया।

अभिहया, वत्तिया, लेसिया, संघाइया, संघट्टिया, परियाविया, किलामिया, उद्दविया, ठाणाओ ठाणं संकामिया, जीवियाओ ववरोविया, तस्स मिच्छा मि दुक्कडं ॥

## ( ૨ ) સંસ્કૃત છાયા

इच्छाकारेण संदिशत भगवन् ! ऐर्यापथिकीं प्रतिक्रामामि ? इच्छामि ।

इच्छामि प्रतिक्रमितुम् ऐर्यापथिक्याः विराधनायाः ।

गमनागमने ।

प्राण-आक्रमणे, बीज-आक्रमणे, हरित-आक्रमणे, अवश्याय-उत्तिग-पनक-दकमृत्तिका-मर्कट-संतान-संक्रमणे ये मया जीवाः विराधिताः ।

एकेन्द्रियाः, द्वीन्द्रियाः, त्रीन्द्रियाः, चतुरिन्द्रियाः, पञ्चेन्द्रियाः ।

अभिहताः, वर्तिताः, श्लेषिताः, संघातिताः, संघट्टिताः, परितापिताः, क्लामिताः, अवद्राविताः, स्थानात् स्थानं संक्रामिताः, जीवितात् व्यपरोपिताः; तस्य मिथ्या मे दुष्कृतम् ॥

## ( ૩ ) ગુજરાતી છાયા

સ્વેચ્છાથી આજ્ઞા આપો, ભગવન્ ! હું ઈર્યાપથિકી-પ્રતિ-

કમણ કરું? હું ઇચ્છું છું (હું આપની આજ્ઞા સ્વીકારું છું.).

ઇચ્છું છું પ્રતિક્રમવાને ઐર્યાપથિકી વિરાધનાથી.

ગમનાગમનમાં;

પ્રાણીને ચાંપતાં, બીજને ચાંપતાં, લીલોતરીને ચાંપતાં, ઝાકળ—કીડિયારું—લીલફૂગ—કાદવ—કરોળિયાની જાળને ચાંપતાં;

જે મારા વડે જીવો વિરાધાયા હોય—

એકેન્દ્રિયો, બેઇન્દ્રિયો, તેઇન્દ્રિયો, ચતુરિન્દ્રિયો, પંચેન્દ્રિયો—

લાતે મરાયા હોય, ધૂળે ઢંકાયા હોય, ભોંય સાથે ઘસાયા હોય, ભેગા કરાયા હોય, પરિતાપ ઉપજાવાયા હોય, ખેદ પમાડાયા હોય, ઉદ્વેગ પમાડાયા હોય, એક સ્થાનેથી બીજે સ્થાને મૂકાયા હોય, જીવિતવ્યથી છૂટા કરાયા હોય, તેનું મિથ્યા (હો) મારું દુષ્કૃત્ય.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

इच्छाकारेण—સ્વેચ્છાથી, સ્વકીય અભિલાપથી, સ્વાભિપ્રાયથી.

‘इच्छाया: करणमिच्छाकार: ।’ ઇચ્છાનું કાર્ય, તે ‘ઇચ્છાકાર’.

અર્થાત્ જે કાર્ય પોતાની ઇચ્છાથી, પોતાની મરજીથી કે પોતાની અભિલાષાથી થયું હોય, તે 'ઇચ્છાકાર' કહેવાય છે. તેથી इच्छाकारेण પદ નિજેચ્છાથી, આત્મેચ્છાથી, સ્વેચ્છાથી, સ્વકીય અભિલાષાથી કે સ્વાભિપ્રાયથી એવો અર્થ પ્રકટ કરે છે.

संदिसह—संदिशत—આજ્ઞા આપો, આદેશ આપો.

भगवं!—भगवन्!—હે ભગવન્! હે પૂજ્ય! હે મહાપુરુષ!

भग થી સહિત હોય, તે 'ભગવાન્ કહેવાય. 'ભગ' એટલે ઐશ્વર્યાદિ ગુણો. તે માટે કહ્યું છે કે :—

" ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशसः श्रियः।
धर्मस्याथ प्रयत्नस्य, षण्णां भग इतीङ्गना ॥"

"(૧) સમગ્ર ઐશ્વર્ય, (૨) સમગ્ર રૂપ, (૩) સમગ્ર યશ, (૪) સમગ્ર શ્રી, (૫) સમગ્ર ધર્મ અને (૬) સમગ્ર પ્રયત્ન—એ છ અર્થોનો સૂચક 'ભગ' એવો શબ્દ છે." એટલે 'ભગવાન'નો અર્થ સમગ્ર ઐશ્વર્યવાળા, સમગ્ર રૂપવાળા, સમગ્ર યશવાળા, સમગ્ર શ્રીવાળા, સમગ્ર ધર્મવાળા અને સમગ્ર પ્રયત્નવાળા—એવા છ ગુણોએ કરીને સહિત મહાપુરુષ થાય છે. આ બધા ગુણો કોઈને કોઈ પ્રકારની મોટાઈને બતાવનારા હોવાથી 'ભગવાન'નો સામાન્ય અર્થ મહાપુરુષ થાય છે. એવા ગુણોવાળા પુરુષ સામાન્ય રીતે લોકની પૂજાને યોગ્ય હોય છે, તેથી તે પૂજ્ય પણ કહેવાય છે.

इरियावहियं—ऐर्यापथिकीम्—ઐર્યાપથિકી ક્રિયાને. ગમનાગમનની ક્રિયાને. જવા-આવવાની ક્રિયાને.

'ईरणम् ईर्या'—જવું, ચાલવું, તેનું નામ 'ઈર્યા'. 'तत्प्रधानः पन्था ईर्यापथः।'—તેની મુખ્યતાવાળો જે પથ, તે 'ઈર્યાપથ'. 'तत्र भवा ऐर्यापथिकी' તે સંબંધી જે ક્રિયા, તે 'ऐर्यापथिकी'; (યો. સ્વો. વૃ. ૩) અર્થાત્ જવા-આવવાની ક્રિયા, તે 'ઐર્યાપથિકી ક્રિયા.'

पडिक्कमामि—प्रतिक्रामामि—હું પ્રતિક્રમણ કરું, પાછો ફરું, નિવર્તું.

प्रति–પાછું. क्रमण—જવું. પોતાની મૂળ જગાએથી નીકળ્યા હોઈએ, ત્યાં પાછું જવું, તેને 'પ્રતિક્રમણ' કહેવાય છે. તે માટે કહ્યું છે કે :—

"स्वस्थानाद् यत् परस्थानं, प्रमादस्य वशाद् गतः।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥*"

"પ્રમાદને વશ થઈ પોતાના સ્થાનથી પરસ્થાને ગયેલાએ મૂળસ્થાને પાછા ફરવું—તેનું નામ 'પ્રતિક્રમણ'. પોતાનું સ્થાન એટલે સ્વધર્મ અને પરસ્થાન એટલે તેમાંથી થયેલું વિચલિતપણું કે તેમાં લાગેલો દોષ. અર્થાત્ દૂષિત થયેલા આત્માને શુદ્ધ કરીને પુનઃ તેના મૂળસ્વરૂપમાં લાવવો—તે 'પ્રતિક્રમણ' કહેવાય છે.

* આ શ્લોકનું અવતરણ શ્રીહરિભદ્રસૂરિએ આ. ટી. માં આપેલું છે.

इच्छं-इच्छामि—ઇચ્છું છું.

'इच्छं'-इच्छाम्येतद् भगवद्वचः। (યો. સ્વો. વૃ. ૩)—હું ઇચ્છું છું એ ભગવદ્-વચનને.

આચાર્ય શ્રીહેમચંદ્રે સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસનના આઠમા અધ્યાયના ત્રીજા પાદમાં 'तृतीयस्य मिः' એ સૂત્રની વ્યાખ્યામાં જણાવ્યું છે કે—બહુલના અધિકારથી કેટલાક સ્થળે मि પ્રત્યયના इકારનો લોપ થાય છે, જેમકે 'बहु-जाणय! रुसिउं सक्कं' ત્યાં शक्नोमि એવા અર્થમાં सक्कं અને 'न म्रिये'ને બદલે 'न मरं' એવો પ્રયોગ થયેલો છે. તે જ રીતે इच्छामि ના અર્થમાં 'इच्छं' એવો પ્રયોગ થયેલો જણાય છે.

इच्छामि-इच्छामि—ઇચ્છું છું.

पडिक्कमिउं-प्रतिक्रमितुम्-પ્રતિક્રમણ કરવાને.

ईरियावहियाए विराहणाए-ऐर्यापथिक्याः विराधनायाः—ઐર્યાપથિકી ક્રિયા દરમિયાન થયેલી વિરાધનાથી. ઐર્યાપથિકી ક્રિયા અંગે લાગેલા અતિચારથી.

સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગની ઉપાસના કરવી, તે 'આરાધના;' અથવા સંયમમાર્ગનું યથા-વિધિ પાલન કરવું, તે 'આરાધના'. આવી 'આરાધના'નું તત્ત્વ જેમાંથી દૂર થયું છે, તે 'વિરાધના.' અથવા વિકૃત થયેલી

આરાધના, તે 'વિરાધના.' મતલબ કે જે આરાધનામાં ખામી કે ભૂલ રહી હોય, તે 'વિરાધના' કહેવાય છે. આવી 'વિરાધના'ના ચાર ભાગો પાડવામાં આવ્યા છેઃ "અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર." આરાધનાના ભંગ માટે કોઈ પ્રેરણા કરે અને પોતે તેનો નિષેધ ન કરે, તે 'અતિક્રમ' કહેવાય. વિરાધના માટેની તૈયારી, તે 'વ્યતિ-ક્રમ' કહેવાય. જેમાં કાંઈક અંશે દોષનું સેવન થાય, તે 'અતિચાર' કહેવાય અને જે સંપૂર્ણપણે ભાંગે અથવા જેમાં આરાધનાનું કંઈ તત્ત્વ ન રહે, તે 'અનાચાર' કહેવાય.

गमणागमणे–गमनागमने—ગમન અને આગમનમાં. કાર્ય-પ્રયોજને જવામાં અને ત્યાંથી પાછા વળવામાં.

पाण-क्कमणे-प्राण्याक्रमणे–પ્રાણીઓ પર આક્રમણ થયું હોય. પ્રાણીઓ પગ વડે ચંપાયા હોય.

'दशविधाः प्राणाः विद्यन्ते येषां ते प्राणिनः।' 'જેનામાં પાંચ ઇંદ્રિયો, મનોબળ, વચનબળ, કાયબળ, આયુષ્ય અને શ્વાસોચ્છ્વાસ એ દશ પ્રાણો વિદ્યમાન હોય, તે 'પ્રાણી' કહેવાય.' આ લક્ષણ ઉત્કૃષ્ટ વિકાસ પામેલા પ્રાણીનું છે. જઘન્યમાં જઘન્ય વિકાસવાળા જીવને આમાંથી ચાર પ્રાણો હોય છે. પરંતુ આ શબ્દનો ખાસ ઉપયોગ તો જેનામાં ઇંદ્રિયો વ્યક્ત થયેલી છે, તેવા જીવોને ઓળખાવવા માટે થાય છે. એટલે બેઇંદ્રિય અને તેના ઉપરની કોટિના જીવો સામાન્ય રીતે 'પ્રાણી' કહેવાય છે.

પ્રાણી પર થયેલું આક્રમણ, તે 'પ્રાણ્યાક્રમણ' કહેવાય. 'આક્રમણ' એટલે પગ વડે ચાંપવાની ક્રિયા. 'आक्रमणं पादेन पीडनम् ।'

बीय-क्कमणे—बीजाक्रमणे—બીજને ચાંપતાં, બિયાંને ચાંપતાં.

हरिय-क्कमणे—हरिताक्रमणे—લીલોતરીને ચાંપતાં, લીલી વનસ્પતિને ચાંપતાં.

ओसा-उत्तिंग पणग-दगमट्टी-मक्कडा-संताणा-संकमणे- अवश्याय-उत्तिंग-पनक-दकमृत्तिका-मर्कट-संतान-संक्रमणे — ઝાકળ, કીડિયારું, લીલ-ફૂગ, કાદવ અને કરોળિયાની જાળને ચાંપતાં.

ओसा—ઓસ, ઝાકળ.

અવશ્યાય શબ્દ સંસ્કૃત સાહિત્યમાં મળસ્કે પડેલા ઝાકળને માટે વપરાય છે—'अवश्यायावसिक्तस्य पुंडरीकस्य चारुताम् ।' (ઉત્તરરામ૦ ૬,૨૯)

उत्तिंग—ભૂમિમાં ગોળ છિદ્ર પાડનાર ગર્દભ આકારના જીવો-ગધૈયા; અથવા કીડીઓનાં દર.

'उत्तिङ्गा गर्दभाकृतयो जीवाः, कीटिका-नगराणि वा' (આ. ટી.)

पणग—લીલફૂગ, ફૂગી, પંચરંગી અંકુરિત અને અનંકુરિત સાધારણ વનસ્પતિ.

दग-मट्टी—કીચડ, ઢીલો કાદવ.

'दक-मृत्तिका चिक्खल्लम्' (આ. ટી.) અથવા 'दक' એટલે કાચું પાણી—સાધુને ન કલ્પે તે પ્રકારનું પાણી અને 'मट्टी' એટલે માટી.

मक्कडा-संताणा—કરોળિયાની જાળ.

'कोलिक-जालम्' (આ. ટી.)

संकमणे—संक्रमणे—સંક્રમણ કર્યું હોય. ઉપર થઈને જવાયું હોય. 'संक्रम्' ધાતુ સ્થાન, સ્થિતિ કે સ્વરૂપના પરિવર્તનને દર્શાવે છે. એટલે એક વસ્તુ આઘી-પાછી થાય, એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મૂકાઈ જાય, કે એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં પલટાઈ જાય, તેને 'સંક્રમણ' થયું કહેવાય છે. એ જ ભાવને અનુસરનારી અન્ય ક્રિયાઓ જેવી કે ઓળંગવું, પ્રવેશ કરવો, ફેરફાર કરવો, ફેરવવું વગેરેને માટે પણ તે વપરાય છે. અહીં ઓળંગવાના અથવા ઉપર થઈને પસાર થઈ જવાના અર્થમાં તે વપરાયેલો છે. 'संक्रमणाक्रमणं तस्मिन्' (યો. સ્વો. વૃ. ૩)

जे जीवा–ये जीवाः–જે પ્રાણીઓ.

'જીવ'નો સામાન્ય અર્થ શરીરથી ભિન્ન ચૈતન્ય-ગુણ-વાળો આત્મા થાય છે; પરંતુ જીવનશક્તિ ધારણ કરવાના ગુણને લીધે તે 'જીવ' કહેવાય છે. 'जीवितवान्, जीवति, जीविष्यतीति जीवः।' જીવનવાળો, જીવતો કે જે જીવશે તે 'જીવ'. "ઉપયોગ, અનાદિ-નિધનતા, શરીર-પૃથક્ત્વ, કર્મ-કર્તૃત્વ, કર્મ-ભોક્તૃત્વ, અરૂપીપણું આદિ" અનેક લક્ષણોથી

તે યુક્ત છે. આ જીવનની ક્રિયા જેના વડે શક્ય બને છે, તેવા જીવંત શરીરને પણ ઉપચારથી 'જીવ' કહેવામાં આવે છે. છેદન, ભેદન, મારણ વગેરે આ 'જીવંત શરીર'નું થાય છે, પણ તેનું સંચાલન કરનાર 'જીવ'નું થતું નથી.

मे विराहिया–मया विराधिताः—મારાથી વિરાધાયા હોય, મારાથી દુઃખને પ્રાપ્ત થયા હોય, મારાથી દુઃખ પામ્યા હોય.

'વિરાધના'નો બીજો અર્થ પ્રાણીને દુઃખ ઉપજાવવું તે છે.

'विराध्यन्ते दुःखं स्थाप्यन्ते प्राणिनोऽनयेति विराधना'—જેના વડે પ્રાણીઓ દુઃખમાં મૂકાય, તે 'વિરાધના'.

एगिंदिया–एकेन्द्रियाः—એક ઇંદ્રિયવાળા જીવો.

જેને સ્પર્શન કરવાની એક જ ઇંદ્રિય મુખ્ય છે, તેવા જીવોને 'એકેંદ્રિય જીવ' કહેવાય છે. તેઓ સ્વયં હલન-ચલન કરી શકતા નથી; તેથી તેમને 'સ્થાવર જીવો' તરીકે પણ ઓળખવામાં આવે છે. આ પ્રકારના જીવો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ છે. તે માટે કહ્યું છે કેઃ—

'पुढवी-जल-जलण-वाउ-वणस्सई थावरा नेया।'

'પૃથ્વી, જલ, જ્વલન (અગ્નિ), વાયુ અને વનસ્પતિ—એ 'સ્થાવર જીવો' જાણવા.'

बेइंदिया-द्वीन्द्रियाः—બેઇંદ્રિયવાળા જીવો.

જે જીવોને સ્પર્શેન્દ્રિય તથા રસનેન્દ્રિય ( જીહ્વેન્દ્રિય ) એ બે ઇંદ્રિયો હોય, તે 'બેઇંદ્રિયવાળા જીવો' કહેવાય છે. આવા જીવોનો પરિચય જીવવિચાર પ્રકરણમાં નીચે મુજબ કરાવવામાં આવ્યો છે :—

" संख-कवड्डय-गंडुल-जलोय-चंदणग-अलस-लहगाइ ।
मेहरि-किमि-पूयरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥ "

" શંખ, કોડા, ગંડોલ( પેટના મોટા કૃમિ ), જળો, ચંદનક ( સમુદ્રમાં થતા એક જાતના જીવો, જે નિશ્ચેતન થયા પછી સ્થાપનાચાર્યમાં રખાય છે અને જેને 'આયરિય' નામથી ઓળખવામાં આવે છે), અળસિયાં, લાળિયા ( વાસી ખોરાકમાં ઉત્પન્ન થતા ), કાષ્ઠ-કીડા, કૃમિ, પાણીના પોરા, તથા બીજા પણ વાળા વગેરે ' બેઇંદ્રિય જીવો ' હોય છે. "

तेइंदिया-त्रीन्द्रियाः—ત્રણઇંદ્રિયવાળા જીવો.

સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય—એ ત્રણ ઇંદ્રિયો જેને મુખ્ય છે, તે 'ત્રણઇંદ્રિયવાળા જીવો' કહેવાય છે. તે માટે જીવવિચાર-પ્રકરણમાં કહ્યું છે કે :—

" गोमी-मंकण-जूया, पिपीलि-उद्देहिया य मक्कोडा ।
इल्लिय-घयमिल्लीआ, सावय-गोकीड-जाईआ ॥ १६ ॥
गद्दहय-चोर-कीडा, गोमयकीडा य धन्न-कीडा य ।
कुंथु-गोवालिय-इलिया, तेइंदिय इंदगोवाई ॥ १७ ॥ "

"કાનખજૂરો, માંકડ, જૂ, કીડી, ઉધેઈ, મકોડા, ઇયળ (ધાન્યમાં થતી), ઘિમેલ, સાવા-સવા (માણસના વાળના મૂળમાં થાય છે), ગાય વગેરે પ્રાણી પર થતા ગીંગોડા, ગધૈયા, ચોરકીડા, છાણના કીડા, ધાન્યના કીડા, કુંથુઆ, ગોપાલિક (ચોમાસામાં થતા એક જાતના કીડા, જેને ભરવાડણ કહેવામાં આવે છે), ઇયળ, ગોકળગાય ને ઇંદ્રગોપ (વરસાદમાં થતો લાલ રંગનો કીડો) વગેરે 'તેઇંદ્રિય જીવો' છે."

चउरिंदिया–चतुरिन्द्रियाः—ચારઇંદ્રિયવાળા જીવો.

કાન સિવાયની ચારે ઇંદ્રિયો હોય, તેને 'ચારઇંદ્રિયવાળા જીવો' કહે છે. 'તેઇંદ્રિય જીવો' કરતાં આ જીવોને ચક્ષુરિંદ્રિય વધારે હોય છે. તેનો પરિચય જીવવિચાર-પ્રકરણમાં નીચે મુજબ આપ્યો છે:—

" चउरिंदिया य विच्छू, ढिंकुण भमरा य भमरिया तिड्डा ।
मच्छिय-डंसा मसगा, कंसारी-कविलडोलाई ॥ १८ ॥"

"વીંછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, મચ્છર, ડાંસ, મસક, કંસારી, ખડમાકડી વગેરે 'ચતુરિંદ્રિય જીવો' છે."

पंचिंदिया–पञ्चेन्द्रियाः—પાંચઇંદ્રિયવાળા જીવો.

જેને પાંચ ઇંદ્રિયો પૂરી હોય, તે 'પંચેન્દ્રિય જીવ' કહેવાય છે. તેના મુખ્ય વિભાગો ચાર છે: "નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ." 'નારક' એટલે સાત પ્રકારની નારકીમાં ઉત્પન્ન થતા જીવો. 'તિર્યંચ', એટલે પક્ષી, પશુ, જળચર

રાખીને કરવામાં આવી છે. આપણી સામાન્યમાં સામાન્ય ક્રિયા પણ કોઈને પીડાકારી—દુઃખકારી ન હોવી જોઈએ—તે એનો સાર છે. શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યક-ટીકામાં આ સૂત્રને 'ગમનાતિચાર-પ્રતિક્રમણ'નું નામ આપ્યું છે, તથા શ્રીદશવૈકાલિકસૂત્રની વૃત્તિમાં તેનું વિવેચન 'ઈર્યાપથ-પ્રતિક્રમણ' નામથી કરેલું છે. શ્રીહેમચંદ્રાચાર્યે પણ યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં આ નામનો જ ઉપયોગ કરેલો છે, તથા તેને 'આલોચન-પ્રતિક્રમણ' એ નામના પ્રાયશ્ચિત્તરૂપે ઓળખાવ્યું છે.

આ સૂત્રનો ઉપયોગ સામાયિક, પ્રતિક્રમણ, ચૈત્યવંદન તેમજ દેવવંદન વગેરેમાં પણ થાય છે. તે ઉપરાંત દુઃસ્વપ્ન વગેરેના નિવારણ માટે, આશાતના ટાળવા માટે, ગમનાગમનની પ્રવૃત્તિ કર્યા પછી શુદ્ધ થવા માટે, કાજો લેતાં, પરઠવતાં, ચરવળો પડી જાય કે ચાલુ ક્રિયામાંથી ઊઠીને જવું-આવવું પડ્યું હોય, તો તેમાં પુનઃ ભળવા માટે પણ આ સૂત્રનો ઉપયોગ કરવામાં આવે છે. આમ અનેક રીતે ઉપયોગી હોઈને આ સૂત્રે ધાર્મિક વિધિમાં ખાસ સ્થાન પ્રાપ્ત કરેલું છે.

શ્રીમહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે—"अपडिक्कंताए इरियावहिआए न कप्पइ चेव काउं किंचि वि चिइवंदण-सज्झायज्झाणाइअ।" "ઈર્યાપથ-પ્રતિક્રમણ કર્યા વિના ચૈત્યવંદન, સ્વાધ્યાય, સજ્ઝાય આદિ કાંઈ પણ કરવું કલ્પતું નથી." શ્રીહરિભદ્રસૂરિએ પણ દશવૈકાલિકસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કેઃ—"ईर्यापथ-प्रतिक्रमणमकृत्वा नान्यत् किमपि कुर्यात् तदशुद्धतापत्तेः"

" ઈર્યાપથ-પ્રતિક્રમણ કર્યા વિના સામાયિક, પ્રતિક્રમણ આદિ અન્ય કાંઈ પણ કરવું કલ્પે નહિ, કારણ કે તે અશુદ્ધ થવાનો સંભવ છે. " વળી વ્યવહારસૂત્ર, મહાનિશીથસૂત્ર, ભગવતી-સૂત્ર આદિમાં પણ આવી મતલબના જ ઉલ્લેખો છે. તેથી પ્રતિક્રમણની શરુઆતમાં કરવામાં આવતા સામાયિકની આદિમાં પ્રથમ પ્રતિક્રમણ ઈરિયાવહીનું કરવામાં આવે છે. આ વિધિમાં ઉત્તરીકરણ-સૂત્ર (તસ્સ ઉત્તરી-સૂત્ર), કાયોત્સર્ગ-સૂત્ર (અન્નત્થ-સૂત્ર), કાયોત્સર્ગ અને પ્રગટ બોલાતો લોગસ્સ એટલી બાબતોનો પણ સમાવેશ થાય છે, જે અનુક્રમે આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

નાનામાં નાની જીવ-વિરાધનાને પણ દુષ્કૃત્ય સમજવું અને તે કરવા માટે દિલગીર થવું—એ આ સૂત્રનો પ્રધાન સૂર છે. તેમાં વપરાયેલા ' મિચ્છા મિ દુક્કડં ' એ ત્રણ પદો 'પ્રતિક્રમણ'નાં બીજરૂપ હોઈ પુનઃ પુનઃ મનનીય છે. આપણે કોઈ જીવનો અપરાધ કર્યો હોય, અને તેને ખમાવીએ, તો તે ' મિચ્છા મિ દુક્કડં 'ની ક્રિયા થઈ કહેવાય.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સૂત્રનો મૂલપાઠ આવશ્યકસૂત્રના ' પ્રતિક્રમણા-ધ્યયન ' નામના ચોથા અધ્યયનમાં છે.

સૂત્રની ભાષા આર્ષ પ્રાકૃત છે.

# ६ उत्तरीकरण-सुत्तं

[ उत्तरीकरण-सूत्रम् ]

## 'તસ્સ ઉત્તરી'-સૂત્ર



### ( ૧ ) મૂલપાઠ

**तस्स उत्तरी-करणेणं, पायच्छित्त-करणेणं, विसोहि-करणेणं, विसल्ली-करणेणं, पावाणं कम्माणं निग्घायणट्ठाए ठामि काउस्सग्गं ।**

### ( ૨ ) સંસ્કૃત છાયા

तस्य उत्तरी-करणेन. प्रायश्चित्त-करणेन, विशोधि-करणेन, विशल्यी - करणेन, पापानां कर्मणां निर्घातनार्थं तिष्ठामि कायोत्सर्गम् ।

### ( ૩ ) ગુજરાતી છાયા

તે ( ઐર્યાપથિકી વિરાધના ) સંબંધી, ઉત્તરી-કરણવડે, પ્રાયશ્ચિત્ત-કરણવડે, વિશોધિ-કરણવડે, વિશલ્યી-કરણવડે, પાપ-કર્મોની નિર્ઘાતના કરવા માટે રહું છું કાયોત્સર્ગમાં.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

तस्स - तस्य—તેના. તે ઐર્યાપથિકી વિરાધનાના.

उत्तरीकरणेणं - उत्तरीकरणेन — ઉત્તરીકરણવડે. પુનઃ સંસ્કરણવડે.

અનુત્તર ક્રિયાને ઉત્તર કરનારું કરણ, તે 'ઉત્તરીકરણ.' 'ઉત્તર' એટલે સારું કે સુંદર અથવા અનુ કે પશ્ચાત્, અને 'કરણ' એટલે ક્રિયાને સાધ્ય કરનારું સાધન.× એથી ઉત્તરીકરણ શબ્દ જે ક્રિયા ખરાબ હતી કે અસુંદર હતી, અથવા તો આગળ થઈ ન હતી પણ હવે થવાની છે, તેને સિદ્ધ કરનારા સાધનનો અર્થ દર્શાવે છે. તેના વડે.

આવશ્યક-નિર્યુક્તિમાં શ્રીભદ્રબાહુસ્વામીએ આ શબ્દનું રહસ્ય સમજાવતાં કહ્યું છે કેઃ—

"खंडिय-विराहियाणं, मूलगुणाणं सउत्तरगुणाणं ।
उत्तरकरणं कीरइ, जह सगड-रहंग-गेहाणं ॥ १५०७॥"

"ઉત્તરગુણો સાથેના મૂલગુણોની ખંડના અને વિરાધનનું ઉત્તરકરણ કરાય છે. જેમ ગાડાનાં પૈડાંની ધરી અને

× क्रियायाः परिनिष्पत्तिः, यद्व्यापारादनन्तरम् ।
विवक्ष्यते यदा यत्र, करणं तत् तदा स्मृतम् ॥"

ભાવાર્થ:—જેની પ્રવૃત્તિ પછી, જ્યારે જ્યાં ક્રિયાની સિદ્ધિ થઈ કહેવાય, ત્યારે તે 'કરણ' કહેવાય છે.

આરા વગેરે અંગો-તૂટી જતાં તેનું તથા ઘર વગેરેનું સમાર-કામ કરવામાં આવે છે તેમ."

. . . . . . . . . .

શ્રીહરિભદ્રસૂરિએ આ ગાથા પરના વિવરણમાં 'ઉત્તરકરણ'-નો અર્થ 'પુનઃ-સંસ્કરણ' કર્યો છે. "तेषामुत्तरकरणं क्रियते, आलोचनाऽऽदिना पुनः संस्करणमित्यर्थः।" "તેઓનું ઉત્તરકરણ કરાય છે, અર્થાત્ આલોચના વગેરે વડે 'પુનઃસંસ્કરણ' કરવામાં આવે છે."

पायच्छित्त-करणेणं—प्रायश्चित्त-करणेन—પ્રાયશ્ચિત્ત-કરણ વડે, પ્રાયશ્ચિત્તરૂપી કરણવડે, પ્રાયશ્ચિત્ત કરવાવડે.

. . . .

પ્રાયશ્ચિત્તનું કરવું, તે પ્રાયશ્ચિત્ત-કરણ અથવા પ્રાયશ્ચિત્ત એ જ કરણ, તે પ્રાયશ્ચિત્ત-કરણ. 'પ્રાયાશ્ચિત્ત' શબ્દ પ્રાયઃ અને ચિત્ત એ બે શબ્દોવડે બનેલો છે. તેમાં 'પ્રાયઃ'નો અર્થ બહુધા અને 'ચિત્ત'નો અર્થ મન કે આત્મા થાય છે. એટલે મન કે આત્માને મલિન ભાવોમાંથી સંશોધન કરનારી ક્રિયા, એ પ્રાયશ્ચિત્ત છે. "प्रायशो वा चित्तं जीवं शोधयति कर्ममलिनं तत् प्रायश्चित्तम्।" "ઘણા ભાગે ચિત્ત એટલે જીવને કર્મવડે મલિન થયેલાને શોધે, તે 'પ્રાયશ્ચિત્ત.'" અથવા 'પ્રાયઃ'નો અર્થ તપ અને 'ચિત્ત'નો અર્થ નિશ્ચિત કરતાં જેમાં તપ નિશ્ચયપૂર્વક કરવાનું છે એવી ક્રિયા, તે 'પ્રાયશ્ચિત્ત' એવો અર્થ પણ ઘટી શકે છે. વળી 'पायच्छित्त' શબ્દનો સંસ્કૃત સંસ્કાર 'पापच्छित्' પણ થાય છે, એટલે પાપનું છેદન કરનારી ક્રિયા, તે 'પ્રાયશ્ચિત્ત' એવો અર્થ પણ સમુચિત છે.

ટૂંકમાં પ્રાયશ્ચિત્ત એ પાપને દૂર કરનારી એક જાતની ક્રિયા છે.

विसोही-करणेणं — विशोधि-करणेन — વિશોધિકરણવડે. વિશોધિ કરવાવડે. વિશુદ્ધિ કરવાવડે. દોષ-વિનાશન ક્રિયા વડે.-આત્માને પાપ-રહિત કરવાની એક જાતની ક્રિયાવડે.

વિશિષ્ટ રીતે શોધન કરનારી ક્રિયા, તે 'વિશોધિ.' તે રૂપ જે કરણ, તે 'વિશોધિ-કરણ.'

સોનાનું શોધન જેમ તેજાબ અને તાપવડે થાય છે, તેમ આત્માનું શોધન પ્રતિક્રમણદ્વારા થાય છે. એટલે પ્રતિક્રમણને 'વિશોધિ' કહેવામાં આવે છે. તે માટે આ૦ ચૂ૦ અ. ૪માં કહ્યું છે કે—"पडिक्कमणं ति वा १, पडियरणं ति वा २, पडिहरणं ति वा ३, वारणं ति वा ४, णियत्ति त्ति वा ५, निंद त्ति वा ६, गरिह त्ति वा ७, विसोहि त्ति वा ८." એટલે 'પ્રતિક્રમણ, પ્રતિચરણ, પ્રતિહરણ, વારણ, નિવૃત્તિ, નિંદા, ગર્હા અને વિશોધિ" એ એક જ ક્રિયાનાં જુદી જુદી અપેક્ષાથી પ્રવર્તેલાં નામો છે. તેમાં 'વિશોધિ'નો અર્થ વિશોધન કે દોષ-વિનાશન ક્રિયા થાય છે. તેનો ખ્યાલ વસ્ત્ર અને ઔષધનાં દૃષ્ટાંતો વડે અપાય છે. જેમ કોઈ કપડું મેલું થયું હોય તો તેને પાણી, ક્ષાર અગર સાબુવડે ધોવામાં આવે છે, તેથી તે કપડાનું 'વિશોધન' થાય છે, એટલે કે તે ફરીને પાછું ઉજ્જવળ બને છે. તે જ રીતે જો કોઈપણ દોષનું સેવન થયું હોય, તો તે સંબંધી પૂર્ણ પર્યાલોચના કરવાથી તથા વિવિધ

પ્રકારનાં તપોનો આશ્રય લેવાથી આત્માની વિશુદ્ધ સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરી શકાય છે. અથવા એક પ્રકારનું ઝેરી ઔષધ શરીરમાં વ્યાપી ગયું હોય, તો તેના વારણવડે જેમ નિર્વિષ થવાય છે, તેમ દોષની પ્રતિક્રિયારૂપ ગુણોનો આશ્રય લેવાથી આત્મા પુનઃ નિર્મળ બને છે. ટુંકમાં 'વિશોધિ-કરણ' એ આત્માને પાપ-રહિત કરવાની એક જાતની ક્રિયા છે. તેના વડે.

विसल्ली-करणेणं–विशल्यी-करणेन—વિશલ્યીકરણવડે. શલ્ય-રહિત થવાની ક્રિયા વડે.

શલ્ય-સહિતને શલ્ય-રહિત કરનારી ક્રિયા, તે 'વિશલ્યી-કરણ.'

'शल्' એટલે કંપાવવું, ધ્રુજાવવું કે ખટકવું. જે વસ્તુ શરીરમાં પેસતાં શરીરને કંપાવે છે, ધ્રુજાવે છે કે ખટકે છે, અર્થાત્ કોઈ પણ પ્રકારની પીડા ઉત્પન્ન કરે છે, તેને શલ્ય કહે છે. 'शल्यते-बाध्यतेऽनेनेति शल्यम् ।' ભાલો, તીર, ખીલો, કાંટો, ઝેર, આગંતુક વ્રણ વગેરે ખટકે છે, તે કારણે 'શલ્ય' કહેવાય છે. ધાર્મિક બાબતમાં પાપ એ 'શલ્ય' છે, કારણ કે તે આત્મામાં પેસવાથી આત્માને પીડા કરે છે. 'सल्लं पि भन्नई पावं, जं नालोइय-निंदियं' (મ. નિ. અ. ૧) જે પાપ આલોવ્યું કે નિંદ્યું ન હોય, તે 'શલ્ય' કહેવાય છે.

શલ્યથી રહિત, તે 'વિશલ્ય.' વિશલ્યને કરનારી ક્રિયા, તે 'વિશલ્યીકરણ' તેના વડે.

पावाणं कम्माणं—पापानां कर्मणाम्—પાપકર્મોનો.

રાગ અને દ્વેષની વૃત્તિઓરૂપી ચિકાશને લીધે પુદ્ગલોની જે વર્ગણાઓ આત્માને વળગે છે, કે તેમાં તાદાત્મ્યભાવ પામે છે, તેને 'કર્મ' કહેવામાં આવે છે. આ કર્મો પૈકી જે શુભ વર્ગણાઓને ખેંચી લાવે છે, તે 'પુણ્યકર્મ' કહેવાય છે અને જે અશુભ વર્ગણાઓને ખેંચી લાવે છે, તે 'પાપકર્મ' કહેવાય છે. નિશ્ચયનયની દૃષ્ટિએ સર્વે 'કર્મો' 'પાપકર્મ' જ છે, કારણ કે તેનાથી આત્માની શક્તિનો રોધ થાય છે. અહીં ઐર્યાપથિકી વિરાધનાથી ઉત્પન્ન થયેલાં એવાં 'પાપકર્મો'નો નિર્દેશ છે. તેમનો નિર્ઘાતન સાથે સંબંધ દર્શાવવાને પષ્ઠી વપરાયેલી છે.

निग्घायणट्ठाए-निर्घातनार्थम्—નિર્ઘાતન કરવા માટે, નાશ કરવા માટે, નિર્બીજ કરવા માટે.

ઘાત કરવાની ક્રિયા, તે 'ઘાતન.' તે જ્યારે નિરતિશયપણે-ઉત્કૃષ્ટપણે થતી હોય ત્યારે 'નિર્ઘાતન.' એટલે કોઈ પણ વસ્તુનો જ્યારે આત્યંતિક નાશ થાય છે, ત્યારે તેનું 'નિર્ઘાતન' થયું ગણાય છે. પાપના સંબંધમાં 'નિર્ઘાતનક્રિયા' ત્યારે થઈ ગણાય કે જ્યારે તે નિર્બીજ થાય. અર્થાત્ પુનઃ પાપ થવાનું કોઈ પણ કારણ અવશિષ્ટ ન રહે તેવી સ્થિતિ ઉત્પન્ન થાય, તે પાપની 'નિર્ઘાતનક્રિયા' છે.

ठामि-तिष्ठामि—હું રહું છું.

काउस्सग्गं-कायोत्सर्गम्—કાયોત્સર્ગને વિષે, કાઉસ્સગ્ગમાં, કાઉસ્સગ્ગને વિષે.

'चीयतेऽस्मिन् अस्थ्यादिकमिति कायः' જેમાં અસ્થિ વગેરે પદાર્થોનો સંગ્રહ થયો છે, તે 'કાય.' અથવા चीयतेऽन्नादिभिरिति कायः।' જે અન્નાદિથી વૃદ્ધિ પામે છે, તે 'કાય.' આવશ્યક-નિર્યુક્તિમાં આ શબ્દનો બાર પ્રકારે નિક્ષેપ કરવામાં આવ્યો છે. અર્થાત્ તેનો અર્થ બાર પ્રકારના સંબંધથી વિચારવામાં આવ્યો છે. તે આ રીતેઃ (૧) નામ-કાય, (૨) સ્થાપના-કાય, (૩) શરીર-કાય; (૪) ગતિ-કાય, (૫) નિકાય-કાય, (૬) અસ્તિ-કાય, (૭) દ્રવ્ય-કાય, (૮) માતૃ-કાય, (૯) સંગ્રહ-કાય, (૧૦) પર્યાય-કાય, (૧૧) ભાર-કાય અને (૧૨) ભાવ-કાય." તેમાં 'ભાવકાય'નો અર્થ ઔદયિક, ક્ષાયોપશમિક, ઔપશમિક, ક્ષાયિક અને પારિણામિક—એ પાંચ પ્રકારના ભાવો કરવામાં આવ્યો છે. તેમાંથી 'શરીર-કાય' અને 'ભાવ-કાય' એ બંને અર્થો અહીં વિચારવા યોગ્ય છે.

'કાય'—શબ્દના પર્યાય-શબ્દો નીચે મુજબ છે:—

'शरीरम्, देहः, बोन्दी, चयः, उपचयः, सङ्घातः, उच्छ्रयः, समुच्छ्रयः, कडेवरम्, भस्त्रा, तनुः, पाणुः' (આ. નિ. ૧૪૪૬).

'ઉત્સર્ગ' એટલે ત્યાગ, વ્યુત્સર્જના, વિવેક કે વર્જન. એટલે કાયા-સંબંધી ઉત્સર્ગ, કાયા-સંબંધી કોઈ પ્રકારનો ત્યાગ કે કાયાને અંગે કરવો જોઈતો યોગ્ય વિવેક એ 'કાયોત્સર્ગ'નો અર્થ છે. તે સંબંધી આ. ટી.માં જણાવ્યું છે કે "व्यापारवतः कायस्य परित्याग इति भावना"—અર્થાત

વ્યાપારવાળી ક્રિયાનો ત્યાગ કરવો—એ 'કાયોત્સર્ગ'નો વિશેષાર્થ છે.

## (૫) અર્થ-નિર્ણય

उत्तरीकरण-सुत्तं—જેનો મુખ્ય વિષય ઉત્તરીકરણ છે, તેવું સૂત્ર. પ્રથમ પદો પરથી તે 'તસ્સ ઉત્તરી' સૂત્ર તરીકે પણ ઓળખાય છે.

तस्स—તે—ઐર્યાપથિકી વિરાધના-સંબંધી.

આવશ્યક મૂળસૂત્રમાં 'तस्स उत्तरीकरणेणं' શબ્દોથી શરૂ થતો પાઠ 'ઇચ્છામિ ઠાઇઉં કાઉસ્સગ્ગં' પછી આવે છે; જ્યારે ચાલુ પ્રથામાં તે 'ઈરિયાવહિયા-સુત્ત' પછી બોલાય છે. પરંતુ તે બંને સ્થળે તેનો ઉપયોગ તરતમાં જ કહેવાયેલા વિષય-સંબંધી છે. તેથી 'तस्स'નો અર્થ 'તે-ઐર્યાપથિકી વિરાધના-સંબંધી' કરવો ઉચિત છે.

उत्तरी-करण—ઉત્તરક્રિયા. ઉપાયરૂપ ક્રિયા.

પહેલું કરાય તે 'પૂર્વકરણ' અને પછી કરાય તે 'ઉત્તરકરણ'. અહીં પૂર્વ અને ઉત્તર શબ્દનો ઉપયોગ સાપેક્ષ છે, એટલે કે એક-બીજાનું આગળ-પાછળપણું બતાવવાને થયેલો છે. અહીં પાપ એ પૂર્વકરણ છે અને તેથી ઉત્પન્ન થયેલી વેદનાનું સમાધાન કરવા માટે કોઈ પણ ઉચિત ક્રિયાનો આશ્રય લેવો, તે 'ઉત્તરીકરણ' છે. આ 'ઉત્તરીકરણ' પ્રાયશ્ચિત્ત, વિશુદ્ધિ અને વિશલ્યતાથી ત્રણ પ્રકારનું છે કે જેના વડે પાપકર્મનું નિર્ઘાતન થાય છે,

પાપકર્મોનો ઉચ્છેદ થાય છે કે પાપકર્મ નિર્બીજ બની જાય છે.

'ઉત્તરીકરણ'ની આ ક્રિયા આયુર્વેદના 'ઉત્તરપરિકર્મ' સાથે ઘણું સામ્ય ધરાવે છે. જેમ કોઈ માણસના શરીરમાં 'શલ્ય' પેઠું હોય, એટલે કે કાંટો, કાચની કરચ યા લોખંડની કણી પેસી ગઈ હોય તો :—

(૧) પ્રથમ, તેના ઉપર એવી દવાઓ લગાડવામાં આવે છે કે જેથી તે ભાગ વધારે સૂજી ન જાય અને તેની અંદર રહેલું શલ્ય જલદી ઉપર આવી જાય;

(૨) બીજું, વિરેચન, લંઘન વગેરે વડે તેના કોઠાની વિશુદ્ધિ કરવામાં આવે છે, જેથી અંદરનું રક્ત દૂષિત ન થાય;

(૩) ત્રીજું, 'શલ્ય' ઉપર આવી જતાં તેને હળવે રહીને ખેંચી કાઢવામાં આવે છે, જેથી તમામ પીડા મટી જાય;

તેમ આનંદઘન આત્મામાં પાપરૂપી શલ્ય પેઠું હોય તો,

(૧) પ્રથમ, તેને 'નિંદા, ગર્હા કે આલોચના'રૂપી 'પ્રાયશ્ચિત્ત'થી ઉપર લાવવામાં આવે છે;

(૨) બીજું, 'જ્ઞાન, દર્શન અને ચારિત્ર'ની આરાધના વડે આત્માની 'વિશોધિ'-વિશુદ્ધિ કરવામાં આવે છે, જેથી તે શલ્ય બીજી વિકૃતિને પેદા કરી શકે નહિ;

(૩) ત્રીજું, 'નિંદિત, ગર્હિત કે આલોચિત, થયેલાં તમામ પાપોને 'ધ્યાનના તાપ' વડે આત્મામાંથી એવી રીતે

છૂટાં પાડી દેવામાં આવે છે કે જેથી તેમનો તમામ ઉપદ્રવ દૂર થાય છે.

આ ત્રણે ક્રિયાઓ કરવા માટે 'કાયોત્સર્ગ'ની સ્થિતિ વિશેષ અનુકૂળ છે, તેથી 'કાયોત્સર્ગ' એ જ અહીં 'ઉત્તરી-કરણની ક્રિયા' છે.

કાયોત્સર્ગ—તપ-વિશેષ, આસન-વિશેષ, પ્રાયશ્ચિત્ત-વિશેષ.

૧. બાહ્ય દૃષ્ટિએ, 'કાયોત્સર્ગ' **એક આસનરૂપ** છે, જે 'કાયક્લેશ'નો એક વિભાગ છે. તે માટે શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં જણાવ્યું છે કે:—

" पर्यङ्क-वीर-वज्राब्ज-भद्र-दण्डासनानि च ।
उत्कटिका गोदोहिका कायोत्सर्गस्तथाऽऽसनम् ॥ १२४ ॥"

"પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, પદ્માસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન અને **કાયોત્સર્ગ**— આ બધાં આસનો છે."

તેનું સ્વરૂપ બતાવતાં તેમણે યોગશાસ્ત્રના એ જ પ્રકાશમાં કહ્યું છે કે:—

" प्रलम्बितभुजद्वन्द्वमूर्ध्वस्थस्यासितस्य वा ।
स्थानं कायानपेक्षं यत् कायोत्सर्गः स कीर्तितः ॥ १३२ ॥"

"બંને ભુજાઓને નીચે લટકતી રાખીને ઊભેલા અથવા બેઠેલા માણસનું કાયાની અપેક્ષા વિનાની સ્થિતિમાં જે રહેવું, તે 'કાયોત્સર્ગ' કહેવાય છે."

આ શ્લોક પરના સ્વોપજ્ઞ વિવરણમાં તેમણે જણાવ્યું છે કે-આ પ્રકારનો એટલે ઊર્ધ્વસ્થિત 'કાયોત્સર્ગ' જિનકલ્પી અથવા છદ્મસ્થ તીર્થંકરોને હોય છે, જ્યારે સ્થવિર-કલ્પીને તો સ્થિત, આસિત (બેઠેલ) અને શયિત (સૂતેલ) એમ ત્રણે પ્રકારનો 'કાયોત્સર્ગ' હોય છે. તેનું મુખ્ય લક્ષણ "સ્થાન, ધ્યાન અને મૌન" હોય છે. તે વિના બીજી બધી ક્રિયાઓનો ત્યાગ કરવાનો હોય છે.

૨. આભ્યંતર દૃષ્ટિએ, 'કાયોત્સર્ગ' **તપરૂપ** છે. તે માટે શ્રીભગવતીસૂત્રના ૨૫મા શતકના ૭મા ઉદ્દેશમાં કહ્યું છે કે-

"से किं तं अब्भिंतरए तवे ? [उ०] अब्भिंतरए तवे छव्विहे पन्नत्ते तं जहा—१ पायच्छित्तं, २ विणओ, ३ वेयावच्चं, ४ सज्झाओ, ५ झाणं, ६ विउसग्गो ॥"

"આભ્યંતર તપ કેટલા પ્રકારે છે? ઉ૦ આભ્યંતર તપ છ પ્રકારનું છે. તે આ પ્રમાણે—૧ પ્રાયશ્ચિત્ત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન અને ૬ 'વ્યુત્સર્ગ.'"

તેમાં 'વ્યુત્સર્ગ' એ 'કાયોત્સર્ગ'નું સૂચક છે. તેનું સ્વરૂપ શ્રીભદ્રબાહુસ્વામીએ કાયોત્સર્ગ-નિર્યુક્તિમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

"देह-मइ-जड्ड-सुद्धी, सुह-दुक्ख-तितिक्खया अणुप्पेहा ।
झायइ य सुहं झाणं, एयग्गो काउस्सग्गंमि ॥ १४६२ ॥"

"કાયોત્સર્ગમાં સુખ-દુઃખની તિતિક્ષાવડે દેહ અને મતિના જાડ્યની શુદ્ધિ થાય છે, અનુપ્રેક્ષા એટલે તત્ત્વ-ચિંતન

થાય છે અને ચિત્તની એકાગ્રતાવડે શુભ ધ્યાન ધરી શકાય છે." અર્થાત્ **સુખ-દુઃખની તિતિક્ષા કરવી, અનુપ્રેક્ષા કરવી અને શુભ ધ્યાન ધરવું**; તે 'કાયોત્સર્ગ'નું આભ્યંતર સ્વરૂપ છે.

૩. 'કાયોત્સર્ગ'નું આરાધન જ્યારે કોઈ ખાસ **દોષની શુદ્ધિ અર્થે** કરવામાં આવે છે, ત્યારે તેની ગણના પાંચમા પ્રાયશ્ચિત્ત તરીકે થાય છે. શ્રીભગવતીસૂત્રના ૨૫મા શતકના ૭મા ઉદ્દેશમાં પ્રાયશ્ચિત્તના દસ પ્રકારો નીચે મુજબ જણાવેલા છે:—

"दसविहे पायच्छित्ते पन्नत्ते, तं जहा—१ आलोयणारिहे, २ पडिक्कमणारिहे, ३ तदुभयारिहे, ४ विवेगारिहे, ५ विउसग्गारिहे, ६ तवारिहे, ७ छेदारिहे, ८ मूलारिहे, ९ अणवट्ठप्पारिहे, १० पारंचियारिहे।" "પ્રાયશ્ચિત્તના દસ પ્રકાર કહ્યા છેઃ ૧ આલોચનાને યોગ્ય, ૨ પ્રતિક્રમણને યોગ્ય, ૩ આલોચના અને પ્રતિક્રમણને યોગ્ય, ૪ વિવેક—અશુદ્ધ ભક્તાદિના ત્યાગને યોગ્ય, ૫ કાયોત્સર્ગને યોગ્ય, ૬ તપને યોગ્ય, ૭ દીક્ષા-પર્યાયના છેદને યોગ્ય, ૮ મૂળને યોગ્ય—ફરીથી મહાવ્રત લેવાને યોગ્ય, ૯ અનવસ્થાપ્યાર્હ—તપ કરીને ફરી મહાવ્રત લેવાને યોગ્ય તથા ૧૦ પારાંચિક-ગચ્છથી બહાર રહેવાને યોગ્ય, જુદું લિંગ ધારણ કરવાને યોગ્ય."

અહીં દર્શાવેલો 'કાયોત્સર્ગ' 'ઉત્તરીકરણ' હોઈ પ્રાયશ્ચિત્તરૂપ છે.

## ( ૬ ) અર્થ-સંકલના

તે ઐર્યાપથિકી વિરાધનાના પરિણામે ઉત્પન્ન થયેલાં પાપ-કર્મોનો સંપૂર્ણ ઉચ્છેદ પ્રાયશ્ચિત્ત, વિશુદ્ધિ અને વિશલ્યતારૂપ ઉત્તરક્રિયાવડે કરવા માટે હું કાયોત્સર્ગમાં સ્થિર થાઉં છું.

## ( ૭ ) સૂત્ર-પરિચય

હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, પરિગ્રહ, વૈર, અહંકાર, દગાબાજી, તૃષ્ણા, ચાડી-ચુગલી, ઝઘડાબાજી કે બુદ્ધિના મિથ્યાભિમાન આદિ અનેક દુષ્કૃત્યોવડે પાપકર્મોનો સંચય થાય છે. આ કર્મ-સંચય આત્માની અપરિમિત શક્તિઓને દબાવનારો હોઈ, આત્માના સ્વાભાવિક અનંત સુખના પ્રકટી-કરણમાં અંતરાયભૂત હોઈ તથા મહાન દુઃખો કે વિપત્તિઓને ખેંચી લાવનારો હોઈ સર્વથા ‘હેય’ ગણાયો છે અને તેથી દરેક સુજ્ઞ આત્માએ તેનો નાશ કરવાને માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ. આપણા જીવનમાં આપણે અનેકવિધ દુઃખો, મુશ્કેલીઓ, આફતો, વિટંબણાઓ કે યાતનાઓનો અનુભવ કરીએ છીએ. તેનું ખરું કારણ આ પાપકર્મોનો સંચય છે, અને તેથી જ લોકમાં કહેવાય છે કે—‘દુઃખ છે ભૂલની શિક્ષા.’ અર્થાત્ આપણને જે કાંઈ દુઃખોનો અનુભવ થાય છે, તે અગાઉ કરેલી ભૂલોનું જ પરિણામ છે.

મનુષ્ય કોઈ પણ પ્રવૃત્તિ દુઃખી થવાના આશયથી કરતો નથી, એટલું જ નહિ પણ દરેક પ્રવૃત્તિમાં તેનો હેતુ એક પ્રકારનું સુખ મેળવવાનો જ હોય છે. એટલે તેણે દુઃખને

નોતરનારી, દુઃખને ખેંચી લાવનારી કે દુઃખનો દારુણ અનુભવ કરાવનારી પ્રવૃત્તિઓ ન કરવી જોઈએ, તે દેખીતું છે. આમ છતાં ચિરકાળના અભ્યાસને લીધે, દેહ અને મન દ્વારા તે અનેક પ્રકારનાં પાપો કર્યાં જ કરે છે.

જે લોકો પાપ-પુણ્યમાં કાંઈ સમજતા જ નથી અને ભોગેચ્છાને આધીન થઈ અનેક પ્રકારનાં પાપો કર્યા કરે છે, તેને માટે પ્રથમ જરૂર પાપ-પુણ્યના જ્ઞાનની છે; પરંતુ જે લોકો એક પ્રવૃત્તિમાં પાપ સમજે છે, અને તેમ છતાં તેમાંથી છૂટી શકતા નથી, તેને માટે ખરી જરૂર માર્ગ-દર્શક ક્રિયાની છે. આવી ક્રિયાઓનું માર્ગ-દર્શન પ્રસ્તુત સૂત્રમાં બહુ સ્પષ્ટતાથી કરવામાં આવ્યું છે, તેથી તે અતિ ઉપયોગી ને મહત્ત્વનું છે.

કેટલાક કહે છે કે—'તમારાથી કાંઈ પણ પાપ થઈ ગયું હોય તો તેના નિવારણ માટે એવું કાંઈક શુભ કાર્ય કરો કે જેથી પુણ્ય વધી જાય અને તે રીતે પાપ-પુણ્યનાં પલ્લાં સરખાં થઈ જાય.' તે માટે તેઓ અન્ન-દાન, વસ્ત્ર-દાન, વિદ્યા-દાન, ઔષધ-દાન તથા બીજી પરોપકારી પ્રવૃત્તિઓનો નિર્દેશ કરે છે. બીજા કેટલાક કહે છે કે—'પાપની શુદ્ધિ પ્રાયશ્ચિત્તથી થાય છે અને તે માટે યજ્ઞ-યાગાદિ, બ્રહ્મ-ભોજન, ચંડી-પાઠ, દેવ-પૂજા વગેરે અનુષ્ઠાનો કરાવવાં જોઈએ.' કેટલાક કહે છે કે—'પાપની શુદ્ધિ દેહ-દમનવડે થાય છે; તે માટે નાના પ્રકારનું દેહ-દમન કરવું જોઈએ. જેમ કે સૂર્યની આતાપના લેવી, પંચાગ્નિ તપ તપવો, વૃક્ષની ડાળીએ ઊંધે માથે લટકી રહેવું, નગ્નત્વનો સ્વીકાર કરવો, ડાભની અણી ઉપર સમાય તેટલું જ

અન્ન ગ્રહણ કરવું, મીઠું ખાવાનું છોડી દેવું વગેરે.' કેટલાક કહે છે કે—'ભારે પાપોની શુદ્ધિ એવી રીતે થતી નથી. તે માટે તો માથે કરવત મુકાવવી જોઈએ, અથવા તો અગ્નિમાં પ્રવેશ કરીને દિવ્ય કરવું જોઈએ, અથવા તો પહાડના શૃંગ પરથી કૂદી પડીને ભૈરવ-જપ કરવો જોઈએ—અર્થાત્ આવા કોઈ પણ ઉપાયથી કાયાનો ઉત્સર્ગ કરવો જોઈએ.'

આ બધાં વિધાનોની પાછળનો હેતુ પાપ-મોચન છે, તેમ માની લઈએ તોપણ તેનું વર્ણવાયેલું સ્વરૂપ પાપનો સર્વથા નાશ કરવાને શક્તિમાન નથી. એકને ગાળ દેવી અને બીજાને સારા નામે બોલાવવાથી જેમ સભ્યતાનું પાલન થતું નથી, તેમ એકની હિંસા કરવી ને બીજાના પર ઉપકાર કરવો, તેથી પાપ-પુણ્યનાં પલ્લાં સરખાં થતાં નથી. અથવા તો એક માણસનું આપણા માથે દેવું હોય તે ઊભું રાખીને તેટલી જ રકમ બીજાને આપીએ, તેથી જેમ દેવાનો ભાર હળવો થતો નથી, તેમ પાપને બદલે પુણ્ય કરવાથી પાપ-સંચિત કર્મોનો નાશ થતો નથી. તે માટે તો પાપને જ ઘટાડવું જોઈએ, પાપ કરવાનું જ છોડી દેવું જોઈએ; અને પૂર્વનાં જે કર્મો બાકી રહ્યાં હોય તે પ્રાયશ્ચિત્ત, વિશુદ્ધિ, વિશલ્યતા અને 'કાયોત્સર્ગ' રૂપ 'તપ-ક્રિયા' વડે ખપાવવાં જોઈએ.

પ્રાયશ્ચિત્ત તે જ કહેવાય કે જે આત્માની શુદ્ધિ કરનારું હોય; અર્થાત્ જેના દ્વારા થતી પ્રવૃત્તિ કાયા, વાણી અને મનની દુષ્ટતાને ઘટાડનારી હોય. જે ક્રિયા કે અનુષ્ઠાન ચિત્ત અથવા આત્માને શોધે નહિ, અર્થાત્ પવિત્ર બનાવે નહિ, તે

પ્રાયશ્ચિત્ત શા કામનું ? ગાયો ઘાસ ખાય કે બ્રાહ્મણો મીઠું ભોજન જમે, તેથી આત્માની શુદ્ધિ થતી નથી; અર્થાત્ તેનાથી પુણ્ય થવાનો સંભવ માની શકાય, પણ પાપ ઘટવાનો સંભવ માની ન શકાય. એથી જ જૈન શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્તમાં "આલોચના, પ્રતિક્રમણ, તદુભય, કાયોત્સર્ગ" આદિ બાબતોને મુખ્ય સ્થાન આપ્યું છે કે જેને અનુસરવાથી આત્માની ઉજ્જ્વલતા થાય, આત્માની શુદ્ધિ થાય, અને આત્માને લાગેલાં પાપો દૂર થાય.

'વિશુદ્ધિ' એટલે આત્માની નિર્મળતા, આત્માના અધ્યવસાયોની નિર્મળતા અને તે દ્વારા ચિત્તની શુદ્ધિ. ગંગાજીમાં કે અન્ય કોઈ નદીમાં ગમે તેટલી વખત નાહવામાં આવે કે બદરી, કેદાર યા બીજા પહાડો પર ગમે તેટલી વખત ચડવામાં આવે, પણ જો મનની શુદ્ધિ થાય નહિ. અર્થાત્ મનમાં રહેલાં હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, પરિગ્રહ આદિ દોષો દૂર થાય નહિ, તો શુદ્ધિ થઈ ગણાય નહિ. તે જ વસ્તુ શુષ્ક તપશ્ચર્યાને પણ લાગુ પડે છે. જો ખૂબ તાપ સહન કરવાથી જ આત્મા સંપૂર્ણ શુદ્ધ થતો હોય, અર્થાત્ તેની મુક્તિ થતી હોય તો વૃક્ષો વગેરે નિરંતર તાપ સહન કરતા હોવાથી તેમનો મોક્ષ પહેલો થવો જોઈએ. અથવા વૃક્ષની ડાળીએ ઊંધે માથે લટકવાથી જ મોક્ષ-પ્રાપ્તિ થતી હોય તો વાગોળ કે ચામાચીડિયાંનો મોક્ષ શીઘ્ર થવો જોઈએ, કારણ કે તેઓ આખો દિવસ ઝાડની ડાળીએ ઊંધે મસ્તકે લટકી રહે છે. પણ તેવું કાંઈ જોવામાં આવતું નથી તેથી દેહ-દમન સાથે ચિત્ત-

વૃત્તિઓનું શોધન કરવું ખાસ જરૂરી છે અને તે થાય ત્યારે જ શુદ્ધિનો માર્ગ ખુલ્લો થાય છે.

'શલ્ય-નિવારણ' એટલે પાપ-નિવારણ. જે પાપો ભારે હોવાથી હૃદયમાં શલ્યની માફક ખટકતાં હોય, તેને માટે આ શબ્દ વપરાય છે. આવું પાપ નિવારવાને માટે કોઈ યોગ્ય રસ્તો નહિ મળવાથી અનેક માણસોએ આજ સુધી કરવતો મુકાવીને, દિવ્યો કરીને કે ભૈરવ-જપો કરીને કાયાનો ઉત્સર્ગ—દેહનો ત્યાગ કર્યો છે, પણ તેથી તો ભય, ચિંતા, ખેદ ને એવી જ બીજી લાગણીઓ વધી છે, નહિ કે આત્માની ગયેલી શુદ્ધિ પુનઃ પ્રાપ્ત થઈ છે. એથી જ જગતના પ્રત્યેક ભાવને યથાર્થ રીતે જાણનાર શ્રીજિનેશ્વર દેવોએ કહ્યું છે કે—શલ્યને નિવારવું હોય તો ધર્મમાં માયાચારને છોડી દો, ધર્મના ફળની આસક્તિને છોડી દો, અને ઊંધી સમજને તિલાંજલિ આપો. આ ત્રણ દુર્ગુણો જ ખરાં 'શલ્ય' છે, અને તે દૂર થશે તો તમામ ધર્માનુષ્ઠાનોનું ફળ બરાબર મળશે.

પાપમાંથી છૂટી જવા માટે કાયાનો સર્વથા ઉત્સર્ગ કરવો તે અજ્ઞાન છે; તે જ રીતે દુઃખમાંથી છૂટી જવા માટે કાયાનો અનુચિત રીતે ઉત્સર્ગ કરવો તે નરી મૂર્ખતા છે. એથી નથી થતું પાપનું નિવારણ; કે નથી થતું દુઃખનું નિવારણ, કારણ કે સારાં-ખોટાં જે કાંઈ કર્મો આ જીવનમાં બંધાયાં છે, તેને અવશ્ય ભોગવવાં પડે છે અને જ્યાં સુધી તે કર્મો પૂરેપૂરાં ભોગવી લેવાતાં નથી, ત્યાં સુધી ફરીફરીને જન્મ ધારણ કરવો પડે છે. એટલે ડહાપણનું કામ એ છે કે ખરો ઉત્સર્ગ કાયાનો નહિ

પણ કાયા પ્રત્યે રહેલી મમતાનો જ કરવો કે જે સાચો 'કાયોત્સર્ગ' છે.

આ સૂત્ર પર શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યક સૂત્રમાં, શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં તથા શ્રીદેવેંદ્ર-સૂરિએ દેવવંદન-ભાષ્યમાં ટીકા રચેલી છે.

## (૮) આધાર-સ્થાન

ઉત્તરીકરણ-સૂત્રનો પાઠ આવશ્યક મૂલસૂત્રના કાયોત્સર્ગ-અધ્યયનમાં 'ઇચ્છામિ ઠાઇઉં કાઉસ્સગ્ગં' પછી આવે છે.

# ७ काउस्सग्ग-सुत्तं

[ कायोत्सर्ग-सूत्रम् ]

## 'अन्नत्थ'-सूत्र

### ( १ ) मूलपाठ

अन्नत्थ ऊससिएणं नीससिएणं खासिएणं छीएणं जंभाइएणं उड्डुएणं वाय-निसग्गेणं भमलीए पित्त-मुच्छाए, सुहुमेहिं अंग-संचालेहिं, सुहुमेहिं खेल-संचालेहिं, सुहुमेहिं दिट्ठि-संचालेहिं, एवमाइएहिं आगारेहिं, अभग्गो अविराहिओ हुज्ज ( होज्ज ) मे काउस्सग्गो ।

जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि; ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि ॥

### ( २ ) संस्कृत छाया

अन्यत्र उच्छ्वासितेन निःश्वसितेन कासितेन क्षुतेन जृम्भितेन उद्गारेण वात-निसर्गेण भ्रमर्या पित्त-मूर्च्छया, सूक्ष्मैः अङ्ग-संचालैः ( रैः ), सूक्ष्मैः श्लेष्म-संचालैः ( रैः ), सूक्ष्मैः दृष्टि-संचालैः ( रैः ), एवम् आदिभिः आकारैः अभग्नः अविराधितः भवतु मम कायोत्सर्गः ।

यावद् अर्हतां भगवतां नमस्कारेण न पारयामि; तावत् कायं स्थानेन मौनेन ध्यानेन आत्मीयं व्युत्सृजामि ॥

( अत्र सर्वत्र पञ्चम्यर्थे तृतीया )

## ( ३ ) ગુજરાતી છાયા—

સિવાય કે ઊંચો શ્વાસ લેવાથી, નીચો શ્વાસ મૂકવાથી, ખાંસી આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, અપાન-વાયુનો સંચાર થવાથી, ચક્કર આવવાથી, પિત્તની મૂર્છા આવવાથી, સૂક્ષ્મ રીતે અંગ-સંચાર થવાથી, સૂક્ષ્મ રીતે કફનો સંચાર થવાથી, સૂક્ષ્મ રીતે દૃષ્ટિ-સંચાર થવાથી, ઇત્યાદિ આગારો વડે, અભગ્ન અવિરાધિત હોજો મારો કાયોત્સર્ગ.

જ્યાં સુધી અરિહંત ભગવાનના નમસ્કારવડે (કાયોત્સર્ગ) ન પારું, ત્યાં સુધી સ્થાનવડે (સ્થિર રહીને), મૌનથી અને ધ્યાનથી મારી કાયાને ( अप्पाणं कायं ) વોસિરાવું છું.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

अन्नत्थ-अन्यत्र—અન્યત્ર. સિવાય કે. નીચેના અપવાદ-પૂર્વક :—

ऊससिएण-उच्छ्वसितेन—ઊંચો શ્વાસ લેવાથી, જોરથી શ્વાસ લેવાથી.

' ऊर्ध्वं प्रबलं वा श्वसितमुच्छ्वसितम् ' ( આ૦ ટી૦ ).

नीससिएणं-निःश्वसितेन—શ્વાસ નીચો મૂકવાથી.

'अधः श्वसितं निःश्वासितम्' (આ૦ ટી૦).

खासिएणं – कासितेन — ખાંસી આવવાથી, ઉધરસ આવવાથી.

छीएणं–क्षुतेन—છીંક આવવાથી.

'छिक्कायाम्' (નિ. ચૂ. ૧.)

जंभाइएणं–जृम्भितेन—બગાસું ખાવાથી.

'विवृतवदनस्य प्रबलपवननिर्गमो जृम्भितमुच्यते।' (આ. ટી.) મોઢું પહોળું કરતાં જે પ્રબળ પવન નીકળવો, તે જૃંભિત (બગાસું ખાવું) કહેવાય છે.

उड्डुएणं–उद्गारेण—ઓડકાર આવવાથી.

उड्डुअ એટલે उद्गार—ઓડકાર.

वाय-निसग्गेणं - वात—निसर्गेण—અપાન - વાયુનો સંચાર થવાથી, વા-છૂટ થવાથી.

'अपानेन पवन-निर्गमो वात-निसर्गो भण्यते' (આ. ટી.), अपान એટલે મલદ્વાર.

भमलीए–भ्रमर्या—ભમરી આવવાથી, ચક્કર આવવાથી, ફેર આવવાથી કે વાઈનો હુમલો થવાથી.

पित्त-मुच्छाए–पित्त-मूर्च्छया—પિત્ત-પ્રકોપથી આવેલી મૂર્છા વડે, પિત્ત ચડવાથી થયેલી બેભાન અવસ્થાને લીધે.

આયુર્વેદના મત પ્રમાણે શરીરનું યોગ્ય સંચાલન વાત,

પિત્ત અને કફ એ ત્રણ પદાર્થોના યોગ્ય પ્રમાણવડે થાય છે. તેમાં કોઈ પદાર્થ વધી જાય કે ઘટી જાય, ત્યારે રોગનું કારણ બને છે. પિત્ત જ્યારે વધી જાય ત્યારે માથાનો દુખાવો ઉપડે છે, ચક્કર આવે છે, ઊલટી થાય છે ને કેટલીક વખત મૂર્છા પણ આવે છે.

सुहुमेहिं अंग-संचालेहिं—सूक्ष्मैः अङ्ग-संचालैः—સૂક્ષ્મ રીતે અંગનું સંચાલન થવાથી. અર્થાત્ રૂંવાડાં ચડી આવવાં આદિ ક્રિયાથી.

'लक्ष्यालक्ष्यैर्गात्र-विचलनप्रकारैः रोमोद्गमादिभिः' (આ. ટી.).

सुहुमेहिं खेल-संचालेहिं—सूक्ष्मैः श्लेष्म-संचालैः—સૂક્ષ્મ રીતે શરીરની અંદર કફ તથા વાયુનો સંચાર થવાથી.

सुहुमेहिं दिट्ठि-संचालेहिं—सूक्ष्मैः दृष्टि-संचालैः—સૂક્ષ્મ રીતે દૃષ્ટિ ફરકી જવાથી.

एवमाइएहिं आगारेहिं—एवमादिभिः आकारैः—ઇત્યાદિ આકારોવડે, અપવાદનો પ્રકારોવડે.

'આગાર' એટલે આકાર. તે અહીં પ્રકારના અર્થમાં વપરાયેલો છે, જે કાયોત્સર્ગના અપવાદ-સંબંધી સમજવાનો છે. તે માટે આચાર્ય શ્રીહેમચંદ્રે યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ-વૃત્તિના તૃતીય પ્રકાશમાં (પૃ. ૨૫૫) જણાવ્યું છે કે—" आक्रियन्ते आगृह्यन्ते इत्याकाराः कायोत्सर्गापवाद-प्रकारा

ઇત્યર્થઃ'' "મર્યાદિત રીતે કરાય, મર્યાદિતરૂપે ગ્રહણ થાય, તે 'આકાર.' તેનો અર્થ કાયોત્સર્ગના અપવાદોનો પ્રકાર છે."

अभग्गो-अभग्नः—અભગ્ન. ભાંગેલો નહિ તેવો.

अविराहिओ-अविराधितः—ન વિરાધેલો, અખંડિત, ખંડિત નહિ થયેલો તેવો.

જે વસ્તુ તદ્દન તૂટી-ફૂટી જાય તે ભાંગેલી કહેવાય અને જે વસ્તુ અમુક જ અંશે તૂટે કે ફૂટે તેને ખંડિત કહેવાય. જેમ કે એક ઘડો ફૂટીને કડકેકડકા થઈ ગયો હોય, તો તે ભાંગી ગયો કહેવાય અને તેનો એકાદ કાંઠો જ તૂટ્યો હોય, તો તે ખંડિત કહેવાય.

हुज्ज ( होज्ज )-भवतु—હોજો.

मे-मम—મારો.

काउस्सग्गो-कायोत्सर्गः—કાયોત્સર્ગ.

जाव-यावद्—જ્યાં સુધી—યાવત્.

अरिहंताणं भववंताणं नमुक्कारेणं-अर्हतां भगवतां नमस्कारेण—અરિહંત ભગવાનના નમસ્કારવડે અર્થાત્ 'नमो अरिहंताणं'-પદ વડે.

न पारेमि-न पारयामि—પારું નહિ, પૂર્ણ કરું નહિ.

ताव-तावत्—ત્યાં સુધી.

कायं-कायम्—શરીરને.

ठाणेणं-स्थानेन—સ્થાનવડે.

જે સ્થાન ગ્રહણ કર્યું હોય ત્યાં સ્થિર થઈને. કાયોત્સર્ગમાં સ્થાન ત્રણ પ્રકારે ગ્રહણ થાય છે: ઊભા રહીને, બેસીને અને સૂઈને. તે માટે શ્રી. આ. નિ.માં કહ્યું છે કે, "काऊणं थिरं ठाणं ठिओ निसन्नो निवन्नो वा।" "ઊભા રહીને, બેસીને કે સૂઈને સ્થાન સ્થિર કરીને." તેમાં અહીં ઊભા રહીને સ્થાન ગ્રહણ કરવાનું છે, કારણ કે શ્રીહરિભદ્રસૂરિએ આ પદની ટીકામાં કહ્યું છે, કે 'स्थानेन—ऊर्ध्वस्थाने' સ્થાનથી એટલે ઊભા રહીને.

मोणेणं-मौनेन—મૌન વડે વાણી-વ્યાપાર સદંતર બંધ કરીને.

'वाग्-निरोधलक्षणेन.'

झाणेणं-ध्यानेन—ધ્યાનવડે.

જેના વડે વસ્તુનું ચિંતન થાય, તે ધ્યાન કહેવાય છે. 'ध्यायते चिन्त्यते वस्त्वनेनेति ध्यानम्'

अप्पाणं-आत्मीयम्—મારી.

"अप्पाणं' ति प्राकृतशैल्या आत्मीयम्" (આ. ટી.) આ પદનો સંબંધ 'कायं' પદ સાથે છે. એટલે મારી કાયાને એવો અર્થ થાય છે.

वोसिरामि-व्युत्सृजामि—વોસિરાવું છું, તદ્દન તજી દઉં છું.

व्युत्सृजामि=वि+उत्सृजामि. वि એટલે વિશેષ પ્રકારે, વધારે; અને उत्सृजामि એટલે તજી દઉં છું અર્થાત્ તદ્દન તજી દઉં છું.

## ( ૫ ) અર્થ-નિર્ણય

काउस्सगसुत्तं—જેમાં કાયોત્સર્ગનો અધિકાર મુખ્યત્વે વર્ણવાયેલો છે તેવું સૂત્ર, કાયોત્સર્ગનું સ્વરૂપ દર્શાવતું સૂત્ર. ' અન્નત્થ ઊસસિએણં ' એવાં પદોથી તેનો પ્રારંભ થતો હોવાથી આ સૂત્ર ' અન્નત્થ ' એવા નામથી પણ ઓળખાય છે.

अन्नत्थ—સિવાય કે:

अन्यत्र એ નૈપાતિક પદ છે અને જ્યારે કોઈ પણ વસ્તુનો અપવાદ કરવો હોય અથવા તો તેને મુખ્ય વસ્તુમાંથી જુદી પાડવી હોય ત્યારે તેનો ઉપયોગ થાય છે. જેમકે 'तव कार्य-महोरात्रं करिष्ये, अन्यत्र निद्रासमयात्'–તારું કામ હું રાત્રિ-દિવસ કરીશ, સિવાય કે નિદ્રાનો સમય.

उच्छ्वास—મુખ કે નાસિકા વડે અંદર લેવાતો શ્વાસ, કે જેને નાસિકા કે મુખ દ્વારા ગ્રહણ કરી ફેફસામાં ધકેલવામાં આવે છે.

निःश्वास—જે શ્વાસ નાસિકા કે મુખ વડે શરીરમાંથી બહાર કાઢવામાં આવે છે, તે ' નિઃશ્વાસ ' કહેવાય છે.

આ બંને પ્રકારની ક્રિયાઓને શ્વાસોચ્છ્વાસના નામથી ઓળખવામાં આવે છે કે જેનો સમાવેશ જીવન ધારણ

કરવાને માટે જરૂરી એવા 'દસ પ્રાણો'માં થાય છે. તે માટે સૂત્રકૃતાંગની ટીકામાં કહ્યું છે કે :—

> "पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च,
> निःश्वास उच्छ्वासमथान्यदायुः ।
> प्राणा दशैते भगवद्भिरुक्ता-
> स्तेषां वियोगीकरणं तु हिंसा ॥"

"પાંચ ઇંદ્રિયો, (શરીરબળ, વચનબળ અને મનોબળ) એ ત્રણ બળો; નિઃશ્વાસ અને ઉચ્છ્વાસની ક્રિયા તથા આયુષ્ય એ દસ પ્રાણો ભગવંતોએ કહેલા છે. તેનો જીવનમાંથી વિયોગ કરવો, તે 'હિંસા' કહેવાય છે."

શ્વાસોચ્છ્વાસની ક્રિયા એકેન્દ્રિય જીવોથી માંડીને પંચેન્દ્રિય જીવો સુધીના બધા પ્રાણીઓને હોય છે, પરંતુ તેના સમયમાં ઘણો ફરક હોય છે. જીવનનો વિકાસ જેમ ઓછો અથવા દુઃખનું પ્રમાણ જેમ વધારે, તેમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઝડપી હોય છે, અને જીવનનો વિકાસ વધારે અથવા દુઃખનું પ્રમાણ ઓછું, તેમ શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ ધીમું હોય છે. દાખલા તરીકે નારકીના જીવો શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિરંતર કરે છે, જ્યારે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો તે જ ક્રિયા ઉત્કૃષ્ટ તેત્રીશ પખવાડિયે કરે છે.

મનુષ્ય આ શ્વાસોચ્છ્વાસની ક્રિયા અનિયતપણે કરે છે, પરંતુ તેનું પ્રમાણ તો ઝડપી જ હોય છે; અર્થાત્ તેને

શ્વાસની લે-મૂક વારંવાર કરવી પડે છે. જો આ શ્વાસનું રુંધન કરવામાં આવે તો જલદી મરણ નીપજે છે. તેટલા જ માટે આ. નિ. માં કહ્યું છે કે 'ऊसासं न निरुंभइ' ઉચ્છ્વાસને રોકવો નહિ, કારણ કે 'सज्जमरणं निरोहे' તેનો નિરોધ કરવાથી તરત મરણ થાય છે.

कासित—ખાંસી આવવી, કાસ થવો.

આ ક્રિયા આપણી ઇચ્છા કે આપણા પ્રયત્ન પર નિર્ભર નથી. ઉપલક રીતે ખાંસી ખાવી હોય તો આપણે ખાઈ શકીએ છીએ, પણ તે અંદરથી ઉત્પન્ન થતી હોય તો તેને રોકી શકવાને સમર્થ નથી. *

---

* આ ક્રિયાની ઉત્પત્તિના સંબંધમાં આયુર્વેદના સુપ્રસિદ્ધ ગ્રંથ ચરક-સંહિતા ( ચિકિત્સાસ્થાન, અ. ૧૮ )માં કહ્યું છે કે:—

"हतः प्रतिहतो वायुरूर्ध्वस्रोतः समाश्रितः ।
उदानभावमापन्नः, कण्ठे सक्तस्तथोरसि ॥ ६ ॥
आविश्य शिरसः खानि, सर्वाणि प्रतिपूरयन् ।
आभञ्जन्नाक्षिपन् देहं, हनु-मन्ये तथाऽक्षिणी ॥ ७ ॥
नेत्रे पृष्ठमुरः पार्श्वे, निर्भुज्य स्तम्भयंस्ततः ।
शुष्को वा सकफो वाऽपि, कसनात् कास उच्यते ॥ ८ ॥"

જ્યારે કોઈ પણ કારણથી અથવા સ્વયમેવ સ્વભાવથી જ નીચે આઘાત પામેલો વાયુ ઉપરનાં છિદ્રને આશ્રિત થઈને ઉદાનગતિવાળો થયો છતો કંઠ અને છાતીમાં રોકાઈ જાય છે, અને મસ્તકમાં પ્રવેશ કરીને, શિર, મુખ, નાક, કાન અને નેત્રોના છિદ્રમાં ઘૂસીને બધી ઇંદ્રિયોમાં વ્યાપ્ત

ક્ષુત-જૃમ્ભિત-ઉદ્ગાર—છીંક, બગાસું અને ઓડકાર.

આ ક્રિયાઓ પણ ઉદાન વાયુને લીધે જ ગતિમાન થાય છે, તેથી તેના વેગને દરેક વખતે રોકી શકાતો નથી અને કદાચ રોકવામાં આવે તો અસમાધિ થાય છે; તેથી તેનો સમાવેશ અપવાદમાં કરેલો છે.

વાત-નિસર્ગ—અધોવાત, પવનનું છૂટવું.

આ ક્રિયા અપાન-વાયુના વેગથી શક્ય બને છે, એટલે તે દરેક વખતે રોકી શકાતી નથી, તેમજ રોકવી ઉચિત પણ નથી, કારણ કે તેથી પેટમાં દુઃખાવો કે ચૂંક ઉપડવાનો સંભવ છે.

ભ્રમરી—ભ્રમરી, ચક્કર.

જેમાં મગજ ભમે-ફરે તે 'ભ્રમરી.' તેને ચક્કર આવવાં કે ફેર આવવા પણ કહે છે. અપથ્ય આહાર-વિહાર, અપ્રિય વાસ, માનસિક આઘાત કે તેવા પ્રકારના રોગથી ગમે ત્યારે તેનો ઉદ્ભવ થાય છે. તે ઇચ્છા કે પ્રયત્ન માત્રથી રોકી શકાય તેવી ક્રિયા નથી, એટલે તેનો સમાવેશ પણ અપવાદમાં કરેલો છે.

---

થતાં, તે શરીરને તોડતો, જડબાં, ધમની તથા આંખોને ચલાયમાન કરતો અને નેત્ર, પીઠ, છાતી તથા પડખાંઓને મરડતો તેમજ જડ કરતો સ્વતંત્ર રૂપમાં સૂકો અથવા કફની સાથે મળીને બહાર નીકળે છે, ત્યારે તે કસવાથી—કષ્ટ આપતો હોવાથી 'કાસ' કહેવાય છે.

પિત્ત-મૂર્ચ્છા—પિત્તની અતિશયતાને લીધે ઉત્પન્ન થતી બેભાન અવસ્થા.

આ અવસ્થા એકાએક ગમે ત્યારે થઈ આવવા સંભવ છે, તેથી તે પણ કાબૂની વાત નથી.

સૂક્ષ્મ અંગ-સંચાલ(ર)—શરીરનાં અંગોનું સૂક્ષ્મ સ્ફુરણ.

આંખનાં પોપચાંનું ફરકવું, ગાલનું ફરકવું, હાથ-પગના સ્નાયુઓનું ફરકવું, રૂંવાડાં ચડી આવવાં વગેરે ક્રિયાઓ આપણી ઇચ્છા કે પ્રયત્નને આધીન ન હોઈ શરીરમાં ગમે ત્યારે થવાનો સંભવ હોય છે, તેથી તેનો સમાવેશ પણ અપવાદમાં કરેલો છે.

સૂક્ષ્મ ખેલ-સંચાલ(ર)—સૂક્ષ્મ રીતે કફ તથા વાયુનો સંચાર થવો.

આ ક્રિયા શરીરમાં નિરંતર ચાલ્યા જ કરે છે. વાયુ કફને જુદા જુદા સ્થાને લઈ જાય છે, અને કોઈ વખત તેનો વેગ વધારે હોય તો આપણને ખબર પણ પડે છે કે અંદર કફનું હલન-ચલન થઈ રહ્યું છે. આ પણ એક જાતનો સૂક્ષ્મ કાય-વ્યાપાર છે, પણ તે કાબૂ-બહારનો હોઈ તેનો સમાવેશ અપવાદમાં થયેલો છે.

સૂક્ષ્મ દૃષ્ટિ-સંચાલ(ર)—આંખનું મટકું મારવું, આંખનો પલકારો થવો.

કાયોત્સર્ગ-અવસ્થામાં દૃષ્ટિને કોઈ પણ ચેતન કે

અચેતન વસ્તુ પર સ્થિર કરવામાં આવે છે, પરંતુ સંભવ છે કે આ પ્રસંગે કોઈ વાર દૃષ્ટિ હાલી પણ જાય, કારણ કે મનની માફક તેને પણ સ્થિર કરવી દુષ્કર છે. તે માટે આ. નિ. માં કહ્યું છે કે—" आलोअ-चलं चक्खू, मणु व्व तं दुक्करं थिरं काउं " " જોવામાં ચંચળ સ્વભાવવાળાં ચક્ષુને સ્થિર કરવાં તે મનને સ્થિર કરવાની જેમ દુષ્કર છે." ( ગા. ૧૫૧૩. ) જો કે આ બાબતમાં મહાસત્ત્વવંત આત્માઓ અપવાદ ગણાય છે, કારણ કે તેઓ એક રાત્રિ-પર્યંત અનિમેષ નયને રહી શકે છે. પરંતુ સામાન્ય આત્માઓને માટે એ વસ્તુ પૂરેપૂરી શકય નહિ હોવાથી તેનો સમાવેશ અપવાદમાં કરવામાં આવ્યો છે.

આ રીતે ( ૧ ) ઉચ્છ્વાસ, ( ૨ ) નિઃશ્વાસ, ( ૩ ) ઉધરસ, ( ૪ ) છીંક, ( ૫ ) બગાસું, ( ૬ ) ઓડકાર, ( ૭ ) વા-છૂટ, ( ૮ ) ભ્રમરી, ( ૯ ) પિત્તની મૂર્છા, ( ૧૦ ) ગાત્ર-સ્ફુરણ, ( ૧૧ ) સૂક્ષ્મ કફ-સંચાર અને ( ૧૨ ) નિમેષ—એ બાર અપવાદો શરીરની સ્વાભાવિક ક્રિયાઓને રોકવાનું અશક્ય હોઈને રાખવામાં આવે છે.

इत्यादि आगार—ઇત્યાદિ શબ્દથી અહીં ચાર પ્રકારના આગારો ગ્રહણ કરવાની પરંપરા છે; તે નીચે મુજબ:—

" अगणीओ छिंदिज्ज व, बोहिय-खोभाइ दीह-डक्को वा ।
आगारेहिं अभग्गो, उस्सग्गो एवमाईहिं ॥ "

( આ. નિ. ગા. ૧૫૧૬ )

( ૧ ) " અગ્નિ ફેલાતો આવીને સ્પર્શ કરે, ( ૨ )-અથવા

કોઈ શરીરને છેદવા લાગે, ( ૩ ) ચોર કે રાજા આવીને ક્ષોભ-અંતરાય કરે અથવા ( ૪ ) સર્પ-દંશ થાય, કે થવાનો સંભવ ઉત્પન્ન થાય, તો કાર્યોત્સર્ગનો ભંગ ન થાય.”

આ સંબંધમાં શ્રીહેમચંદ્રાચાર્યે સ્વોપજ્ઞ યોગશાસ્ત્રની વ્યાખ્યામાં જણાવ્યું છે કે—જ્યારે અગ્નિ અથવા વીજળીની જ્યોતિ સ્પર્શ કરે ત્યારે પ્રાવરણ માટે ઉપધિને ગ્રહણ કરતાં કાયોત્સર્ગનો ભંગ થયો ગણાતો નથી. કોઈ શંકા કરે કે નમસ્કારનું ઉચ્ચારણ-કથન કરીને શા માટે તેને ગ્રહણ ન કરે કે જેથી તે( કાયોત્સર્ગ )નો ભંગ ન થાય? તે સંબંધી ખુલાસો એ છે કે અહીં નમસ્કારવડે પારવું એટલી જ કાયોત્સર્ગની પ્રતિજ્ઞા નથી, પરંતુ અમુક સમય સુધી કાયોત્સર્ગ કરવો, એવી પ્રતિજ્ઞા છે. તેથી તેટલો સમય પૂરો થયા વિના નમસ્કારનો પાઠ બોલીને પારતાં ભંગ થાય છે. તથા બિલાડી, ઉંદર વગેરે આડા ઊતરતાં કાયોત્સર્ગનો ભંગ થતો નથી; ચોરના સંભ્રમ-પ્રસંગમાં અથવા રાજાના સંભ્રમ-પ્રસંગમાં અસ્થાને નમસ્કારનું ઉચ્ચારણ કરતાં પણ તેનો ભંગ થતો નથી; તથા પોતાને અથવા બીજા સાધુ વગેરેને સર્પ-દંશ થવાના પ્રસંગે સહસા ઉચ્ચારણ કરતાં પણ તેનો ભંગ થતો નથી.

આ રીતે કુલ ૧૬ જાતના કાય-વ્યાપારો પૈકી કોઈ પણ જાતનો કાય-વ્યાપાર થઈ જાય તો તેથી કાયોત્સર્ગ ભગ્ન કે વિરાધિત ગણાય નહિ, પરંતુ તેનાથી ભિન્ન કોઈ પણ જાતનો કાય-વ્યાપાર થાય તો કાયોત્સર્ગ વિરાધિત અને ભગ્ન બંને ગણાય—તેમ સમજવાનું છે.

ठाणेणं—સ્થિર ઊભા રહીને.

કાયોત્સર્ગની ક્રિયા ઊભા રહીને, બેસીને કે સૂઈને થાય છે; એટલે તેના ઉચ્છ્રિત, નિષણ્ણ અને નિપન્ન એવા ત્રણ ભેદો ગણવામાં આવે છે. આ ત્રણ ભેદો પૈકી અહીં 'ઉચ્છ્રિત'ને ગ્રહણ કરવાનો છે, અર્થાત્ આ કાયોત્સર્ગ સ્થિર ઊભા રહીને કરવાનો છે. તેનું વિશેષ વર્ણન આ.નિ.માં નીચે મુજબ કરેલું છેઃ—

" चउरंगुलं मुहपत्ती, उज्जूए डव्बहत्थ रयहरणं ।
वोसट्ठ-चत्त-देहो, काउस्सग्गं करिज्जाहि ॥ १५४५ ॥ "

" બંને પગ સીધા ઊભા રાખી, આગળના ભાગમાં ચાર આંગળ જેટલું અને પાછળના ભાગમાં કાંઈક ઓછું અંતર રાખવું. તે વખતે સીધા લટકતા રાખેલા જમણા હાથમાં મુહપત્તિ અને ડાબા હાથમાં રજોહરણ ગ્રહણ કરવાં, પછી દેહનો સંપૂર્ણ રીતે ત્યાગ કરવા પૂર્વક કાયોત્સર્ગ કરવો."

આ વખતે નીચે જણાવેલા દોષો પૈકીનો કોઈ પણ દોષ સેવવામાં આવે, તો 'કાયોત્સર્ગ' બરાબર થયો કહેવાય નહિ.

૧. घोटक-दोष— ઘોડાની પેઠે એક પગ ઊંચો રાખવો, કે વાંકો રાખવો તે.

૨. लता-दोष— વાયુથી વેલડી હાલે, તેમ શરીરને હલાવવું તે.

૩. स्तम्भादि-दोष— થાંભલા વગેરેને ઓઠીંગણ દઈને ઊભા રહેવું તે.

૪. माल-दोष— ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકવીને ઊભા રહેવું તે.

૫. उधि-दोष— ગાડાની ઊંધની પેઠે પગના અંગુઠા તથા પાની મેળવીને ઊભા રહેવું તે.

૬. निगड-दोष— નિગડમાં પગ નાખ્યા હોય તેની માફક પગ પહોળા રાખવા તે.

૭. शबरी-दोष— નગ્ન ભીલડીની પેઠે ગુહ્ય સ્થાનકે હાથ રાખવો તે.

૮. खलिण-दोष— ઘોડાના ચોકડાની પેઠે રજોહરણ-યુક્ત હાથ રાખવો તે.

૯. वधूदोष— નવ-પરિણીત વધૂની પેઠે માથું નીચું રાખવું તે.

૧૦. लम्बोत्तर-दोष— નાભિની ઉપર અને ઢીંચણથી નીચે જાનુ સુધી લાંબું વસ્ત્ર રાખવું તે.

[ સાધુ નાભિથી નીચે અને ઢીંચણથી ચાર આંગળ ઉપર ચોળપટ્ટો પહેરે છે, તેને લક્ષ્યમાં રાખીને આ દોષ કહેલો છે. ]

૧૧. स्तन-दोष— ડાંસ-મચ્છરના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદિત કરી સ્ત્રીની પેઠે ઢાંકી રાખવું તે.

१२. संयति-दोष— શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદિત રાખવું તે.

૧૩. भ्रू-अङ्गुली-दोष— આલાવા ગણવાને માટે અથવા સંખ્યા ગણવાને માટે આંગળી કે પાંપણના ચાળા કરવા તે.

૧૪. वायस-दोष— કાગડાની પેઠે ડોળા ફેરવવા તે.

૧૫. कपित्थ-दोष— પહેરેલાં વસ્ત્રો જૂ તથા પરસેવાથી મલિન થશે તેમ જાણીને તેને ગોપવી રાખવાં તે.

૧૬. शिरःकम्प-दोष— યક્ષાવિષ્ટની માફક માથું ધુણાવવું તે.

૧૭. मूक-दोष— મૂંગાની માફક 'હું હું' કરવું તે.

૧૮. मदिरा-दोष— આલાવા ગણતાં મદિરા પીધેલાની માફક બડબડાટ કરવો તે.

૧૯. प्रेक्ष्य-दोष— વાનરની પેઠે આસપાસ જોયા કરવું અને હોઠ હલાવવો તે.

આ દોષો પૈકી लंबोत्तर, स्तन અને संयति એ ત્રણ દોષો સાધ્વીને ન હોય, કેમકે એનું શરીર વસ્ત્રાવૃત હોવું ઘટે છે. શ્રાવિકાને માટે આ ત્રણ ઉપરાંત નીચું જોવાની પણ છૂટ હોય છે; તેથી તેને वधू-दोष લાગતો નથી.

मोणेणं—વાણીને મૌનથી સ્થિર કરીને.

કાયોત્સર્ગ દરમિયાન વાણીનો વ્યવહાર કોઈ પણ પ્રકારે કરવાનો નથી.

झाणेणं--મનને ધ્યાનથી સ્થિર કરીને.

વસ્તુનું ચિંતન કરવું તેને સામાન્ય રીતે ધ્યાન કહેવામાં આવે છે, પરંતુ ખાસ અર્થમાં ચિત્તની એકાગ્રતા થવી, તે જ 'ધ્યાન' કહેવાય છે.

'ધ્યાન' શબ્દની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર છઠ્ઠું 'કાયોત્સર્ગ'.

व्युत्सर्जन—કાયાનું મમત્વ સંપૂર્ણ રીતે તજી દેવાની ક્રિયા.

'આ દેહ મારો નથી' તેવી ભાવના-પૂર્વક વર્તવું.

'अप्पाणं कायं वोसिरामि'—'મારી કાયાનું વ્યુત્સર્જન કરું છું' એવો નિર્ણય કરવો, તેને 'વ્યુત્સર્જન' કહે છે. તેને 'છર્દન, વિવેક, ત્યજન, ઉન્મોચના આદિ' અન્ય નામોથી પણ ઓળખવામાં આવે છે. આ ક્રિયા કરતાં અંતરમાં એવી ભાવના હોવી જોઈએ કે :—

"वासी-चंदण-कप्पो, जो मरणे जीविए य सम-सण्णो।
देहे य अपडिबद्धो, काउस्सग्गो हवइ तस्स॥ १४५८॥"
—આ. નિ.

"શરીરને કોઈ વાંસલાથી છેદી નાખે કે તેના પર ચંદનનો શાંતિદાયક લેપ કરે અથવા જીવન ટકે કે જલદી તેનો

અંત આવે છતાં જે દેહ-ભાવનાથી ખરડાય નહિ અને મનને બરાબર સમભાવમાં રાખે તેને જ કાયોત્સર્ગ થાય છે; અર્થાત્ તે જ કાયોત્સર્ગનું વાસ્તવિક સ્વરૂપ છે.”

‘કાયોત્સર્ગ’ના મુખ્ય પ્રકારો બે છે: (૧) ‘ચેષ્ટા’ અને (૨) ‘અભિભવ’. જે ‘કાયોત્સર્ગ’ ગમનાગમન પછી, વિહાર પછી કે દિવસના અંતે, રાત્રિના અંતે, પક્ષના અંતે, ચાતુર્માસના અંતે કે સંવત્સરીના અંતે નિયત પ્રમાણમાં કરવામાં આવે છે, તે ‘ચેષ્ટા-કાયોત્સર્ગ’ કહેવાય છે, અને જે ‘કાયોત્સર્ગ’ તિતિક્ષા-શક્તિ કેળવવા માટે અર્થાત્ પરીષહોનો જય કરવા માટે જંગલ, સ્મશાન, ખંડેરો કે એવાં સ્થળોમાં જઈને કરવામાં આવે છે, તે ‘અભિભવ’ કહેવાય છે. આ પ્રકારના ‘કાયોત્સર્ગ’નો સમય જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી બાર માસનો હોય છે.

આ રીતે ઈરિયાવહી-સૂત્ર પછી કરવામાં આવતો કાયોત્સર્ગ એ ‘ચેષ્ટા-કાયોત્સર્ગ’ છે, જેનો સમય પચીસ શ્વાસોચ્છ્વાસ જેટલો નિયત છે.

## (૬) અર્થ-સંકલના

શ્વાસ લેવાથી, શ્વાસ મૂકવાથી, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા-છૂટ થવાથી, ભ્રમરી આવવાથી, પિત્તને લીધે મૂર્છા આવવાથી, શરીરનું સૂક્ષ્મ રીતે સ્ફુરણ થવાથી, શરીરમાં કફ વગેરેનો

સૂક્ષ્મ રીતે સંચાર થવાથી, સ્થિર રાખેલી દૃષ્ટિ સૂક્ષ્મ રીતે ફરકી જવાથી તથા અગ્નિ-સ્પર્શ, શરીર-છેદન અથવા સન્મુખ થતો પંચેંદ્રિય-વધ, ચોર કે રાજાની દખલગીરી અને સર્પ-દંશ એ કારણો ઉપસ્થિત થવાથી જે કાય-વ્યાપાર થાય, તેનાથી મારો કાયોત્સર્ગ ભાંગે નહિ કે વિરાધિત થાય નહિ એવી સમજ સાથે હું ઊભો રહીને મૌન ધારણ કરું છું તથા ચિત્તને ધ્યાનમાં જોડું છું અને જ્યાં સુધી 'નમો અરિહંતાણં' એ પદ બોલીને કાયોત્સર્ગ પારું નહિ, ત્યાં સુધી મારા શરીરનો સંપૂર્ણ ત્યાગ કરું છું.

## (૭) સૂત્ર-પરિચય

ધર્મનો સાર અધ્યાત્મ છે, અધ્યાત્મનો સાર યોગ છે અને યોગનો સાર 'કાયોત્સર્ગ' છે. પાપના છેદન સારુ, મલના શોધન માટે, શલ્યના ત્યાગ કાજે અને કર્મની નિર્ઘાતના અર્થે તે એક પ્રબલ સાધન મનાય છે. દસ પ્રકારના પ્રાયશ્ચિત્તમાં તેની ખાસ ગણના છે; આભ્યંતર તપમાં તેનું ચોક્કસ સ્થાન છે અને આત્મ-શુદ્ધિ માટે યોજાયેલાં છ આવશ્યકોમાં પણ તે અગત્યનું સ્થાન ધરાવે છે. તેના યથાર્થ ઉપયોગથી ઇંદ્રિયો, કષાયો, રાગ-દ્વેષ તથા મનને જીતી શકાય છે; સમત્વને સાધી શકાય છે; અને પરિણામે સુખ તથા આનંદના અક્ષયધામ-સમા આત્માનો સાક્ષાત્કાર કરી પરમ-સિદ્ધિને પામી શકાય છે. આવી અદ્‌ભુત અને અલૌકિક ક્રિયાનો પરિચય કરાવવો તે પ્રસ્તુત સૂત્રનો હેતુ છે; તેથી તે 'કાયોત્સર્ગસૂત્ર'ના નામે ઓળખાય છે.

કાયોત્સર્ગસૂત્ર મુખ્યત્વે ચાર વિભાગોમાં વહેંચાયેલું છે: "(૧) પ્રતિજ્ઞા, (૨) સ્વરૂપ, (૩) સમય અને (૪) આગાર." આ વિભાગોની મર્યાદામાં આવતી સૂત્રની શબ્દ-રચના નીચે મુજબ છે:—

૧ 'પ્રતિજ્ઞા'—'अप्पाणं कायं वोसिरामि'—મારી કાયાનો હું ત્યાગ કરું છું.

૨ 'સ્વરૂપ'—'ठाणेणं, मोणेणं, झाणेणं'—સ્થાનવડે સ્થિર થઈને, મૌનવડે સ્થિર થઈને, ધ્યાનવડે સ્થિર થઈને.

૩ 'સમય'—'जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि, ताव'—જ્યાં સુધી 'નમો અરિહંતાણં' બોલીને ન પારું ત્યાં સુધી.

૪ 'આગાર'—'अन्नत्थ ऊससिएणं,...हुज्ज मे काउस्सग्गो'—સિવાય કે ઊંચો શ્વાસ વગેરેથી—મારો કાયોત્સર્ગ હોજો.

આ ચારે વિભાગોને વિગતવાર સમજવાથી કાયોત્સર્ગનું સાચું સ્વરૂપ સ્પષ્ટ રીતે અંકિત થશે.

૧ કાયોત્સર્ગની પ્રતિજ્ઞા—'મારી કાયાનો હું ત્યાગ કરું છું.' આ વાક્યનો ખરો અર્થ શું થાય છે તે સમજવાને માટે તેના પ્રત્યેક પદ પર વિચાર કરવો જરૂરી છે. તેમાં

કાયાનો અર્થ તો દેહ, શરીર કે કલેવરના અર્થમાં સ્પષ્ટ છે. પરંતુ 'મારી' અને 'ત્યાગ કરું છું' એ શબ્દો વિશેષ વિચારણા માગે છે. 'મારી એટલે કોની?' અને ત્યાગ એટલે શેનો ત્યાગ? તે સ્પષ્ટ થવાની જરૂર છે.

'મારી' શબ્દ 'હું' પરથી બનેલો છે. તેનું આ પ્રકારનું રૂપાંતર સંબંધ-દર્શક ષષ્ઠી-વિભક્તિથી થયેલું છે. તે કોઈ વાર 'હું'ની સાથે વપરાય છે અને કોઈ વાર સ્વતંત્ર પણ વપરાય છે. જ્યાં તે સ્વતંત્ર રીતે વપરાય છે ત્યાં 'હું' એ અધ્યાહાર ગણાય છે—એટલે 'હું'નો નિર્ણય કરવો આવશ્યક છે.

અનાદિ કાળના અધ્યવસાયથી કાયા અથવા શરીરને જ આપણે 'હું' તરીકે માનીએ છીએ, અને ભાષાનો તથા અન્ય વ્યવહાર પણ તે રીતે જ કરીએ છીએ; પરંતુ વાસ્તવિક રીતે કાયા એ 'હું' નથી. 'હું' તો તેની અંદર વિરાજી રહેલો 'આત્મા' છે. અર્થાત્ 'કાયા' એ 'પર-સ્વરૂપ' છે અને 'આત્મા' એ 'નિજ-સ્વરૂપ' છે. તેથી 'હું' શબ્દનો અર્થ 'આત્મા' છે અને 'મારી' શબ્દનો અર્થ 'આત્માની' છે. અહીં સૂત્રકારે પણ 'अप्पाणं' શબ્દ જ વાપરેલો છે.

આપણી કાયામાં જે કંઈ ચૈતન્ય, સ્ફૂર્તિ, વ્યાપાર કે ક્રિયા દેખાય છે, તે આત્માનો—આત્માની શક્તિનો જ પ્રતાપ છે. એટલે આત્માની હાજરી એ જીવન છે અને આત્માની ગેરહાજરી એ મૃત્યુ, મરણ કે અવસાન છે. 'કાયોત્સર્ગ'ની

ક્રિયા દરમિયાન આત્મા શરીરમાંથી ગેરહાજર રહેતો નથી, પણ મમત્વની કે માલિકપણાની ભાવના છોડે છે, તથા શરીરના લાલન અને પાલનની બાબતમાં ઉદાસીન બને છે; અને તેને જ અહીં ત્યાગ ગણવામાં આવ્યો છે.

આ રીતે 'મારી કાયાનો ત્યાગ કરું છું' એ વાક્યનો અર્થ નીચે મુજબ છે :—

"હું આત્મા મારી પર-સ્વરૂપ કાયાનું માલિકીપણું છોડી દઉં છું, અને તેના લાલન અને પાલનમાં ઉદાસીન-વૃત્તિ ધારણ કરું છું, મતલબ કે જ્યાં સુધી મારો 'કાયોત્સર્ગ'માં રહેવાનો સંકલ્પ ચાલુ છે ત્યાં સુધી, આ પર-સ્વરૂપ કાયાને કોઈ પણ જાતનો ઉપસર્ગ થાય કે પરીષહ આવી પડે તો પણ હું તેને મારી માનીને સામનો કરીશ નહિ, કે તેને બચાવવાની કોશિશમાં પણ પડીશ નહિ. હું મારા નિજ સ્વરૂપમાં જ મગ્ન રહીશ."

દેહને 'હું' માનવો તે 'દેહાધ્યાસ' છે; અને તે દેહાધ્યાસને કેન્દ્ર-સ્થાને રાખીને જે કાંઈ વિચારો કે વર્તન કરવું તે 'બહિર્જીવન' કે 'બહિર્મુખતા' છે. આવું જીવન જ્યાં સુધી ચાલુ હોય છે ત્યાં સુધી આત્માનો વિકાસ સાધી શકાતો નથી, કે ઉચ્ચ જીવન તરફ પ્રગતિ કરી શકાતી નથી. જ્યારે એ 'દેહાધ્યાસ' ટળે છે અને આત્માને 'હું' માનીને તેના જ હિત કે તેના જ અભ્યુદયની ખાતર સઘળી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે ત્યારે તે 'અંતર્જીવન' કે

'અંતર્મુખતા' કહેવાય છે. આવી 'અંતર્મુખતા' જ્યારે પૂરેપૂરી થાય છે ત્યારે 'તદ્રૂપતા' કે 'તન્મયતા' પ્રગટે છે; અને તે 'તન્મયતા' વાળો આત્મા 'પરમાત્મા'ના પવિત્ર નામથી ઓળખાવા લાગે છે; અર્થાત્ વિકાસની તે ક્રિયામાં છેલ્લી સ્થિતિ છે અને તે પ્રાપ્ત કર્યા પછી વિશેષ પ્રયત્ન કરવાની અપેક્ષા રહેતી નથી.

આ રીતે 'દેહાધ્યાસ'નો નાશ એ 'પરમાત્મા' બનવા માટેનું પહેલું પગથિયું છે. મુમુક્ષુએ કોઈ પણ ભોગે તેના પર ચડવું જ જોઈએ. એ પહેલું પગથિયું ચડવા માટે જ 'કાયોત્સર્ગ'ની પ્રતિજ્ઞા છે.

**૨ કાયોત્સર્ગનું સ્વરૂપ :—**'કાયાનો ત્યાગ કરતી વખતે શરીર, વાણી અને મનની સ્થિતિ કેવા પ્રકારની રહેવી જોઈએ?' તેનો સ્પષ્ટ ખુલાસો કરવા માટે અહીં ત્રણ પદો મૂકેલાં છેઃ 'ठाणेणं, मोणेणं, झाणेणं.' 'ठाणेणं' એટલે સ્થાન-વડે સ્થિર થઈને અર્થાત્ કાયોત્સર્ગ કરતી વખતે ઊભા રહેવાનો કે બેસવાનો જે નિર્ણય કર્યો હોય તે પ્રમાણે હું સ્થિરતાથી ઊભો રહીશ, યા સ્થિરતાથી બેસી રહીશ; પણ મારી કાયાનું જરા પણ હલન-ચલન કરીશ નહિ. કાયાની પ્રવૃત્તિ જ્યાં સુધી ચાલુ હોય છે ત્યાં સુધી મનમાં વિક્ષેપ થયા કરે છે, અને મનમાં વિક્ષેપ થવાથી ધ્યાન જામી શકતું નથી; તેથી ધ્યાનાવસ્થા સિદ્ધ કરવા માટે પ્રથમ કાયાને સ્થિર કરવાની છે અને તેથી જ અહીં તેનો નિર્દેશ પ્રથમ કરવામાં આવ્યો છે.

'મોણેણં' એટલે મૌનવડે સ્થિર થઈને; અર્થાત્ 'કાયોત્સર્ગ' દરમિયાન હું કોઈ પણ જાતનો વાણીનો પ્રયોગ કરીશ નહિ. વાણીના પ્રયોગને મન સાથે ગાઢ સંબંધ છે; એટલે મનને સ્થિર કરવા માટે મૌનની પણ આવશ્યકતા છે અને તેથી બીજો નિર્દેશ તેનો કરવામાં આવ્યો છે.

'झाणेणं' એટલે ધ્યાનવડે સ્થિર થઈને; અર્થાત્ 'કાયોત્સર્ગ' દરમિયાન હું મનને જ્યાં ત્યાં ભટકવા દઈશ નહિ કે જે તે વિચારો કરીશ નહિ, પરંતુ તેને એકાગ્ર બનાવીને ધ્યાનમાં જોડી દઈશ. મનઃશુદ્ધિનો મહિમા અધ્યાત્મશાસ્ત્રમાં સારી રીતે જાણીતો છે. શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે:—

"तपस्विनो मनःशुद्धिं, विनाभूतस्य सर्वथा ।
ध्यानं खलु मुधा चक्षुर्विकलस्येव दर्पणः ॥ ४-४४ ॥"

"જેમ આંખો વગરનાને દર્પણ નકામું છે; તેમ મનની શુદ્ધિ વગરના તપસ્વીને ધ્યાન નકામું છે."

"तदवश्यं मनःशुद्धिः कर्तव्या सिद्धिमिच्छता ।
तपः-श्रुत-यम-प्रायैः किमन्यैः काय-दण्डनैः ? ॥ ४-४५ ॥"

"તે માટે મુમુક્ષુએ મનની શુદ્ધિ અવશ્ય કરવી જોઈએ. તે સિવાય તપ, અધ્યયન, વ્રત અને પ્રાયશ્ચિત્ત જેવાં બીજા દેહ-દમન કરનારા અન્ય ઉપાયોથી શું ? અર્થાત્ વ્યર્થ છે."

મનને એકાગ્ર કરવાનું કામ ઘણું મુશ્કેલ છે; તેથી જ તેને

કપિ કે મર્કટ સાથે સરખાવવામાં આવે છે, અને નિરંકુશ ભટકતા મનને રાક્ષસની ઉપમા પણ અપાય છે; પરંતુ તેનો અર્થ એ નથી કે તેને એકાગ્ર યા સ્થિર કરી શકાતું નથી. મનને એકાગ્ર કરવા માટે ચાર જાતનાં 'ધ્યાનો'ને બાર પ્રકારની 'ભાવનાઓ' ઉપયોગી છે.

'ધ્યાન'ના આલંબનનું સ્વરૂપ જણાવતાં શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સાતમા પ્રકાશમાં કહ્યું છે કે:—

" पिण्डस्थं च पदस्थं च, रूपस्थं रूपवर्जितम् ।
चतुर्धा ध्येयमाम्नातं, ध्यानस्यालम्बनं बुधैः ॥ ८ ॥ "

" જ્ઞાનીઓએ 'ધ્યાન'ના આલંબનરૂપ ધ્યેય ચાર પ્રકારનાં કહ્યાં છે: '૧ પિંડસ્થ, ૨ પદસ્થ, ૩ રૂપસ્થ અને ૪ રૂપાતીત. "

તેમાં (૧) 'પિંડસ્થ ધ્યેય'નું 'ધ્યાન' ૧ પાર્થિવી, ૨ આગ્નેયી, ૩ મારુતી, ૪ વારુણી અને ૫ તત્ત્વભૂ નામની પાંચ ધારણાઓ વડે થાય છે. (૨) 'પદસ્થ ધ્યેય'નું 'ધ્યાન' નમસ્કાર મંત્રનાં પદો વડે થાય છે. (૩) 'રૂપસ્થ ધ્યેય'નું ધ્યાન શ્રીઅરિહંત ભગવંતોના સ્વરૂપનું ચિંતન કરવા વડે થાય છે. અને (૪) 'રૂપાતીત ધ્યેય'નું 'ધ્યાન' આકૃતિ-રહિત, જ્ઞાનાનન્દસ્વરૂપ નિરંજન, સિદ્ધ પરમાત્માના ચિંતન વડે કરી શકાય છે.

બાર પ્રકારની 'ભાવના'ઓ નીચે મુજબ છે:—

૧ 'અનિત્ય-ભાવના'—સર્વ પદાર્થોની અનિત્યતા ચિંતવવી.
૨ 'અશરણ-ભાવના'—સંસારમાં પ્રાણીને કોઈનું શરણ નથી, તેવું ચિંતન કરવું.

૩ 'સંસાર-ભાવના'—સંસારમાં જીવનું અનાદિ પરિભ્રમણ તથા તેના અનંત જન્મ, મરણ અને અસ્થિર સંબંધોનું ચિંતન કરવું.

૪ 'એકત્વ-ભાવના'—જન્મ-મરણ, સુખ-દુઃખ સંસારમાં એકલાને જ અનુભવવાં પડે છે, તેમ ચિંતવવું.

૫ 'અન્યત્વ-ભાવના'—આત્માને ધન, બંધુ તથા શરીરથી ભિન્ન ચિંતવવો.

૬ 'અશુચિત્વ-ભાવના'—શરીરનું અપવિત્રપણું ચિંતવવું.

૭ 'આસ્રવ-ભાવના'—કષાય, વિષય, યોગ, પ્રમાદ, અવિરતિ તથા મિથ્યાત્વને અશુભ કર્મના હેતુ તરીકે ચિંતવવા.

૮ 'સંવર-ભાવના'—સંયમનું સ્વરૂપ અને તેના લાભો ચિંતવવા.

૯ 'નિર્જરા-ભાવના'—કર્મની નિર્જરા કરવામાં કારણભૂત તપનો મહિમા ચિંતવવો.

૧૦ 'ધર્મસ્વાખ્યાત-ભાવના'—જિનેશ્વરોએ ધર્મ સારી રીતે કહેલો છે અને તે મહાપ્રભાવિશાળી છે, એમ ચિંતવવું.

૧૧ 'લોક-ભાવના'—ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવવું.

૧૨ 'બોધિ-દુર્લભ-ભાવના'—સમ્યક્ત્વ પામવું દુર્લભ છે, તેથી તેમાં ઉપયોગ રાખવાનું ચિંતન કરવું.

આ ઉપરાંત સર્વજ્ઞ-પ્રણીત સૂત્રનું ચિંતન, તેના અર્થનું ચિંતન અને તે બંનેનું સાથે ચિંતન પણ કરી શકાય છે. ટૂંકમાં આ વખતે વિચારોની શ્રેણિ એવી જાતની હોવી જોઈએ કે જેથી 'દેહાધ્યાસ' ટળે, ઇંદ્રિયોની ચપળતા ઓછી થાય, કષાયની વૃત્તિઓ ક્ષીણ બને અને રાગ તથા દ્વેષનું બળ ખૂબ ખૂબ ઘટી જાય. આપણું શરીર ટેવોના સંગ્રહ-સ્થાન જેવું છે. સમય થયો કે તેને ખાન-પાન જોઈએ છે, સમય થયો કે તેને નિદ્રા જોઈએ છે, સમય થયો કે તેને આરામ જોઈએ છે; બીજી હાજતો પણ જે રીતે કેળવાયેલી હોય તે રીતે—તે તે સમયે આવીને ઊભી રહે છે ના મનની હાલત પણ આવી જ છે. આપણે અમુક જાતના ઘરમાં રહેલા હોઈએ, અમુક જાતનાં વસ્ત્રો વાપર્યાં હોય, અમુક જાતનાં ઘરેણાં વાપર્યાં હોય કે અમુક જાતની વસ્તુઓ ગમી ગઈ હોય, તો તે પ્રકારનું વલણ જ પુનઃ પુનઃ રહ્યા કરે છે. એટલે આત્મ-વિકાસ પ્રત્યે સન્મુખ થવા માટે શરીરની ટેવો તથા મનના વલણને સુધારવાની જરૂર પહેલી છે. આ કામ અભ્યાસ વિના કે સતત પ્રયત્ન કર્યા વિના સિદ્ધ થતું નથી; તેથી તેવો પ્રયત્ન વ્યવસ્થિત રીતે કરવા માટે "સ્થિરતા, મૌન અને એકાગ્રતા"ની જરૂર છે, અને તેથી જ આ યોજના 'કાયોત્સર્ગ' દરમિયાન રાખેલી છે. તાત્પર્ય કે આ ત્રણે ગુણો જીવનમાં બરાબર ઊતરે ને તેથી શરીર તથા મન ઉત્તરોત્તર સુધરતાં જાય, તે જ 'કાયોત્સર્ગ'ની સફળતા છે.

૩ '**કાયોત્સર્ગનો સમય**—કેટલો હોવો જોઈએ?' તે

પ્રશ્ન પણ વિચારણા માંગે છે. ' કાયોત્સર્ગ 'ની ઉત્તમતા ને ઉપકારકપણું જોતાં તેનું આરાધન જેટલો સમય થાય તેટલો સમય કરવું જોઈએ, છતાં આપણું વર્તમાન જીવન મર્યાદિત શક્તિવાળું હોઈ ને તેની મર્યાદા નક્કી કરવામાં આવે છે. આ મર્યાદા ઘડી, યંત્ર કે ઘડિયાળના આધારે નક્કી કરી શકાય નહિ, કારણ કે તેમ કરતાં વારંવાર તેનું ચિંતન કરવું પડે કે તેને માટે ખાસ ધ્યાન રાખવું પડે; તેથી આ ' કાયોત્સર્ગ 'માં શ્વાસોચ્છ્વાસની ગણતરીદ્વારા સમય-મર્યાદા નક્કી કરવામાં આવે છે; જેમકે ૨૫ શ્વાસોચ્છ્વાસ, ૫૦ શ્વાસોચ્છ્વાસ વગેરે. શ્વાસોચ્છ્વાસની ગણતરી માટે આ.નિ.ગા.૧૫૩૮માં જણાવ્યું છે કે :—

" पाय-समा ऊसासा, काल-पमाणेण हुंति नायव्वा ।
एयं काल-पमाणेणं, उस्सग्गेण तु नायव्वं ॥ "

કાલના પ્રમાણ વડે શ્વાસોચ્છ્વાસને શ્લોકના ચતુર્થ ભાગ પ્રમાણે એટલે એક પાદ-સમાન જાણવો. કાલનું આ પ્રમાણ ' કાયોત્સર્ગ 'ને વિષે સમજવાનું છે. "

જૈન રીતિએ કાલ ગણના પ્રમાણે ૭ પ્રાણનો એક સ્તોક, ૭ સ્તોકનો એક લવ અને ૭૭ લવનું એક મુહૂર્ત થાય છે. એટલે ૪૮ મિનિટમાં ૩૭૭૩ પ્રાણ અને એક મિનિટમાં ૭૮$\frac{29}{48}$ પ્રાણ થાય છે. આ સમયમાં લગભગ તેટલાં જ પદો બોલાય છે. દા. ત.—આખા ' લોગસ્સ 'માં ૨૮ પાદો છે, જેની ગણના ૧ મિનિટમાં ૨।। વારથી કંઈક અધિક થાય છે.

'કાયોત્સર્ગ' દરમિયાન જે વિષયો ચિંતવવાના છે, તેમાં અરિહંત અને સિદ્ધ ભગવાનનો પણ સમાવેશ થાય છે કે જેમનું પ્રસિદ્ધ સ્તવન 'નામ-સ્તવ' કે 'લોગસ્સ' છે. આ સ્તવનની પહેલી ગાથા અનુષ્ટુપ્છંદમાં છે અને બાકીની ગાથાઓ ગાથાછંદમાં છે; એટલે તેનું રટણ શ્વાસોચ્છ્વાસની ગણતરી માટે અનુકૂળ માનવામાં આવ્યું છે.

આ ગણતરી કેવી રીતે થાય છે, તે એક દૃષ્ટાંતદ્વારા બરાબર સમજી લઈએ. ધારો કે આપણે ૨૫ શ્વાસોચ્છ્વાસનો 'કાયોત્સર્ગ' કરવો છે, તો તે વખતે ગણના નીચે મુજબ થશે:—

| | | | | |
|---|---|---|---|---|
| પહેલી | ગાથા | અનુષ્ટુપ્છંદ | ૪ | શ્વાસોચ્છ્વાસ |
| બીજી | ,, | ગાથાછંદ | ૪ | ,, |
| ત્રીજી | ,, | ,, | ૪ | ,, |
| ચોથી | ,, | ,, | ૪ | ,, |
| પાંચમી | ,, | ,, | ૪ | ,, |
| છઠ્ઠી | ,, | ,, | ૪ | ,, |
| | | | ૨૪ | |

આ રીતે છઠ્ઠી ગાથા બોલી રહીએ ત્યાં સુધી ૨૪ શ્વાસોચ્છ્વાસ પૂરા થાય છે, એટલે ત્યારપછીનો એક પાદ 'ચંદેસુ નિમ્મલયરા' બોલવામાં આવે છે અને તે બોલાઈ રહે એટલે ૨૫ શ્વાસોચ્છ્વાસ પૂરા થયા ગણાય છે.

છે. આ યોજનામાં તીર્થંકરની સ્તુતિદ્વારા 'ધર્મધ્યાન' પણ થાય છે. અને શ્વાસોચ્છ્વાસની ગણતરી પણ સચવાય છે. એટલે તેનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

૪ કાયોત્સર્ગના આગારઃ—'કાયોત્સર્ગ' દરમિયાન કાયાનો વ્યાપાર સંપૂર્ણ રીતે છોડી દેવાનું શક્ય છે કે કેમ? તે પણ એક પ્રશ્ન છે. દાખલા તરીકે આપણે શ્વાસોચ્છ્વાસ લઈએ છીએ તે પણ એક જાતનો કાય-વ્યાપાર છે; આપણને છીંક કે બગાસું આવી જાય તો તે પણ એક જાતનો કાય-વ્યાપાર છે. આ રીતે બીજી પણ ઘણી ક્રિયાઓ એવી છે કે જેને કાય-વ્યાપાર ગણી શકાય; જેમકે અંગ-સ્ફુરણ, કફ-સંચાર વગેરે. વળી કાય-વ્યાપાર બે પ્રકારનો છેઃ કેટલાક કાય-વ્યાપાર ઇચ્છાને આધીન હોય છે અને કેટલાક કાય-વ્યાપાર ઇચ્છાના પ્રવર્તન સિવાય નૈસર્ગિક રીતે પણ થયા કરે છે. એટલે તે બાબતમાં એવી સ્પષ્ટતા કરવામાં આવી છે કે નીચેના કાય-વ્યાપારો થતા હોય કે થઈ જાય તો તેને કાયોત્સર્ગમાં બાધક સમજવા નહિ:—

૧ ઉચ્છ્વાસ, ૨ નિઃશ્વાસ, ૩ ખાંસી, ૪ છીંક, ૫ બગાસું; ૬ ઓડકાર, ૭ વા-છૂટ, ૮ ભ્રમરી; ૯ પિત્તની મૂર્છા, ૧૦ સૂક્ષ્મ અંગ-સંચાર, ૧૧ સૂક્ષ્મ કફ-સંચાર અને ૧૨ સૂક્ષ્મ દૃષ્ટિ-સંચાર.

જેઓ કર્મ ખપાવવા માટે 'કાયોત્સર્ગ'નો આશ્રય લે છે અને તે માટે સ્મશાનમાં, શૂન્યગૃહમાં કે જંગલોમાં જઈને

પોતાની કાયાનું વ્યુત્સર્જન કરે છે, તેના માટે ઘણી વાર વિચિત્ર અને વિકટ સંયોગો ઉપસ્થિત થાય છે. આ પ્રસંગે જો મૃત્યુને ભેટવાની તૈયારી પૂરેપૂરી ન હોય અથવા ઘણો પ્રયત્ન કરવા છતાં, મન પર તે સંયોગોની અસર થાય તેમ હોય તો કેટલાક અપવાદો રાખી શકાય છે. પરંપરાથી તે અપવાદો ચાર પ્રકારના રખાય છે: જેમ કે અગ્નિ ફેલાતો ફેલાતો આવે તો નિયત કરેલું સ્થાન છોડીને બીજે અનુકૂળ સ્થળે જઈ શકાય. કોઈ શિકારી પ્રાણી સન્મુખ આવી જાય કે અન્ય પંચેન્દ્રિય પ્રાણીનું છેદન-ભેદન તે જ સ્થળે કરવા લાગે તો તે સ્થળ છોડીને બીજે અનુકૂળ સ્થળે જઈ શકાય. કોઈ ચોર કે રાજા આવીને ત્યાં એવા પ્રકારનાં કામો કરવા લાગે કે જેથી સમાધિનો ભંગ થાય તો તેવા પ્રસંગે પણ તે સ્થાન છોડીને જઈ શકાય; અને સર્પ-દંશ થાય કે સર્પ-દંશ થવાની સંભાવના ઊભી થાય તો તે સ્થાન છોડીને જઈ શકાય; અથવા તેવા સંયોગોમાં એકાએક પડી જવાય ને 'કાયોત્સર્ગ' વિધિ-પૂર્વક પારી ન શકાય તો તેથી 'કાયોત્સર્ગ'નો ભંગ ગણાય નહિ. ઘણા મહાપુરુષો આવી છૂટનો જરા પણ લાભ લેતા નથી. દાખલા તરીકે સુકોશલ મુનિ અને અવંતિ-સુકુમાલ. આ બંને મહાપુરુષો જંગલમાં જઈને 'કાયોત્સર્ગ'માં ઊભા રહ્યા હતા. તે વખતે તેમના પર અનુક્રમે વાઘણ અને હડકાયેલી શિયાળણીના હુમલા થયા હતા; પરંતુ તેનાથી તેઓ જરા પણ ડગ્યા ન હતા અને મરણ આવ્યું, છતાં પોતાના ધ્યાનમાં અડગ રહ્યા હતા. એટલે બને ત્યાં સુધી અપવાદની છૂટ ન ભોગવવાની વૃત્તિ રાખવી જોઈએ,

એટલે કે ન છૂટકે જ તેનું સેવન કરવું જોઈએ. આ રીતે ૧૨ નૈસર્ગિક ક્રિયાઓ ને ચાર ઉપસર્ગરૂપ ક્રિયાઓ મળીને ૧૬ બાબતોની છૂટ 'કાયોત્સર્ગ'માં રાખવામાં આવે છે. એટલે તેની ઉપસ્થિતિ થવાથી 'કાયોત્સર્ગ'ને ભગ્ન કે વિરાધિત માનવામાં આવતો નથી. આ 'આગારો' કે અપવાદ સિવાય સર્વ પ્રકારની કાયિક પ્રવૃત્તિઓ છોડી દેવાની હોય છે.

આ રીતે 'કાયોત્સર્ગસૂત્ર'માં 'કાયોત્સર્ગની પ્રતિજ્ઞા,' 'કાયોત્સર્ગનું સ્વરૂપ,' 'કાયોત્સર્ગનો સમય' અને 'કાયોત્સર્ગના આગારો કે અપવાદો' સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યા છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનો પાઠ, આવશ્યકસૂત્રના-કાયોત્સર્ગાધ્યયનમાં 'તસ્સ ઉત્તરીકરણેણં'શબ્દથી શરૂ થતા સૂત્રની અંતર્ગત સળંગ રીતે જોઈ શકાય છે. તેની ભાષા આર્ષપ્રાકૃત છે.

# ८ चउवीसत्थय-सुत्तं

[ चतुर्विंशति-जिन-नामस्तवः ]

'લોગસ્સ'-સૂત્ર



## ( १ ) મૂલપાઠ

[ અનુષ્ટુપ્ ]

लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥

[ ગાથા ]

उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥

सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपुज्जं च ।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥

कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥

एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा ।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥

**कित्तिय-वंदिय-महिया,× जे ए लोगस्स उत्तमा सिद्धा ।**
**आरुग्ग-बोहि-लाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥**
**चंदेसु* निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**
**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

## ( २ ) સંસ્કૃત છાયા

लोकस्य उद्द्योतकरान्, धर्मतीर्थकरान् जिनान् ।
अर्हतः कीर्तयिष्यामि, चतुर्विंशतिम् अपि केवलिनः ॥ १ ॥

ऋषभम् अजितं च वन्दे, सम्भवम् अभिनन्दनं च सुमतिं च ।
पद्मप्रभं सुपार्श्वं, जिनं च चन्द्रप्रभं वन्दे ॥ २ ॥

सुविधिं च पुष्पदन्तं, शीतल-श्रेयांस-वासुपूज्यान् च ।
विमलम् अनन्तं च जिनं, धर्मं शान्तिं च वन्दे ॥ ३ ॥

कुन्थुम् अरं च मल्लिं, वन्दे मुनिसुव्रतं नमिजिनं च ।
वन्दे अरिष्टनेमिं, पार्श्वं तथा वर्द्धमानं च ॥ ४ ॥

एवं मया अभिष्टुताः, विधूत-रजो-मलाः प्रही(क्षी)ण-जरा-मरणाः ।
चतुर्विंशतिर् अपि जिनवराः, तीर्थकराः मे प्रसीदन्तु ॥ ५ ॥

कीर्तित-वन्दित-महिताः, जे एते लोकस्य उत्तमाः सिद्धाः ।
आरोग्य-बोधि-लाभं, समाधिवरमुत्तमं ददतु ॥ ६ ॥

चन्द्रेभ्यो निर्मलतराः, आदित्येभ्यः अधिकं प्रकाशकराः ।
सागरवरगम्भीराः, सिद्धाः सिद्धिं मम(मह्यं) -दिशन्तु ॥ ७ ॥

---

× महआ ( યો. શ્વો. પ્ર. પાઠભેદ )
* चंदेहिं ( પાઠભેદ )

### ( ૩ ) ગુજરાતી છાયા

લોકના ઉદ્દ્યોત કરનારાઓને, ધર્મતીર્થંકરોને જિનોને;
અરિહંતોને સ્તવીશ, ચોવીશને તથા બીજા પણ કેવલીઓને. ૧.
ઋષભ અજિતને અને વંદું છું, સંભવ અભિનંદન તથા
સુમતિને વળી;
પદ્મપ્રભને, સુપાર્શ્વ જિનને, તથા ચંદ્રપ્રભને વંદું છું. ૨.
સુવિધિને તથા પુષ્પદંતને, શીતલ શ્રેયાંસ વાસુપૂજ્યને;
વિમલ અનંત તથા જિનને, ધર્મને તથા શાંતિને વંદું છું. ૩.
કુંથુને અરને તથા મલ્લિને, વંદું છું મુનિસુવ્રતને તથા
નમિજિનને;
વંદું છું અરિષ્ટનેમિને, પાર્શ્વને તથા વર્દ્ધમાનને વળી. ૪.
એવી રીતે અભિસ્તવેલા, વિધૂત-રજો-મલ પ્રક્ષીણ-જરા-મરણ;
ચોવીશે પણ જિનવરો, તીર્થંકરો મુજ પર પ્રસન્ન થાઓ. ૫.
સ્તવ્યા, વંદ્યા, પૂજ્યા, જે ( છે ) લોકોત્તમ સિદ્ધો;
આરોગ્ય બોધિલાભ ને, સમાધિવર-ઉત્તમ આપો. ૬.
ચંદ્રોથી વધારે નિર્મળ, આદિત્યોથી વધારે પ્રકાશકર;
સાગરથી વધારે ગંભીર, સિદ્ધો સિદ્ધિ મને આપો. ૭.

### ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

लोगस्स–लोकस्य—લોકના.

'लोक' શબ્દ અનેક અર્થમાં વપરાય છે, તે વાત પ્રથમ સૂત્રમાં જણાવેલી છે. અહીં 'લોક'-શબ્દથી 'દ્રવ્યલોક'

સમજવાનો છે. 'દ્રવ્યલોક' એટલે દ્રવ્યના સમૂહરૂપ જગત. તે માટે લોકપ્રકાશના બીજા સર્ગમાં કહ્યું છે કે—

"[illegible]न्ति च ।
[illegible] स उच्यते ॥"

"જીવ અને અજીવના સ્વરૂપવાળાં, નિત્ય અને અનિત્યના ગુણવાળાં છ દ્રવ્યો જેમાં સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે, તે દ્રવ્ય-લોક કહેવાય છે."

આ દ્રવ્યલોકને જ સામાન્ય રીતે લોક તરીકે ઓળખવામાં આવે છે. તે માટે શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૮મા અધ્યયનમાં કહ્યું છે કે—

"धम्मो अहम्मो आगासं, कालो पुग्गल-जंतवो ।
एस लोगो त्ति पण्णत्तो, जिणेहिं वरदंसिहिं ॥"

"૧ ધર્મ, ૨ અધર્મ, ૩ આકાશ, ૪ કાળ, ૫ પુદ્ગલ અને ૬ આત્મા, એ છ દ્રવ્યના સમૂહને શ્રેષ્ઠ દર્શનવાળા (સર્વજ્ઞ, સર્વદર્શી) જિનેશ્વરોએ 'લોક' કહ્યો છે."

૧. 'ધર્મ' એટલે સ્વભાવથી ગતિ કરી રહેલા પુદ્ગલ અને આત્માને સહાય કરનારું અદૃશ્ય દ્રવ્ય. પાણીમાં તરી રહેલી માછલીનું ઉદાહરણ વિચારવાથી તે વાત સ્પષ્ટ રીતે સમજાય છે. માછલીમાં તરવાની શક્તિ રહેલી છે, પરંતુ પાણી વિના તે તરી શકતી નથી. તે જ રીતે પુદ્ગલ અને આત્મા ગતિ કરવામાં સમર્થ હોવા છતાં ધર્મરૂપી દ્રવ્ય સિવાય ગતિ કરી શકતા નથી.

૨. ‘ અધર્મ ’ એટલે સ્વભાવથી સ્થિર રહેલા પુદ્ગલ અને આત્માને સહાય કરનારું અદૃશ્ય દ્રવ્ય. સ્થિર થવાની શક્તિવાળા મનુષ્યને સ્થિર થવામાં જે રીતે શય્યા તથા આસન સહાયભૂત થાય છે, તે રીતે આ દ્રવ્ય, પુદ્ગલ તથા આત્માને સ્થિર થવામાં સહાયભૂત થાય છે.

૩. ‘ આકાશ ’ એટલે અવકાશ અથવા પોલાણ. તેનો ગુણ અવગાહન છે. જે રીતે દૂધ સાકરને પોતાની અંદર સમાવી દે છે, તે રીતે આ દ્રવ્ય અન્ય દ્રવ્યોને પોતાની અંદર સમાવી લે છે. આ દ્રવ્ય સ્વરૂપથી એક અને સળંગ છે, છતાં વ્યવહારથી તેના બે ભેદો ગણાય છેઃ ( ૧ ) ‘ લોકાકાશ ’ અને ( ૨ ) ‘ અલોકાકાશ ’. જેટલા ભાગમાં ‘ ધર્મ ’ અને ‘ અધર્મ ’ની સ્થિતિ છે અને તેને લીધે જ્યાં સુધી પુદ્ગલ અને આત્માની ગતિ છે, તેટલા ભાગને લોકવાળું આકાશ અર્થાત્ ‘ લોકાકાશ ’ કહેવાય છે; અને જે ભાગમાં માત્ર આકાશ સિવાય બીજું એક પણ દ્રવ્ય નથી, તે ‘ અલોકાકાશ ’ કહેવાય છે. ‘ આકાશ ’ અનંત છે.

૪. ‘ કાલ ’ એટલે સમય. આ દ્રવ્યને લીધે વસ્તુની વર્તનાનો ખ્યાલ આવી શકે છે; જેમ કે આ વસ્તુ છે અથવા હતી, અથવા હશે. તે જ રીતે પહેલાં અને પછી, આગળ અને પાછળ આદિ બાબતોનો ખ્યાલ પણ તેના વડે જ આવી શકે છે; જેમ કે પહેલાં સુખ હતું, પછી દુઃખ થયું; અથવા પિતા આગળ ગયા અને પુત્ર પાછળ ગયો.

૫. ‘ પુદ્ગલ ’ એટલે પૂરણ અને ગલન સ્વભાવવાળું;

અણુ અને સ્કંધરૂપ વર્ણાદિ—ગુણવાળું દ્રવ્ય. પૂરણ એટલે ભેગા થવું અથવા એક-બીજાની સાથે જોડાવું અને ગલન એટલે છૂટા પડવું. 'વર્ણાદિ-ગુણ'માં 'વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દ'નો સમાવેશ થાય છે.

૬. 'આત્મા' એટલે જીવ અથવા ચૈતન્ય-શક્તિ. (તેના વિશેષ પરિચય માટે જુઓ ઈરિયાવહી સૂત્ર.)

કાલ સિવાયનાં પાંચ દ્રવ્યો 'અસ્તિકાય' કહેવાય છે.

આ છ દ્રવ્યો લોકાકાશમાં સાથે રહેલાં છે, એટલે તેટલા ભાગને 'લોક' કહેવાય છે. તે 'લોક'નો સામાન્ય પરિચય ત્રણ ભાગથી અને વિશેષ પરિચય ચૌદ વિભાગથી થાય છે. ત્રણ ભાગ તે 'ઊર્ધ્વલોક, તિર્યગ્લોક અને અધોલોક' છે, અને ચૌદ વિભાગ તે ચૌદ 'રાજલોક' છે. તેનો પરિચય નીચે મુજબ છે:—

આ 'લોક'નો આકાર કેડે બન્ને હાથ રાખીને ટટ્ટાર ઊભેલા પુરુષ જેવો છે. તેમાં પગથી કેડ સુધીનો ભાગ તે 'અધોલોક' છે. નાભિસ્થાન તે 'તિર્યગ્લોક' છે; અને ઉપરનો ભાગ તે 'ઊર્ધ્વલોક' છે. તે તમામ ઊંચાઈના ચૌદ સરખા ભાગ પાડવા, તે 'ચૌદ રાજ' કહેવાય છે, અને તેવા ચૌદ રાજવાળો જે 'લોક' તે 'ચૌદ રાજલોક' કહેવાય છે. એક રાજનું માપ રજ્જુ-પ્રમાણ છે. આ પ્રમાણ ઘણું મોટું હોવાથી તે યોજનોની સંખ્યા વડે દર્શાવી શકાય તેવું નથી, એટલે તેને ઉપમા વડે દર્શાવવામાં આવ્યું છે. જેમ કે નિમેષ-

માત્રમાં લાખ યોજન જનારો દેવ ૭ માસમાં જેટલું અંતર વટાવે, તે 'રજ્જુ'. અથવા ૩,૮૧,૨૭૯૭૦ મણનો એક ભાર એવા એક હજાર મણ ભારવાળા તપેલા ગોળાને જોરથી ફેંકવામાં આવે અને તે ગતિ કરતો કરતો ૭ માસ, ૭ દિવસ, ૭ પહોર, ૭ ઘડી અને ૭ સમયમાં જેટલું અંતર કાપે તે 'રજ્જુ'. આકાશી પદાર્થોની ગણતરીમાં હાલના વૈજ્ઞાનિકો પણ આવાં ઉપમાનોથી જ તેમની ગણતરી રજૂ કરે છે.

સાત રાજથી કંઈક વધારે ભાગમાં 'અધોલોક' છે, અને સાત રાજથી કંઈક ઓછા ભાગમાં 'ઊર્ધ્વલોક' છે. વચ્ચેના ૧૮૦૦ યોજનનો ભાગ જે નીચેથી રાજનો ક્રમ ગણતાં આઠમા રાજમાં આવે છે, તે 'તિર્યગ્લોક' કહેવાય છે.

ચૌદ રાજલોકમાં ગોઠવાયેલી વસ્તુનો ક્રમ નીચે મુજબ છે:—

સૌથી ઉપર 'સિદ્ધશિલા,' તેની નીચે પાંચ 'અનુત્તર-વિમાનો,' તેની નીચે નવ 'ગ્રૈવેયક,' તેની નીચે બાર 'દેવ-લોકો,' તેની નીચે 'જ્યોતિષ્-ચક્ર' ચંદ્ર-સૂર્યાદિ અને તેની નીચે 'મનુષ્યલોક'. આટલાં સ્થાનો સાત રાજલોકમાં સમાયેલાં છે. તેની નીચે અનુક્રમે 'વ્યંતર,' 'વાણવ્યંતર' અને 'ભુવનપતિ' દેવોનાં નિવાસ-સ્થાન છે અને તેની નીચે 'ઘર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, મઘા અને માઘવતી' નામના વિભાગો છે, જેમાં અનુક્રમે સાત નરકો સમાયેલી છે.

'ઘર્મા'માં પહેલી નરક છે અને 'માઘવતી'માં સાતમી નરક છે. *

આ રીતે 'લોક' શબ્દ ષડ્દ્રવ્ય, પંચાસ્તિકાય કે ચૌદ રાજલોકનો પ્રદર્શક છે.

उज्जोअगरे–उद्द्योतकरान्—પ્રકાશ કરનારાઓને.

ઉદ્દ્યોતને કરનારા તે ઉદ્દ્યોતકર, તેઓને. 'ઉદ્દ્યોત' એટલે તેજ, પ્રભા કે પ્રકાશ. ઉદ્ ઉપસર્ગ સાથે 'द्युति दीप्तौ' ધાતુથી આ શબ્દ સિદ્ધ થયો છે. તે ધાતુનો વિશેષ અર્થ દર્શાવવું અથવા સ્પષ્ટ કરવું એવો પણ થાય છે. કોઈ પણ વસ્તુનું સ્વરૂપ પ્રકાશવું, તેને પણ 'ઉદ્દ્યોત' કર્યો કહેવાય.

धम्म-तित्थयरे–धर्म-तीर्थकरान्—ધર્મ-તીર્થકરોને, ધર્મ-તીર્થંકરોને, ધર્મરૂપી તીર્થ કરનારાઓને.

'**ધર્મ**'નો સામાન્ય અર્થ નીતિ, સદાચાર, શ્રદ્ધા,

---

* વૈદિક સંપ્રદાયમાં પણ લોકના સામાન્ય રીતે ત્રણ ભાગો અને વિશેષ રીતે ચૌદ વિભાગો કલ્પવામાં આવ્યા છે. ત્રણ ભાગો તે 'સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ' છે; તથા ચૌદ વિભાગો ઉપરથી નીચે ગણતાં નીચે મુજબ છે :—

૭મું સ્વર્ગ—'સત્યલોક અથવા બ્રહ્મલોક'. ૬ઠ્ઠું—'તપર્લોક'. ૫મું—'જનલોક'. ૪થું—'મહર્લોક'. ૩જું—'સ્વર્લોક'. ૨જું—'ભુવર્લોક'. અને ૧લું—'ભૂર્લોક'. પછી પૃથ્વી. તેની નીચેનું ૧લું તલ—'અતલ'. ૨જું—'વિતલ'. ૩જું—'સુતલ'. ૪થું—'રસાતલ'. ૫મું—'તલાતલ'. ૬ઠ્ઠું—'મહાતલ'. ૭મું—'પાતાલ'.

માન્યતા, શાસ્ત્રોક્ત વિધિ-નિષેધ, આચાર, પુણ્ય, દાન, ફરજ, કર્તવ્ય, ચાર પૈકીનો એક પુરુષાર્થ, ગુણ, લક્ષણ કે સ્વભાવ થાય છે.

જૈન-સાહિત્યમાં 'ધર્મ' શબ્દ ધર્માસ્તિકાય, કુશલાનુષ્ઠાન, સંસારોદ્ધાર, આત્મ-દર્શન, આત્મવિકાસ, ચારિત્ર્ય-પાલન, સમ્યગ્દર્શનરૂપી આત્મપરિણામ, પુણ્ય, સુકૃત, મહાવ્રત, અણુવ્રત, દુર્ગતિમાં પડતા પ્રાણીઓને બચાવનાર, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ગુણ-સમૂહ આદિ અનેક અર્થમાં વપરાય છે. તેની વ્યાખ્યા નીચે મુજબ કરવામાં આવે છે:—

" दुर्गति-प्रसृतान् जन्तून्, यस्माद् धारयते पुनः ।
धत्ते चैतान् शुभे स्थाने, तस्माद् धर्म इति स्मृतः ॥ "

" દુર્ગતિ તરફ જઈ રહેલા જીવોનો ઉદ્ધાર કરીને તેમને પુનઃ શુભ સ્થાને સ્થાપે છે, તેથી તે 'ધર્મ' કહેવાય છે. "

'**તીર્થ**'-શબ્દ પવિત્ર સ્થાન, પવિત્ર ક્ષેત્ર કે પવિત્ર ભૂમિના અર્થમાં વપરાય છેઃ જેમ કે—સિદ્ધક્ષેત્ર, સંમેત-શિખર, પાવાપુરી વગેરે. પરંતુ 'તીર્થ' શબ્દનો મૂળ અર્થ નદીનો ઘાટ કે સમુદ્રમાં ઉતરાણ માટેની સરલ જગા છે. તેની વ્યુત્પત્તિ 'तीर्यतेऽनेनेति तीर्थम्'—જેના વડે તરાય, તે 'तीर्थ' એ રીતે કરવામાં આવે છે. હવે તરવાની ક્રિયા બે પ્રકારે થાય છેઃ એક તો જલાશયોમાં રહેલા પાણીમાં તરવાની ક્રિયા અને બીજી સંસારરૂપી સાગરમાંથી તરવાની ક્રિયા. આ બે ક્રિયાઓ પૈકી પહેલી ક્રિયા જે સ્થાનમાં, જેનાથી અથવા જે વડે થાય

છે, તેને 'દ્રવ્યતીર્થ' કહેવામાં આવે છે અને બીજી ક્રિયા જેના આશ્રયથી, જેના વડે અથવા જે સાધનથી થાય છે, તેને 'ભાવતીર્થ' કહેવામાં આવે છે.

ધર્મ એ જ તીર્થ કે ધર્મ જેમાં પ્રધાન છે તેવું તીર્થ, તે 'ધર્મતીર્થ'. "धर्म एव धर्मप्रधानं वा तीर्थं धर्म-तीर्थम्" (લ. વિ.) આવું ધર્મ-તીર્થ પ્રવર્તાવનારા, તે 'ધર્મ-તીર્થકર' કે 'ધર્મ-તીર્થંકર' કહેવાય છે. તેવા ધર્મ-તીર્થંકરોને.

जिणे–जिनान्—જિનોને.

'**જિન**' એટલે જિતનાર-રાગ, દ્વેષ, મોહ આદિ અંતરંગ શત્રુઓને જિતનાર. "जयति राग-द्वेष-मोहरूपान्तरङ्गान् रिपूनिति जिनः।" અથવા "राग-द्वेष-कषायेन्द्रिय-परीषहोपसर्गाष्ट-प्रकारकर्मजेतृत्वात् जिनः।" રાગ, દ્વેષ, કષાય, ઇન્દ્રિય, પરીષહ, ઉપસર્ગ અને આઠ કર્મને જે જિતે, તે 'જિન' કહેવાય છે. આ શબ્દ અવધિ-જ્ઞાનવાળા, કેવલ-જ્ઞાનવાળા, જિનકલ્પી આચારવાળા, ચૌદપૂર્વનું જ્ઞાન ધરાવનારા તથા તીર્થંકરોને યથાર્થ રીતે સંબોધવા માટે વપરાય છે.

अरिहंते–अर्हतः—અર્હંતોને.

[વિશેષ પરિચય માટે જુઓ સૂત્ર નં. ૧.]

कित्तइस्सं–कीर्तयिष्यामि—કીર્તન કરીશ, સ્તવન કરીશ, તેમનાં નામો વડે હું સ્તુતિ કરીશ.

" 'कीर्तयिष्यामि' इति स्वनामभिः स्तोष्य इत्यर्थः।" (આ. ટી.)

चउवीसं-चतुर्विंशतिम्—ચોવીશને.

पि-अपि—તથા બીજાઓને પણ.

'अपिशब्दादन्यानपि (યો. સ્વો. વૃ. પ્ર. ૩). અપિ-શબ્દથી અન્યોને પણ સમજવાના છે. શ્રીભદ્રબાહુસ્વામીએ તે સંબંધી નિર્યુક્તિમાં નીચે મુજબ જણાવ્યું છે:—

" चउवीसं ति य संखा, उसभाईआ उ भण्णमाणा उ।
अवि-सद्दग्गहणा पुण, एरव[य]-महाविदेहेसुं ॥ १०७८ ॥ "

" 'ચઉવીસ' સંખ્યાથી ઋષભાદિ ૨૪ તીર્થંકરો સમજવા અને 'अपि' શબ્દથી ઐરવત તથા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા અન્ય તીર્થંકરોને ગ્રહણ કરવા."

केवली-केवलिन:—કેવળ પામનારને, પૂર્ણતાની પ્રાપ્તિ કરનારને.

"केवलं येषां विद्यते इति केवलिनः"—જેનામાં કેવલ હોય, તે કેવલી કહેવાય છે. અહીં 'કેવલ'-શબ્દથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણેની પૂર્ણતા સમજવાની છે.

उसभं-ऋषभम्—ઋષભને, શ્રીઋષભદેવ નામના પ્રથમ તીર્થંકરને.

"ऋषति गच्छति परमपदामिति ऋषभः"—જે પરમપદ પ્રત્યે

ગમન કરે છે, તે ઋષભ. "वृपभ इत्यपि, वर्पति सिञ्चति देशना-जलेन दुःखाग्नि-दग्धं जगत् इत्यस्यान्वर्थः।" એનો વિકલ્પ વૃષભ છે. વૃષભ એટલે દુઃખથી દાઝેલી દુનિયા ઉપર દેશના-જલનું વર્ષણ કરનાર કે સિંચન કરનાર. આ શબ્દનો વિશેષ અર્થ બે રીતે ઘટી શકે છે. જેમના બંને સાથળોમાં વૃષભ એટલે બળદનું ચિહ્ન છે તે વૃષભ; અથવા જેમની માતાને ચૌદ સ્વપ્ન-પ્રસંગે પ્રથમ સ્વપ્ન વૃષભનું આવ્યું હતું, તેવી વિશેષતા-વાળા, તે 'વૃષભ'. તેઓ આદિદેવ, યુગાદિદેવ કે આદિનાથના નામથી પણ ઓળખાય છે. હિંદુધર્મમાં તેમને વિષ્ણુના એક અવતાર તરીકે ઓળખવામાં આવે છે. ચોવીસ અવતારોમાં તેમની ગણના દસમી છે. ઋગ્વેદ, અથર્વવેદ, મનુસ્મૃતિ, ભાગવત તથા શિવપુરાણ, નાગપુરાણ, સ્કંદપુરાણ આદિ તેમના ધર્મગ્રંથોમાં તે સંબંધી સ્પષ્ટ ઉલ્લેખો નજરે પડે છે.

શ્રીઋષભદેવ આ અવસર્પિણીકાલના પ્રથમ તીર્થંકર ગણાય છે.

अजिअं-अजितम्—અજિતને. શ્રીઅજિતનાથ નામના બીજા તીર્થંકરને.

च-च—અને.

वंदे-वन्दे—વંદું છું.

संभवं-सम्भवम्—સંભવને. શ્રીસંભવનાથ નામના ત્રીજા તીર્થંકરને.

अभिणंदणं-अभिनन्दनम्—અભિનંદનને. શ્રીઅભિનંદન નામના ચોથા તીર્થંકરને.

सुमइं-सुमतिम्—સુમતિને. શ્રીસુમતિનાથ નામના પાંચમા તીર્થંકરને.

पउमप्पहं-पद्मप्रभम्—પદ્મપ્રભને. શ્રીપદ્મપ્રભ નામના છઠ્ઠા તીર્થંકરને.

सुपासं-सुपार्श्वम्—સુપાર્શ્વને. શ્રીસુપાર્શ્વનાથ નામના સાતમા તીર્થંકરને.

चंदप्पहं-चन्द्रप्रभम्—ચંદ્રપ્રભને. શ્રીચંદ્રપ્રભ નામના આઠમા તીર્થંકરને.

सुविहिं-सुविधिम्—સુવિધિને. શ્રીસુવિધિનાથ નામના નવમા તીર્થંકરને.

पुप्फदंतं-पुष्पदन्तम्—પુષ્પદંતને. શ્રીસુવિધિનાથનું આ બીજું નામ છે.

सीअल-सिज्जंस-वासुपुज्जं—शीतल-श्रेयांस-वासुपूज्यान्—શીતલને, શ્રેયાંસને તથા વાસુપૂજ્યને. શ્રીશીતલનાથ નામના દસમા તીર્થંકરને, શ્રીશ્રેયાંસનાથ નામના અગિયારમા તીર્થંકરને તથા વાસુપૂજ્ય નામના બારમા તીર્થંકરને.

विमलं-विमलम्—વિમલને. શ્રીવિમલનાથ નામના તેરમા તીર્થંકરને.

अणंतं-अनन्तम्—અનંતને. શ્રીઅનંતનાથ નામના ચૌદમા તીર્થંકરને.

धम्मं-धर्मम्—ધર્મને. શ્રીધર્મનાથ નામના પંદરમા તીર્થંકરને.

संतिं-शान्तिम्—શાંતિને. શ્રીશાંતિનાથ નામના સોળમા તીર્થંકરને.

वंदामि-वन्दे—વંદું છું.

कुंथुं-कुन्थुम्—કુંથુને. શ્રીકુંથુનાથ નામના સત્તરમા તીર્થંકરને.

अरं-अरम्—અરને. શ્રીઅરનાથ નામના અઢારમા તીર્થંકરને.

मल्लिं-मल्लिम्—મલ્લિને. શ્રીમલ્લિનાથ નામના ઓગણીસમા તીર્થંકરને.

मुणिसुव्वयं-मुनिसुव्रतम्—મુનિસુવ્રતને. શ્રીમુનિસુવ્રત-સ્વામી નામના વીસમા તીર્થંકરને.

नमिजिणं-नमिजिनम्—નમિજિનને. શ્રીનમિનાથ નામના એકવીસમા તીર્થંકરને.

रिट्ठनेमिं-अरिष्टनेमिम्—અરિષ્ટનેમિને. શ્રીઅરિષ્ટનેમિ અથવા નેમિનાથ નામના બાવીસમા તીર્થંકરને.

पासं-पार्श्वम्—પાર્શ્વને. શ્રીપાર્શ્વનાથ નામના ત્રેવીસમા તીર્થંકરને.

तह-तथा—તથા.

वद्धमाणं-वर्द्धमानम्—વર્ધમાનને. શ્રીવર્ધમાનસ્વામી અથવા મહાવીરસ્વામી નામના ચોવીસમા તીર્થંકરને.

एवं-एवम्—એ પ્રકારે.

मए-मया—મારા વડે.

अभिथुआ-अभिष्टुता:—નામપૂર્વક સ્તવાયા.

"अभिष्टुताः आभिमुख्येन स्तुताः स्वनामाभिः कीर्त्तिता इत्यर्थः" (યો. સ્વો. પ્ર. ૩).

विहुय-रय-मला—विधूत-रजो-मला:—રજ અને મલરૂપી કર્મને દૂર કરનારા.

"विधूते प्रकम्पिते अनेकार्थत्वादपनीते वा रजो-मले यैस्ते विधूत-रजो-मलाः"–વિધૂત એટલે પ્રકમ્પિત, ખંખેરાયેલા અર્થાત્ દૂર કરાયેલા, અને रजश्च मलं च रजो-मले—રજસ્ તથા મલ તે રજો-મલ. અર્થાત્ દૂર કરેલા છે રજસ્ અને મલ જેમણે તેવા; રજ અને મલને દૂર કરનારા. 'રજઃ' એટલે બંધાતાં કર્મ અને 'મલ' એટલે પૂર્વે બંધાયેલાં કર્મ; અથવા 'રજ' એટલે બદ્ધ-કર્મ અને 'મલ' એટલે નિકાચિત-કર્મ. બંધની દૃષ્ટિએ કર્મ ચાર પ્રકારનાં છેઃ 'સ્પૃષ્ટ-કર્મ' એટલે માત્ર અડકીને રહેલાં કર્મ. 'બદ્ધ-કર્મ' એટલે જોડાયેલાં કર્મ. 'નિધત્ત-કર્મ' એટલે ગાઢ રીતે જોડાયેલાં કર્મ અને 'નિકાચિત-કર્મ' એટલે તાદાત્મ્યભાવ પામેલાં કર્મ. મતલબ

કે જેમણે સામાન્ય પ્રકારે અને વિશેષ પ્રકારે બંધાયેલાં કર્મો દૂર કર્યાં છે તેવા.

पहीण-जरा-मरणा—प्रही(क्षी)ण-जरा-मरणाः—જરા અને મરણથી મુક્ત થયેલા.

प्रक्षीण—વિશેષ રીતે ક્ષીણ થયેલાં, નાશ પામેલાં.

जरा—વૃદ્ધત્વ, વૃદ્ધાવસ્થા, બુઢાપો, વય-હાનિ, શરીરની ક્ષીણતા.

" जरणं जरा वयोहानिः शरीरदुःखस्वरूपा वा ".

मरण-મૃત્યુ, અવસાન.

જેઓને હવે વૃદ્ધાવસ્થા આવવાની નથી કે મરણનો અનુભવ કરવાનો નથી, અર્થાત્ નવો ભવ કરવાનો નથી, તે प्रक्षीण-जरा-मरणाः કહેવાય છે.

चउवीसं पि-चतुर्विंशतिरपि—અર્થ ઉપર મુજબ.

जिणवरा-जिनवराः—જિનવરો.

જિનોમાં જેઓ 'વર' એટલે શ્રેષ્ઠ છે, તે જિનવરો.

तित्थयरा-तीर्थकराः—તીર્થંકરો.

मे-मे—મારા ઉપર.

पसीयंतु-प्रसीदन्तु—પ્રસાદવાળા થાઓ.

'प्रसादपरा भवन्तु' (યો. સ્વો. વૃ. પ્ર. ૩) પ્રસાદ એટલે

મહેરબાની, પ્રસન્નતા, આશિષ કે કૃપા. તેને કરવામાં જે તત્પર હોય તે પ્રસાદપર કહેવાય. તેવા ગુણવાળા તે પ્રસાદપરા. भवन्तु એટલે થાઓ. અર્થાત્ મહેરબાની રાખો, પ્રસન્ન થાઓ, આશિષ આપો કે કૃપા કરો.

कित्तिअ-वंदिअ-महिआ—कीर्तित-वन्दित-महिताः—સ્તવાયેલા, વંદાયેલા ને પૂજાયેલા.

'कीर्तिताः स्वनामभिः प्रोक्ताः' 'કીર્તિત' એટલે નામપૂર્વક સ્તવાયેલ. 'वन्दितास्त्रिविधयोगेन सम्यक् स्तुताः' 'વન્દિત' એટલે મન, વચન અને કાયાથી સમ્યક્ પ્રકારે સ્તવાયેલા. 'महिताः पुष्पादिभिः पूजिताः।' 'મહિત' એટલે પુષ્પાદિ વડે પૂજાયેલા.

जे ए-ये एते—જે, એ.

लोगस्स-लोकस्य—લોકને વિષે.

उत्तमा-उत्तमाः—ઉત્તમ.

सिद्धा-सिद्धाः—સિદ્ધ થયેલા, કૃતકૃત્ય થયેલા.

आरुग्ग-बोहि-लाभं—आरोग्य-बोधि-लाभम्—આરોગ્ય તથા બોધિ-લાભને.

अरोगस्य भाव आरोग्यम्—રોગ ન હોય તેવી સ્થિતિ, તે 'આરોગ્ય'. તેને નીરોગીપણું પણ કહે છે. 'बोधनं बोधिः' બોધ થવો, તે 'બોધિ'. આ બોધ સામાન્ય પ્રકારનો નહિ, પણ પરમાર્થનો સમજવાનો છે. એટલે પરમાર્થનો બોધ, તે

જ 'બોધિ' કહેવાય છે. ઠાણાંગસૂત્રમાં તેના ત્રણ પ્રકારો બતાવેલા છેઃ—"तिविहा बोही पण्णत्ता । तं जहा—णाण-बोही चेव, दंसण-बोही चेव, चरित्त-बोही चेव।" "બોધિ ત્રણ પ્રકારની છેઃ તે 'જ્ઞાન-બોધિ, દર્શન-બોધિ અને ચારિત્ર-બોધિ.'"

समाहिवरं–समाधिवरम्—પ્રધાન સમાધિ, ભાવ-સમાધિ.

'समाधानं समाधिः'—સમાધાન એટલે સમાધિ; અર્થાત્ શાંતિ, નિરાંત, તૃપ્તિ કે સંતોષ. તે બે પ્રકારે પ્રાપ્ત થાય છેઃ દ્રવ્યથી અને ભાવથી. તેમાં જેના વડે સ્વાસ્થ્ય સારું થાય, તે 'દ્રવ્ય-સમાધિ' અને ચારિત્ર સુધરે, તે 'ભાવ-સમાધિ' ગણાય છે. ભાવ-સમાધિ શ્રેષ્ઠ હોવાથી તેને જ 'વર સમાધિ' કહેવામાં આવે છે.

उत्तमं–उत्तमम्—સર્વોત્કૃષ્ટ.

दिंतु–ददतु—આપો.

चंदेसु–चन्द्रेभ्यः—ચંદ્રોથી.

અહીં પંચમીના અર્થમાં સપ્તમી વપરાયેલી છે.

निम्मलयरा–निर्मलतराः—વધારે નિર્મલ, વધારે સ્વચ્છ.

'निर्गतं मलं यस्माद् निर्मलम्'—જેમાંથી મલ નીકળી ગયો છે, તે નિર્મલ. જ્યારે મલ સારા પ્રમાણમાં નીકળી ગયો હોય ત્યારે, તે નિર્મલતર કહેવાય છે.

आइच्चेसु–आदित्येभ्यः—આદિત્યોથી–સૂર્યોથી.

સૂર્યને આદિત્ય કહેવાનું કારણ શ્રીભગવતીસૂત્રના બારમા શતકના છઠ્ઠા ઉદ્દેશમાં નીચે મુજબ જણાવ્યું છે :—

"से केणट्ठेणं भंते! एवं वुच्चइ-'सूरे आइच्चे?' 'सूरे आइच्चे?', गोयमा! सूरादिया णं समयाइ वा आवलियाइ वा जाव उस्सप्पिणीइ वा अवसप्पिणीइ वा, से तेणट्ठेणं जाव आइच्चे।"

"હે ભગવન્! શા હેતુથી સૂર્યને આદિત્ય (આદિમાં થયેલો) એમ કહેવાય છે? હે ગૌતમ! સમયો, આવલિકાઓ, યાવત્ ઉત્સર્પિણીઓનું અને અવસર્પિણીઓનું આદિભૂત કારણ સૂર્ય છે, માટે આદિત્ય—આદિમાં થનાર કહેવાય છે. અર્થાત્ અહોરાત્રાદિક કાલના સમય, આવલિકા અને મુહૂર્તાદિ-ભેદો સૂર્યની અપેક્ષાએ થાય છે. આમ અહોરાત્રાદિ કાલનું આદિ-કારણ હોવાથી, તે આદિત્ય કહેવાય છે."

अहियं-अधिकम्—અધિક, વધારે.

पयासयरा - प्रकाशकरा :— પ્રકાશ કરનારા, અજવાળું કરનારા.

सागर-वर-गंभीरा—सागर-वर-गम्भीराः—શ્રેષ્ઠ સાગર કરતાં પણ વધારે ગંભીર.

'सागरवरः स्वयम्भूरमणाख्यः समुद्रः'—'સાગરવર' એટલે સ્વયંભૂરમણ નામનો સમુદ્ર. તેના પરથી ગમે તેવાં વાવાઝોડાં પસાર થઈ જાય કે તેના પર ગમે તેટલો વરસાદ વરસે તો-પણ તેની સ્થિતિમાં કાંઈ ફરક પડતો નથી; વળી પાણીવડે

અગાધ હોવાથી પણ તે મહાગંભીર ગણાય છે. તેના કરતાં પણ વધારે ગંભીર અર્થાત્ કોઈ પણ સ્થિતિમાં પોતાનો સમભાવ ન ગુમાવનારા અને જ્ઞાનરૂપી જલથી અત્યંત ગંભીર.

सिद्धा–सिद्धाः—સિદ્ધો.

सिद्धिं–सिद्धिम्—સિદ્ધિ, મોક્ષ-સુખ કે પરમપદની પ્રાપ્તિ, તેને.

मम-मम—મને.

दिसन्तु-दिशन्तु—આપો.

## ( ૫ ) અર્થ-નિર્ણય

चउवीसत्थय-सुत्तं—ચતુર્વિંશતિ-સ્તવસૂત્ર. ચોવીસ તીર્થંકરોનાં સ્તવનનું સૂત્ર. ષડાવશ્યક પૈકી બીજા આવશ્યકનું નામ.

ચતુર્વિંશતિ એટલે ચોવીસ અને સ્તવ એટલે સ્તવન. જે સ્તવનમાં ચોવીસ તીર્થંકરોના ગુણોનું કીર્તન કરવામાં આવ્યું છે, તે 'ચતુર્વિંશતિસ્તવ'. સ્તુતિ અને સ્તવન એ બંને એક જ પ્રકારની પદ્ય-રચનાઓ છે, અર્થાત્ તે બધી રચનાઓ તીર્થંકરોના ગુણો ગાવા માટે જ થાય છે, પરંતુ શ્લોકના પ્રમાણ પરથી તે જુદા જુદા નામથી ઓળખાય છે. એક શ્લોક-પ્રમાણ પદ્ય-રચના, તે 'સ્તુતિ' કહેવાય છે અને ઘણા શ્લોક-પ્રમાણ પદ્ય-રચના, તે 'સ્તવ,' 'સ્તવન' કે 'સ્તોત્ર'

કહેવાય છે.* આ સ્તવમાં ચોવીસ તીર્થંકરોનું નામપૂર્વક સ્તવન થયેલું હોવાથી, તે ‘ ચતુર્વિંશતિ-જિન-સ્તવ ’ કે ‘ નામ-સ્તવ ’ પણ કહેવાય છે. કેટલાક તેને ‘ ઉક્કિત્તણં ’ નામ પણ આપે છે, કારણ કે તેમાં નામપૂર્વક ગુણોનું ઉત્કીર્તન થયેલું છે.

લોક—સર્વ વસ્તુઓ.

આપણી આંખોવડે જે કાંઈ જોઈ શકાય છે તથા પ્રમાણ-વડે જે કાંઈ સિદ્ધ થઈ શકે છે તે સઘળી વસ્તુઓના સમૂહને દુનિયા, જગત, બ્રહ્માંડ કે વિશ્વ નામથી ઓળખવામાં આવે છે. તે માટેનો જૈન પારિભાષિક શબ્દ ‘ લોક ’ છે. અર્થાત્ ‘ લોક ’-શબ્દવડે વિશ્વની સર્વ વસ્તુઓનું સૂચન થાય છે. તેનું વિશેષ સ્પષ્ટીકરણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચાર રીતે વિચાર કરવાથી થાય છે. જેમકે દ્રવ્યથી છ દ્રવ્યોનો સમૂહ, તે ‘ લોક ’ છે. ક્ષેત્રથી ચૌદ રાજલોક જેટલો વિસ્તાર, તે ‘ લોક ’ છે. કાલથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનના આધારે જે કાંઈ જણાય છે, તે સઘળો ‘ લોક ’ છે, અને ભાવથી જે કાંઈ ગુણ અને પર્યાયો છે, તે સઘળાનું નામ ‘ લોક ’ છે. એટલે સર્વ વસ્તુઓથી ચૌદ રાજલોકમાં વ્યાપી રહેલા છ દ્રવ્યોના ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના તમામ ગુણો અને પર્યાયો સમજવાના છે.

---

* શ્રીહરિભદ્રસૂરિના ચોથા પંચાશકની ત્રીજી ગાથાની વ્યાખ્યામાં શ્રીઅભયદેવસૂરિએ સૂચવ્યું છે કે—

‘ स्तुतिश्चैकश्लोकप्रमाणा, स्तोत्रं तु बहुश्लोकमानम् । ’

उद्‌द्योतकर—પ્રકાશ કરનાર, પ્રકટ કરનાર, યથાર્થ રીતે સમજાવનાર.

'ઉદ્દ્યોત' શબ્દથી પ્રકાશનું સૂચન થાય છે. આ પ્રકાશ બે પ્રકારનો છે : (૧) 'પુદ્ગલ-પરિણામી અને (૨) આત્મ-પરિણામી.' 'પુદ્ગલ-પરિણામી' એટલે પુદ્ગલના પર્યાયો અથવા રૂપાંતરો વડે ઉત્પન્ન થતો પ્રકાશ, જેવો કે—સૂર્યનો તડકો, ચંદ્રનું અજવાળું, વીજળીની રોશની, અગ્નિનો ઉજાસ અને રત્નની પ્રભા. પ્રકાશના આ સર્વ પ્રકારો જડ છે અને તે જડ અંધકારનો જ નાશ કરે છે.

શ્રીઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનમાં જણાવ્યું છે કે:—

> "सद्दंधयार उज्जोओ, पहा छायाऽऽतवे इ वा ।
> वण्ण-रस-गंध-फासा, पुग्गलाणं तु लक्खणं ॥ १२ ॥"

"'શબ્દ, અંધકાર, પ્રકાશ, કાંતિ, છાયા, આતપ, વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ' એ બધાં પુદ્ગલોનાં લક્ષણ છે." 'આત્મ-પરિણામી' એટલે આત્માનો ગુણ પ્રકટ થવાથી ઉત્પન્ન થતો પ્રકાશ. તેને સામાન્ય રીતે 'જ્ઞાન'ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. 'મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ' એ પાંચ તેના સ્વરૂપ-દર્શક વિભાગો છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કે ક્ષયોપશમ થવાથી જ્ઞાનનો પ્રકાશ થાય છે. કર્મ જ્યારે પૂરેપૂરું નાશ પામે છે, ત્યારે આત્માનો તે જ્ઞાનરૂપી ગુણ સોળે કળાએ ખીલી ઊઠે છે. આ જ્ઞાન શ્રી-અરિહંત દેવોને પ્રકટ થયેલું હોય છે, અને તેથી જ તેઓ

સર્વ વસ્તુના સર્વ ભાવ યથાર્થ રીતે સમજાવી શકે છે. તેથી 'લોગસ્સ ઉજ્જોઅગરે' એ બે પદોનો અર્થ ચૌદ રાજલોકમાં વ્યાપી રહેલાં છ દ્રવ્યોના ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાલીન સર્વે ગુણો અને સર્વે પર્યાયોને પ્રત્યક્ષ જોઈ તથા જાણીને સમજાવનારના અર્થમાં સિદ્ધ થાય છે.

છ દ્રવ્યમાં અલોકાકાશ પણ આવી જાય છે.

ધમ્મ-તિત્થયરે—ધર્મરૂપી તીર્થનું પ્રવર્તન કરનારાઓને.

નદીઓ પર ઘાટ બંધાવવા, અમુક સ્થળે ચોતરા ચણાવવા કે અમુક વૃક્ષનું રોપણ કરવું વગેરે લૌકિક દૃષ્ટિએ તીર્થનું પ્રવર્તન કહેવાય છે; પરંતુ લોકોત્તર-દૃષ્ટિએ તીર્થનું પ્રવર્તન તેને જ કહેવામાં આવે છે કે જેના આલંબનવડે લાખો અને કરોડો નર-નારીઓ ભયંકર ભવ-સાગરનો પૂરેપૂરો પાર પામે. આવું તીર્થ તે 'શ્રુત' અને 'ચારિત્ર'રૂપી ધર્મ છે; તેનું પ્રવર્તન શ્રીઅરિહંત દેવો કેવલી થયા પછી તરત જ કરે છે, અને તેથી જ તેઓ ધર્મરૂપી તીર્થનું પ્રવર્તન કરનારા કે ધર્મ-તીર્થંકરો ગણાય છે.

જિણે—રાગ તથા દ્વેષના વિજેતાઓને.

દેવ, દાનવ, પશુ કે માનવ સામે લડીને વિજેતા થવું સહેલું છે, પરંતુ રાગ અને દ્વેષ, ઇન્દ્રિયો અને કષાયો તથા પરીષહો અને ઉપસર્ગોની સામે લડીને તેના વિજેતા થવું—એ ખૂબ અઘરું છે. વાસ્તવિક રીતે આ વિજય એ જ સાચો

વિજય છે, કારણ કે તેની પ્રાપ્તિ થયા પછી જ કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

केवली—પૂર્ણતા પ્રાપ્ત કરનારાને.

આ ગાથામાં વિશેષ્યપદ અરિહંત છે અને ' लोगस्स उज्जोअगरे, ' ' धम्म-तित्थयरे, ' ' जिणे ' તથા ' केवली ' એ પદો તેની વિશેષતા દર્શાવવાને માટે વિશેષણો તરીકે યોજાયેલાં છે.

શ્રીઅરિહંત દેવો નિયમથી જિન હોય છે અર્થાત્ રાગ અને દ્વેષના વિજેતા હોય છે. રાગ અને દ્વેષનો વિજય સંપૂર્ણ રીતે થવાથી અર્થાત્ મોહનીયકર્મની ૨૮ પ્રકૃતિઓનો સમૂલ ક્ષય થવાથી, જ્ઞાનાવરણીયકર્મની ૫ પ્રકૃતિઓ, દર્શનાવરણીયકર્મની ૯ પ્રકૃતિઓ અને અંતરાયકર્મની ૫ પ્રકૃતિઓ પણ ક્ષય પામે છે; તેથી તેઓ ' પૂર્ણપુરુષ ' એટલે કે ' કેવલી 'ની કોટિમાં આવે છે. વળી કેવલી થયા પછી તેઓ લોકના સ્વરૂપનો સંપૂર્ણપણે પ્રકાશ કરે છે; અર્થાત્ વિશ્વની તમામ ઘટનાઓ અને વ્યવસ્થાનું સ્વરૂપ પ્રવચન-દ્વારા શ્રોતાઓને યથાર્થ રીતે સમજાવે છે, એટલે તેમનું લોકાલોક-પ્રકાશકત્વ —સર્વજ્ઞત્વ સિદ્ધ થાય છે; અને તે સર્વજ્ઞત્વના આધારે જ તેઓ ' ધર્મ-તીર્થ 'નું પ્રવર્તન કરી તીર્થંકરપદ સાર્થક કરે છે.

આવા તીર્થંકરદેવો અનંત થયા છે અને અનંત થશે, પણ ' વ્યવહારકાલ 'માં એટલે ચાલુ અવસર્પિણી-કાલમાં ભરતક્ષેત્રને અનુલક્ષીને તેમની સંખ્યા ચોવીસની છે, જેમાં પહેલા શ્રીઋષભદેવ અને છેલ્લા શ્રીવર્દ્ધમાન કે મહાવીરસ્વામી

છે. આ ચોવીશ તીર્થંકરો દેવાધિદેવ ગણાય છે; તેથી તેમની ઉપાસના કે ભક્તિ કરવી એ પ્રત્યેક મુમુક્ષુનું પરમ કર્તવ્ય છે. તેથી તેમના ગુણો ગાવાની પ્રતિજ્ઞા कित्तइस्सं પદ વડે કરવામાં આવે છે.

विहुय-रय-मला—કર્મરૂપી કચરાથી મુક્ત.

'રજ' અને 'મલ' એટલે કર્મરૂપી કચરો, તેને ખંખેરી નાખનાર એટલે તેનાથી મુક્ત થનાર શ્રીતીર્થંકર દેવો કેવલજ્ઞાની હોઈ, તેઓએ ચાર ઘાતી કર્મોનો ક્ષય કરેલો હોય છે.

पहीण-जर-मरणा—નવો અવતાર નહીં લેનારા.

જરા અને મરણ તેને જ હોય છે કે જે શરીરને ધારણ કરે છે અર્થાત્ અવતાર લે છે. આવો અવતાર કર્મો ભોગવવાનાં બાકી રહ્યાં હોય, તો જ લેવો પડે છે. પરંતુ શ્રીતીર્થંકર દેવોને કોઈ કર્મ ભોગવવાનું બાકી હોતું નથી, તેથી તેઓ અવતાર ધારણ કરતા નથી. એટલે તેઓ જરા-મરણથી મુક્ત થયેલા ગણાય છે.

पसीयंतु—પ્રસન્ન થાઓ, પ્રસન્નતા પ્રાપ્ત કરવામાં નિમિત્તભૂત થાઓ.

શ્રીઅરિહંત દેવો રાગ અને દ્વેષથી મુક્ત થયેલા હોઈને કોઈ પણ કારણસર કોઈના ઉપર કોપ કરતા નથી કે ગમે તેવી સ્તુતિ યા વિનંતિ કરવામાં આવે તો તેના પર મહેરબાની દર્શાવતા નથી; પરંતુ તેઓ અક્ષય ગુણના ભંડાર હોવાથી

તેમની સ્તુતિ કે ભક્તિ કરનારમાં તે તે પ્રકારના ગુણોનો આવિર્ભાવ સ્વાભાવિક રીતે જ થાય છે, તે જ તેમની પ્રસન્નતા છે.

महिंआ અને मइआ.

'महिआं'નો અર્થ પુષ્પો વગેરે વડે પૂજાયેલા એવો થાય છે. શ્રીહેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાં (પૃ. ૨૭૭) આ શબ્દના પાઠાન્તર તરીકે 'मइआ' એવો પાઠ જોવામાં આવે છે, તેનો અર્થ 'મારા વડે' થાય છે. તે પાઠ રાખતાં આવો અર્થ કરી શકાય—લોકમાં જેઓ ઉત્તમ પ્રકારે સિદ્ધ થયા છે, તેઓ 'મારા વડે' સ્તવાયા અને વંદાયા છે.

आरोग्य-बोधिलाभ-समाधि—નીરોગતા, સમ્યગ્ દૃષ્ટિ અને ચિત્ત-સ્વાસ્થ્ય.

અહીં 'આરોગ્ય' શબ્દથી ભાવ-આરોગ્ય સમજવાનું છે. સર્વ કર્મ-રોગના ક્ષયથી થનારી મુક્તિ, તે 'ભાવ-આરોગ્ય'. ભાવ-આરોગ્યનું કારણ 'બોધિ' છે. અને બોધિનું કારણ 'સમાધિ' છે. તેથી તે ત્રણ પ્રધાન વસ્તુઓની માગણી કરવામાં આવી છે.

### (૬) અર્થ-સંકલના

ચૌદ રાજલોકમાં રહેલી સર્વ વસ્તુઓનું સ્વરૂપ યથાર્થ રીતે પ્રકાશનારા, ધર્મરૂપી તીર્થને પ્રવર્તાવનારા, રાગ-દ્વેષના વિજેતા અને કેવલ-દ્વારા પૂર્ણતાને પ્રાપ્ત કરનારા ચોવીસનું તથા અન્ય તીર્થંકરોનું પણ હું કીર્તન કરીશ. ૧.

શ્રીઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન-સ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ અને ચંદ્રપ્રભને હું વંદન કરું છું. ૨.

શ્રીસુવિધિનાથ યા પુષ્પદંત, શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ તથા શાંતિ-નાથને હું વંદન કરું છું. ૩.

શ્રીકુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ તથા વર્દ્ધમાન એટલે શ્રી-મહાવીરસ્વામીને હું વંદન કરું છું. ૪.

એવી રીતે મારાવડે સ્તવાયેલા, કર્મરૂપી કચરાથી મુક્ત અને ફરી અવતાર નહિ લેનારા ચોવીસ તથા અન્ય જિનવર તીર્થંકરો મારા પર પ્રસન્ન થાઓ. ૫.

જેઓ લોકમાં ઉત્તમ સિદ્ધ છે અને જેઓ લોકોવડે કીર્તન કરાયેલા, વંદન કરાયેલા અને પૂજાયેલા છે; તેઓ મને આરોગ્ય, બોધિ અને સમાધિની ઉત્તરોત્તર વિકાસ પામતી સ્થિતિ આપો. ૬.

ચંદ્રો કરતાં વધારે નિર્મળ, આદિત્યો કરતાં વધારે પ્રકાશ કરનારા તથા સ્વયંભૂરમણ સમુદ્ર કરતાં વધારે ગંભીર એવા સિદ્ધ ભગવંતો મને સિદ્ધિ આપો. ૭.

## (૭) સૂત્ર-પરિચય

ભવ-સાગરમાંથી તરવાનું ભવ્ય સાધન ભક્તિ છે. તેનો

મંગલ મહિમા શાસ્ત્રકારોએ વિવિધ નામે અને વિવિધ સ્વરૂપે ગાયો છે. [ ૧ ] અનન્ય શ્રદ્ધા એ ભક્તિ છે. [ ૨ ] વિનય અને વૈયાવૃત્ત્ય એ પણ ભક્તિ છે. [ ૩ ] સદ્દ્ભાવ, સેવા અને સમર્પણનો સમાવેશ પણ ભક્તિમાં જ થાય છે. [ ૪ ] વંદન, પૂજન, સત્કાર અને સન્માન એ ભક્તિની જ ક્રિયાઓ છે. [ ૫ ] પ્રણામ, પ્રશંસા, પ્રાર્થના, પ્રમોદ ને પ્રણિધાન એ ભક્તિના જ પ્રકારો છે. [ ૬ ] સ્મરણ, સ્તવન, કીર્તન, કથા, ઉત્સવ ને ઉપાસના એ ભક્તિ નહિ તો બીજું શું છે? [ ૭ ] અનુશીલન, આદર, આરાધના, આજ્ઞાધીનતા, ઉત્સાહ, એકાગ્રતા અને ઐક્ય એ ભક્તિનાં જ અપર નામો છે. [ ૮ ] તે જ રીતે જપ, જાત્રા, પ્રેમ, પવિત્રતા, સખ્યભાવ, શરણાગતિ, વાત્સલ્ય અને યોગ એ પણ ભક્તિના પર્યાય-વાચક શબ્દો છે.

જે ભક્તિનો હેતુ દુશ્મનનું દમન, શત્રુની સતામણી કે વેરની વસુલાત હોય તે ભક્તિ 'તામસી' કહેવાય, જે ભક્તિનો હેતુ કંચન, કામિની, પુત્ર-પરિવાર, માન-મરતબો કે પ્રતિષ્ઠાની પ્રાપ્તિ હોય તે ભક્તિ 'રાજસી' કહેવાય, તથા જે ભક્તિનો હેતુ આત્મ-કલ્યાણ, સાત્ત્વિક સુખ કે પરમાનંદની પ્રાપ્તિ હોય તે ભક્તિ 'સાત્ત્વિકી' કહેવાય. આ ત્રણ પ્રકારની ભક્તિઓ પૈકી સાત્ત્વિકી જ પસંદ કરવા યોગ્ય છે, કારણ કે ભવ-સાગરમાંથી તારવાને માટે તે જ એક સમર્થ છે.

પૃથ્વી, પાષાણ, વૃક્ષ, સાગર, સરોવર, નદી, કુંડ, પવન, અગ્નિ, સૂર્ય, ચંદ્ર કે આકાશની ભક્તિ કરવી એ રેતીમાંથી

તેલ કાઢવા જેવો વ્યર્થ પરિશ્રમ છે, કારણ કે તેમાંની કોઈ પણ વસ્તુ આત્મ-કલ્યાણનું સાધન બની શકતી નથી. તે જ રીતે લોભી, દંભી, ક્રોધી, અભિમાની, અજ્ઞાની, વિપથી, અપૂર્ણ કે અનુપકારી વ્યક્તિઓની ઉપાસના કરવી એ દરિદ્રી પાસેથી દોલતનો ગંજ મેળવવા જેવો હાસ્યાસ્પદ પ્રયાસ છે. જો ધત્તૂરા પર ગુલાબ ઊગે, લિંબડા પર કેરી નીપજે અને સાગરનું સમસ્ત જળ સ્વાદિષ્ટ થઈ જાય તો જ ગુણ-હીન પાસેથી ગુણ-પ્રાપ્તિની આશા રાખી શકાય. એટલે પવિત્રતા, પ્રકાશ ને પ્રગતિની આશા રાખનારે તેવા જ ગુણોથી વિભૂષિત આદર્શ આત્માની સાત્ત્વિક આરાધના કરવી જોઈએ, પછી તે ગમે તે નામ અને ગમે તે સંજ્ઞાથી ઓળખાતા હોય. શ્રી-હરિભદ્રસૂરિએ લોકતત્ત્વનિર્ણયમાં જણાવ્યું છે કે:—

"यस्य निखिलाश्च दोषा, न सन्ति सर्वे गुणाश्च विद्यन्ते ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥"

"જેનામાં કોઈ દોષ રહ્યા નથી અને સર્વ ગુણો વિદ્યમાન છે, તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર કે જિન આદિ જે કોઈ નામથી ઓળખાતા હોય તેમને નમન હો."

શ્રીહેમચંદ્રાચાર્યે પણ મહાદેવ-સ્તોત્રમાં જણાવ્યું છે કે:—

"भवबीजाङ्कुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ "

"સંસારરૂપી બીજ, અંકુરોને ઉગાડનારા રાગાદિ-દોષો

જેમાંથી નષ્ટ થયા છે, તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર એટલે મહાદેવ હો કે જિન હો, તેને નમસ્કાર થાઓ."

તે જ રીતે સ્તુતિકાર શ્રીમાનતુંગસૂરિએ પણ પ્રભાવક શ્રીભક્તામર-સ્તોત્રમાં અરિહંત દેવને જુદા જુદા અનેક નામથી સંબોધ્યા છે:—

"त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्यं,
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं,
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥"

"હે પ્રભુ! સંત પુરુષો તમને અવ્યય, વિભુ, અચિંત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મા, ઈશ્વર, અનંત, અનંગકેતુ, યોગને જાણનાર યોગીશ્વર, અનેક, એક તથા નિર્મળ જ્ઞાન-સ્વરૂપ કહે છે."

"बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्,
त्वं शङ्करोऽसि भुवनत्रयशङ्करत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानात्,
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥"

"હે ભગવન્! તમારો બુદ્ધિનો બોધ (કેવલજ્ઞાન) વિબુધોથી (દેવોથી અને વિદ્વાનોથી) પૂજાયેલો હોવાથી યથાર્થ રીતે તમે જ બુદ્ધ છો તથા ત્રણ જગતના જીવોને સુખ કરનાર હોવાથી તમે જ વાસ્તવિક રીતે શંકર છો, અને હે ધીર! શિવ(મોક્ષ)-માર્ગની વિધિનું વિધાન કરવાથી તમે

જ સાચા ધાતા એટલે બ્રહ્મા છો, અને એથી સ્પષ્ટ થાય છે કે હે ભગવન્ ! તમે જ પુરુષોત્તમ (વિષ્ણુ) છો, સર્વ પુરુષોમાં ઉત્તમ છો."

કહેવાની મતલબ એ છે કે જેની ભક્તિ, સેવા, આરાધના કે ઉપાસના કરવામાં આવતી હોય, તે ઇષ્ટદેવ સર્વથા દોષ-રહિત અને પવિત્ર હોવા જોઈએ. *

---

* શ્રીહરિભદ્રસૂરિએ લોકતત્ત્વનિર્ણયમાં જણાવ્યું છે કે :—

"प्रत्यक्षतो न भगवान् ऋषभो न विष्णु—
रालोक्यते न च हरो न हिरण्यगर्भः ।
तेषां स्वरूपगुणमागमसंप्रभावात्,
ज्ञात्वा विचारयत कोऽत्र परापवादः ? ॥"

પ્રત્યક્ષ પ્રમાણથી ભગવાન ઋષભદેવ, વિષ્ણુ, હર કે હિરણ્યગર્ભ (બ્રહ્મા) કોઈ પણ દેખાતા નથી, પરંતુ તેમના સ્વરૂપને અને ગુણને આગમોના પ્રભાવથી જાણીને, તેના પર તમે વિચાર કરો, તેમાં પરાપ-વાદ—નિંદા શી છે? અર્થાત્ તે નિંદા નથી પણ સત્ય-શોધનની સાચી રીત છે.

"रागादिदोषजनकानि वचांसि विष्णो—
रुन्मत्तचेष्टितकराणि च यानि शम्भोः ।
निःशेषदोषशमनानि मुनेस्तु सम्यग्,
वन्द्यत्वमर्हति तु को नु विचारयध्वम् ॥"

પુરાણાદિ—શાસ્ત્રોમાં વિષ્ણુનાં વચનો રાગાદિ-દોષોને ઉત્પન્ન કરનારાં જણાય છે અને શંભુનાં વચનો ઉન્મત્તની ચેષ્ટા કરનારાં જણાય છે. જ્યારે જૈનાગમોમાં મહાવીરનાં વચનો સંપૂર્ણ દોષોને શાન્ત કરનારાં સુયોગ્ય જણાય છે, તો હે લોકો ! તમે પક્ષપાતને છોડીને વિચાર કરો કે આ દેવોમાં ખરેખર વંદનને લાયક કોણ ગણાય ?

શ્રીઅરિહંતદેવની ભક્તિ જો મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક કરવામાં આવે તો તે મુક્તિમાર્ગ દેનારી બને છે. તે માટે શ્રીભદ્રબાહુસ્વામીએ આ. નિ.માં કહ્યું છે કે :—

"भत्तीइ जिणवराणं खिज्जंती पुव्वसंचिआ कम्मा"—"શ્રીજિનેશ્વરોની ભક્તિથી પૂર્વના અનેક ભવોમાં સંચિત કરેલાં કર્મો ક્ષય પામે છે." (ગા. ૧૦૯૭). આ ભક્તિ બે પ્રકારે થાય છેઃ દ્રવ્યથી અને ભાવથી. ચૈત્ય-નિર્માણ, ચંદન-પૂજા, પુષ્પ-પૂજા, ગંધ-પૂજા, ધૂપ-પૂજા આદિ 'દ્રવ્ય-ભક્તિ' છે અને ગુણોનું સ્મરણ, ગુણોનું કીર્તન, અંતરંગ પ્રીતિ, સમ્યક્ત્વ તથા આજ્ઞા-પાલન એ 'ભાવ-ભક્તિ' છે. બન્ને પ્રકારની ભક્તિમાં 'ભાવ-ભક્તિ' ઉત્તમ છે, કારણ કે તે આત્માના અધ્યવસાયોની શુદ્ધિરૂપ છે.

'ચઉવીસત્થય-સુત્ત' અથવા 'નામસ્તવ'ની રચના એ ભાવ-ભક્તિનું સ્વરૂપ છે અને તેથી જ તે આવશ્યક ક્રિયાઓમાં અગ્રસ્થાને વિરાજે છે. ષડાવશ્યકોમાં તેનો ક્રમ બીજો છે. વળી સમતાની સાધનામાં, વિનયના વિકાસમાં, પવિત્રતાની પ્રાપ્તિમાં, મમતાના મારણમાં કે ત્યાગના ધારણમાં પણ તે અગત્યનો ભાગ ભજવે છે; તે ઉપરાંત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપ સિદ્ધિ-સાધનને સહજ અને સરળ બનાવવાનો પણ તે અસરકારક ઉપાય છે. એકંદરે સાત ગાથા અને ૨૮ પાદોથી બનેલું આ સ્તવન અરિહંતના ગુણ-ગૌરવથી ભરપૂર અને પ્રાર્થનાના પુનિત તત્ત્વથી પ્રકાશિત છે.

આ સૂત્રની પહેલી ગાથામાં શ્રીઅરિહંત દેવને લોક-પ્રકાશક,

ધર્મ-તીર્થંકર, જિન અને કેવલી તરીકે ઓળખાવવામાં આવ્યા છે; તથા અવસર્પિણીકાલ અને ભરતક્ષેત્રને લક્ષ્યમાં લઈને તેમની સંખ્યા ચોવીસની હોવાનું જણાવ્યું છે. આ ઉપરાંત ભરતક્ષેત્રની બહાર મહાવિદેહ આદિ ક્ષેત્રમાં જે જિનવરો થઈ ગયા અને છે તેમનું સૂચન 'पि' પદ વડે કર્યું છે, તથા તે સઘળાનું કીર્તન કરવાનો આશય 'कित्तइस्सं' શબ્દથી જાહેર કરવામાં આવ્યો છે. શ્રીઅરિહંત દેવ, લોકનો પ્રકાશ 'उपपन्ने इ वा,' 'विगमे इ वा,' 'धुवे इ वा' એટલે "ઉત્પન્ન પણ થાય છે, વ્યય પણ પામે છે અને ધ્રુવ પણ રહે છે"—એ 'ત્રિપદી'- વડે કરે છે. એનો અર્થ એ છે કે લોક અને અલોકરૂપી આ વિશ્વ કેટલાક માને છે તેમ માત્ર કલ્પના નથી પણ 'સત્' છે, અને તે 'ઉત્પન્ન થવાના,' 'નાશ પામવાના' અને છતાં 'કાયમ રહેવાના' સ્વભાવથી યુક્ત છે. બીજી રીતે કહેતાં આ વિશ્વ દ્રવ્યરૂપે અનાદિ, અનંત, અચલ છે અને તેમાં ઉત્પત્તિ અને વિનાશરૂપ જે જે પરિવર્તનો થાય છે, તે તેના પર્યાય-ગુણને લઈને જ થાય છે. મતલબ કે આ વિશ્વને બનાવનાર, ચલાવનાર કે સંહાર કરનાર ઈશ્વર, પરમેશ્વર કે તેવા જ અન્ય નામોથી ઓળખાતી કોઈ પણ વ્યક્તિ નથી, પરંતુ તે એક સ્વાભાવિક ક્રમ છે અને નિરંતર એકસરખો જ ચાલુ રહે છે. વળી લોકના સ્વરૂપને પ્રકાશિત કરતાં તેઓ જણાવે છે: "जीवा चेव अजीवा य, एस लोए वियाहिए।"—"જીવ અને અજીવ એ બંને તત્ત્વો જ્યાં હોય છે, તે 'લોક' કહેવાયેલો છે" અને "अजीवदेसमागासे, अलोगे से वियाहिए।"—"અજીવનો દેશ એટલે જ્યાં માત્ર આકાશ જ છે અને બીજો કોઈ પણ પદાર્થ

નથી, તે 'અલોક' કહેવાયેલો છે." આ રીતે તેઓ લોકને ચૈતન્ય અને જડ એ બે વિભાગોમાં વિભક્ત કરીને તેનું સ્વરૂપ એટલી સૂક્ષ્મતાથી અને એટલી સ્પષ્ટતાથી સમજાવે છે કે સર્વજ્ઞ સિવાય અન્ય કોઈને માટે તેવું પ્રતિપાદન કરવું સંભવિત નથી. શ્રીઅરિહંત દેવો લોકનું સ્વરૂપ આ રીતે અતિવિશદતાથી રજૂ કરતા હોઈને વિશ્વ એ ભેદી કોયડો રહેતો નથી, પણ નિયમાનુસાર ચાલતું ઘટના-ચક્ર સમજાય છે અને તેના આધારે જ અનંતશક્તિમાન આત્માનો પરિપૂર્ણ વિકાસ કરવાની ભવ્ય ભાવના આપણને પ્રકટ થાય છે. આ ઉપકાર જેવો તેવો નહિ પણ અત્યંત મહાન છે અને તેથી જ તેનું સ્મરણ આ સૂત્રના પ્રારંભમાં કરવામાં આવ્યું છે.

શ્રીઅરિહંત દેવો ધર્મરૂપી તીર્થનું પ્રવર્તન કરે છે; એટલે કે પ્રભાવશાળી પ્રવચનો દ્વારા ધર્મના સત્ય સિદ્ધાંતોને યોગ્ય સ્વરૂપે રજૂ કરે છે અને તેનું વફાદારીથી પાલન કરનાર મુમુક્ષુ સાત્ત્વિક નર-નારીઓનો એક ધર્મ-સંઘ સ્થાપિત કરે છે. બીજી રીતે કહીએ તો શ્રીઅરિહંત દેવો અધર્મ અને અન્યાયમાં ડૂબી ગયેલી દુનિયાનો પુનરુદ્ધાર કરે છે અને એ રીતે જગત પર વધી ગયેલો પાપનો ભાર હળવો કરે છે. તેમણે પ્રતિપાદિત કરેલા ધર્મના સિદ્ધાંતો મુખ્યત્વે 'અહિંસા, સંયમ અને તપ'ના ત્રિવિધ આદર્શ પર રચાયેલા હોઈને તેનું પાલન સમતા, શાંતિ અને સુખનો સાર્વત્રિક પ્રચાર થવામાં જ આવે છે. આ રીતે શ્રીઅરિહંત દેવો તીર્થના સ્થાપક, ધર્મના ઉપદેષ્ટા અને સન્નીતિના સ્રષ્ટા હોઈને વિશ્વના

પરમ ઉપકારી છે અને તેટલા માટે જ તેમના એ ગુણનું સ્મરણ સૂત્રના પ્રારંભ પછી તરત જ કરવામાં આવ્યું છે.

શ્રીઅરિહંત દેવનો ઉપદેશ જેવો પવિત્ર અને પ્રભાવશાળી હોય છે, તેવું જ તેમનું જીવન પણ પવિત્ર અને પ્રભાવશાળી હોય છે. તેમાં નથી હોતી રાગ અને દ્વેષની ગંદકી કે નથી હોતો મોહનો કાંઈ પણ કચરો. તેઓ મિથ્યાત્વ, અજ્ઞાન, ભય, શોક, કામ, મોહ આદિ દૂષણોથી સર્વથા રહિત હોય છે અને તેથી જ તેમના ચારિત્રની સુવાસ ચોતરફ ફેલાઈને વિશુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરે છે. તેમના આ ગુણની શુભ સ્તવના 'જિન'પદ વડે કરવામાં આવી છે.

શ્રીઅરિહંત દેવો 'કેવલી' હોય છે. તેનો અર્થ એ છે કે તેઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રના વિકાસની ચરમ સીમા સુધી પહોંચી ગયેલા હોય છે અને તેથી તેઓ કોઈ પણ ભૂલ, સ્ખલના કે દોષને પાત્ર હોતા નથી. બીજી રીતે કહીએ તો, તેઓ 'પૂર્ણપુરુષ' યા 'પૂર્ણાત્મા' હોય છે, તેથી તેમનો આદર્શ આપણે નિરંતર દૃષ્ટિ-સમક્ષ રાખવો ઘટે છે.

આ સૂત્રની બીજી, ત્રીજી અને ચોથી ગાથામાં ઋષભાદિ ચોવીસ તીર્થંકરોને સમાન રીતે ભાવ-પૂર્વક વંદન કરવામાં આવ્યું છે. એનો અર્થ એ છે કે અરિહંત-પદના ઉપાસકને માટે સર્વ તીર્થંકરો સરખા માન્ય, સરખા આરાધ્ય અને સરખા પૂજ્ય છે. તેમાં ચડ-ઊતરની, નાના-મોટાની કે ઓછા-વત્તા પ્રભાવની કલ્પના કરવી એ કોઈ પણ રીતે ઉચિત નથી. વળી આ 'વંદન' અભિમુખભાવથી કે પૂરેપૂરી એકાગ્રતાથી

કરવાનું છે. તે સમયે અન્ય કોઈ પણ વિચારનો પ્રવેશ મનમાં થવો જોઈએ નહિ અને તેવી રીતે એકાગ્રતાથી વંદન થાય તો જ અરિહંતને અભિસ્તવ્યા ગણાય.

સૂત્રની પાંચમી, છઠ્ઠી અને સાતમી ગાથા શ્રીઅરિહંત દેવની પ્રાર્થના અર્થે યોજાયેલી છે. તેમાં ઉત્તમોત્તમ વસ્તુઓ મેળવવાની ભાવના પ્રદર્શિત કરવામાં આવી છે. જેમ કે 'પ્રભુનો પ્રસાદ,' 'આરોગ્ય,' 'બોધિ લાભ,' 'ભાવ-સમાધિ' અને 'સિદ્ધિપદ'. આ સાથે જ તેમાં અરિહંત દેવના ગુણ ગાવાનું ચાલુ છે. પાંચમી ગાથામાં શ્રીઅરિહંત દેવને 'વિધૂત-રજોમલ' અને 'પ્રક્ષીણ-જરા-મરણ' કહ્યા છે. વિધૂત-રજોમલ એટલે સામાન્ય અને વિશેષ પ્રકારે બંધાયેલાં ચાર પ્રકારનાં ઘાતી કર્મોને ખંખેરી નાખનાર. આ ગુણ ગાવાનો મુખ્ય ઉદ્દેશ પુરુષાર્થની પ્રતિષ્ઠા કરવાનો છે. શ્રી-અરિહંત દેવોને પ્રાપ્ત થયેલી પૂર્ણતા એ કોઈ અકસ્માતનું કે મહેરબાનીનું ફળ નથી પણ તેમણે સેવેલા અખંડ પુરુષાર્થનું પરિણામ છે. શ્રીઅરિહંત દેવો કર્મને ખપાવવા માટે બાહ્ય અને આભ્યંતર તપદ્વારા ભગીરથ પુરુષાર્થ કરે છે અને તેમ કરતાં ગમે તેવા પરીષહો કે ઉપસર્ગો સહન કરવાનો પ્રસંગ આવી પડે તો તે પૂરેપૂરા સમભાવથી સહી લે છે. તેનું જ એ પરિણામ છે કે તેઓ સર્વ રજ અને મલને ખંખેરીને 'વિધૂત-રજો-મલ' બની શકે છે. જો આ કાર્ય બીજાના પ્રસાદ, કૃપા કે મહેરબાનીથી થતું હોત તો અરિહંતો આ જાતનો પુરુષાર્થ કરવાને બદલે તેમના પુરો-

ગાસીઓનો કેવળ પ્રસાદ જ વાંછત, પણ તેમ નહિ કરતાં તેમણે પુરુષાર્થને જ સાધ્યો, એ શું બતાવે છે? જે કોઈ સિદ્ધિપદના ઉમેદવાર હોય, તેણે કર્મ ખપાવવા માટે પરમ પુરુષાર્થ કરવો જોઈએ. શ્રીઅરિહંત દેવને 'પ્રક્ષીણ-જરા-મરણ' કહેવાનો હેતુ તેમના અપુનર્ભવપણાના ગુણની સ્તુતિ કરવાનો છે. તેઓ "कृत्स्नकर्मक्षयं कृत्वा, संप्राप्तः परमं पदम्" (ષડ્દર્શન-સમુચ્ચય) સકલ કર્મનો ક્ષય કરીને પરમપદને પામેલા છે. હવે તેમને કોઈ પણ કારણે નવો અવતાર ધારણ કરવાનો નથી, એટલે કે તે 'અપુનર્ભવ' છે અને તેથી જ તેઓ જરા અને મરણનો ક્ષય કરનાર ગણાય છે. કેટલાક લોકો એમ માને છે કે ધર્મરૂપી તીર્થની અવનતિ થાય તો તેનો ઉદ્ધાર કરવાને માટે સિદ્ધ થયેલા આત્માઓ ફરીને અવતાર ધારણ કરે છે, પરંતુ તેમની આ માન્યતા યોગ્ય નથી. વાસ્તવિક રીતે જેઓ અવતાર ધારણ કરે છે, તેઓ પરમપદ સુધી પહોંચેલા હોતા જ નથી. જો તેઓ સકલ કર્મનો ક્ષય કરીને તે સ્થિતિને પ્રાપ્ત થયા હોય તો તેમનો પુનઃ અવતાર સંભવે જ શી રીતે? જેમ બીજ બળી જતાં અંકુરા ઊગી શકતા નથી તેમ કર્મરૂપી બીજ બળી જતાં અવતારરૂપી અંકુર ઊગી શકતો નથી, એટલે શ્રીઅરિહંત દેવો સાચા અર્થમાં સિદ્ધ છે, તેથી તેમને નવો અવતાર લેવાનો નથી કે જરા-મરણની ચક્કીમાં પુનઃ કદી પિસાવાનું નથી.

જે અરિહંતો સકલ કર્મથી મુક્ત થયા છે અને રાગ તથા

દ્વેષનો સંપૂર્ણ રીતે નાશ કરી ચૂકયા છે, તેમની પાસે કોઈ પણ વસ્તુની પ્રાર્થના કરવી તે યુક્ત છે કે કેમ? તે એક વિચારણીય પ્રશ્ન છે. આ પ્રશ્નનું સમાધાન એ છે કે શ્રીઅરિહંત દેવનો પ્રભાવ અચિંત્ય છે. તેથી તેમનું સ્મરણ, ચિંતન કે ધ્યાન કરવાથી તે આપોઆપ મળી રહે છે. એટલે ભક્તિની ભાષા સ્તવનરૂપ હોય કે પ્રાર્થનારૂપ હોય, તેમાં તાત્ત્વિક રીતે કાંઈ પણ ભેદ નથી. તેનો અર્થ એટલો જ છે કે આ વસ્તુઓ પ્રાપ્ત કરવાની મારે જરૂર છે અને શ્રીઅરિહંતનું સ્તવન કે પ્રાર્થના તેમાં નિમિત્તભૂત છે.

છઠ્ઠી ગાથામાં શ્રીઅરિહંત દેવોને લોકોત્તમ અને સિદ્ધ કહ્યા છે. લોકોત્તમ એટલે લોકમાં ઉત્તમ. અહીં ઉત્તમનો અર્થ ધન, પરિવાર, રાજ્ય-ઋદ્ધિ કે અન્ય અધિકારથી ઉત્તમ એવો નથી, પણ ગુણ-વિકાસથી ઉત્તમ એમ સમજવાનો છે. મતલબ કે શ્રીઅરિહંત દેવો સમસ્ત લોકમાં ગુણોવડે કરીને ઉત્તમ છે. તેઓને સિદ્ધ કહેવાનો આશય તેમની કૃતકૃત્યતા છે; અર્થાત્ તેમનાં સર્વ પ્રયોજનો સિદ્ધ થયેલાં છે. અહીં જે "નીરોગતા, બોધિ અને સમાધિ"ની ઇચ્છા જાહેર કરવામાં આવી છે, તે સકારણ છે. ભવ-રોગમાંથી મુક્ત થવું એ ધ્યેય છે, તેથી પ્રથમ સ્થાન 'નીરોગતા-આરોગ્ય'ને આપવામાં આવ્યું છે. આ ધ્યેયની પ્રાપ્તિ સમ્યગ્-દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ ચારિત્રના વિકાસરૂપ 'બોધિ' વડે થાય છે, તેથી બીજું સ્થાન 'બોધિ'ને આપવામાં આવ્યું છે. આ 'બોધિ'નો આધાર ચિત્તની સ્વસ્થતા પર હોઈને છેલ્લી ઇચ્છા ચિત્ત-

સ્વાસ્થ્યરૂપ 'સમાધિ'ની કરવામાં આવી છે. તીર્થંકરો 'આરોગ્ય, બોધિ અને સમાધિ'ને આપે છે, તે વાત સત્ય નથી, કારણ કે તીર્થંકરો વીતરાગ છે; તથા અસત્ય પણ નથી; કારણ કે તે તેમના ધ્યાનથી જ મળે છે. તેથી શાસ્ત્રકારોએ આ જાતની પ્રાર્થનાઓને 'અસત્યામૃષા' નામની ચતુર્થ ભાષા તરીકે વર્ણવેલી છે. વળી મુક્તિના અનન્ય કારણરૂપ આદ્ય 'બોધિ'ની પ્રાપ્તિ રાધા-વેધ સમાન દુર્લભ મનાયેલી છે. તેથી પણ તીર્થંકરો આગળ આ રીતની પ્રાર્થના વારંવાર કરવી વિહિત છે.

સૂત્રની સાતમી ગાથામાં શ્રીસિદ્ધ ભગવંતોની સ્તુતિ કરવામાં આવી છે. છેલ્લો દેહ છૂટી ગયા પછી તેઓ સર્વ-કર્મોથી રહિત શુદ્ધ આત્મા-પરમાત્મા બનેલા છે. એથી તેઓ લોકના અગ્રભાગે આવેલી સિદ્ધશિલાના ઉપરના ભાગમાં સિદ્ધ તરીકે વિરાજે છે. તે સ્થિતિનું યથાર્થ વર્ણન વૈખરી વાણીથી શક્ય નથી, એટલે તેનો યત્કિંચિત્ ખ્યાલ ઉપમાઓ વડે આપવામાં આવ્યો છે. જેમ કે તેઓ ચંદ્રો કરતાં પણ વધારે નિર્મળ, સૂર્યો કરતાં પણ વધારે તેજસ્વી અને પ્રકાશકર તથા સ્વયંભૂરમણ સમુદ્ર કરતાં પણ વિશેષ ગંભીર અને અગાધ છે.

આ સૂત્ર પર શ્રીભદ્રબાહુસ્વામીની નિર્યુક્તિ, પૂર્વાચાર્યનું ભાષ્ય, શ્રીજિનદાસગણિ મહત્તરની ચૂર્ણિ તથા શ્રીહરિભદ્રસૂરિ અને શ્રીમલયગિરિ મહારાજ વગેરેની વ્યાખ્યાઓ ઉપલબ્ધ છે. તે સિવાય શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સ્વોપજ્ઞવિવરણમાં, શ્રીશાંતિસૂરિએ ચેઇયવંદણ-મહાભાસમાં, શ્રીવર્દ્ધમાનસૂરિએ

આચાર-દિનકરમાં, શ્રીદેવેન્દ્રસૂરિએ વંદારુ-વૃત્તિમાં અને શ્રીમાનવિજયજી ઉપાધ્યાયે ધર્મસંગ્રહમાં તેના પર વિવરણો કરેલાં છે. તે સિવાય આ સૂત્ર પર એક કલ્પની રચના પણ થયેલી છે.

એકંદરે આ સૂત્ર અરિહંત દેવોની ભક્તિથી ભરપૂર છે.

## ( ૯ ) આધાર-સ્થાન

'ચઉવીસત્થય-સુત્ત' આવશ્યક મૂલસૂત્રનું બીજું અધ્યયન છે. તેની ભાષા આર્ષ પ્રાકૃત છે.

## ૨૪ તીર્થંકરોનાં માત-

| તીર્થંકરનું નામ | પિતા | માતા | જન્મ-સ્થાન |
| --- | --- | --- | --- |
| ૧ ઋષભદેવ | નાભિ | મરુદેવા | અયોધ્યા |
| ૨ અજિતનાથ | જિતશત્રુ | વિજયા | ,, |
| ૩ સંભવનાથ | જિતારિ | સેના | શ્રાવસ્તી |
| ૪ અભિનંદન | સંવર | સિદ્ધાર્થા | અયોધ્યા |
| ૫ સુમતિનાથ | મેઘરથ | સુમંગલા | ,, |
| ૬ પદ્મપ્રભ | શ્રીધર | સુસીમા | કૌશાંબી |
| ૭ સુપાર્શ્વનાથ | સુપ્રતિષ્ઠ | પૃથ્વી | કાશી |
| ૮ ચંદ્રપ્રભ | મહાસેન | લક્ષ્મણા | ચંદ્રપુરી |
| ૯ સુવિધિનાથ | સુગ્રીવ | રામા | કાકંદી |
| ૧૦ શીતલનાથ | દૃઢરથ | નંદા | ભદ્દિલપુર |
| ૧૧ શ્રેયાંસનાથ | વિષ્ણુરાજ | વિષ્ણુ | સિંહપુર |
| ૧૨ વાસુપૂજ્ય | વસુપૂજ્ય | જયા | ચંપા |
| ૧૩ વિમલનાથ | કૃતવર્મા | શ્યામા | કાંપિલ્યપુર |
| ૧૪ અનંતનાથ | સિંહસેન | સુયશા | અયોધ્યા |
| ૧૫ ધર્મનાથ | ભાનુ | સુવ્રતા | રત્નપુર |
| ૧૬ શાંતિનાથ | વિશ્વસેન | અચિરા | હસ્તિનાપુર |
| ૧૭ કુંથુનાથ | સૂર | શ્રી | ,, |
| ૧૮ અરનાથ | સુદર્શન | દેવી | ,, |
| ૧૯ મલ્લિનાથ | કુંભ | પ્રભાવતી | મિથિલા |
| ૨૦ મુનિસુવ્રત | સુમિત્ર | પદ્મા | રાજગૃહ |
| ૨૧ નમિનાથ | વિજય | વપ્રા | મિથિલા |
| ૨૨ નેમિનાથ | સમુદ્રવિજય | શિવા | શૌરિપુર |
| ૨૩ પાર્શ્વનાથ | અશ્વસેન | વામા | કાશી |
| ૨૪ વર્ધમાનસ્વામી | સિદ્ધાર્થ | ત્રિશલા | ક્ષત્રિયકુંડ |

## પિતાદિનો કોઠો.

| લાંછન | શરીર-પ્રમાણ | વર્ણ | આયુષ્ય |
|---|---|---|---|
| વૃષભ | ૫૦૦ ધનુષ્ય | સુવર્ણ | ૮૪ લાખ પૂર્વ |
| હસ્તી | ૪૫૦ ,, | ,, | ૭૨ ,, ,, |
| અશ્વ | ૪૦૦ ,, | ,, | ૬૦ ,, ,, |
| વાનર | ૩૫૦ ,, | ,, | ૫૦ ,, ,, |
| ક્રૌંચ | ૩૦૦ ,, | ,, | ૪૦ ,, ,, |
| પદ્મ | ૨૫૦ ,, | રક્ત | ૩૦ ,, ,, |
| સ્વસ્તિક | ૨૦૦ ,, | સુવર્ણ | ૨૦ ,, ,, |
| ચંદ્ર | ૧૫૦ ,, | શ્વેત | ૧૦ ,, ,, |
| મગર | ૧૦૦ ,, | ,, | ૨ ,, ,, |
| શ્રીવત્સ | ૯૦ ,, | સુવર્ણ | ૧ ,, ,, |
| ગેંડો | ૮૦ ,, | ,, | ૮૪ ,, વર્ષ |
| પાડો | ૭૦ ,, | રક્ત | ૭૨ ,, ,, |
| વરાહ | ૬૦ ,, | સુવર્ણ | ૬૦ ,, ,, |
| સિંચાણો | ૫૦ ,, | ,, | ૩૦ ,, ,, |
| વજ્ર | ૪૫ ,, | ,, | ૧૦ ,, ,, |
| મૃગ | ૪૦ ,, | ,, | ૧ ,, ,, |
| બકરો | ૩૫ ,, | ,, | ૯૫ હજાર વર્ષ |
| નંદ્યાવર્ત | ૩૦ ,, | ,, | ૮૪ ,, ,, |
| કુંભ | ૨૫ ,, | નીલ | ૫૫ ,, ,, |
| કાચબો | ૨૦ ,, | શ્યામ | ૩૦ ,, ,, |
| નીલકમલ | ૧૫ ,, | સુવર્ણ | ૧૦ ,, ,, |
| શંખ | ૧૦ ,, | શ્યામ | ૧ ,, ,, |
| સર્પ | ૯ હાથ | નીલ | ૧૦૦ વર્ષ |
| સિંહ | ૭ ,, | સુવર્ણ | ૭૨ ,, |

# १ सामाइय-सुत्तं

[ सामायिक-सूत्रम् ]

## 'કરેમિ ભંતે'-સૂત્ર



### ( १ ) મૂલપાઠ

करेमि भंते ! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि। जाव नियमं पज्जुवासामि, दुविहं तिविहेणं, मणेणं वायाए काएणं, न करेमि, न कारवेमि।

तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥

### ( २ ) સંસ્કૃત છાયા

करोमि भदन्त ! सामायिकं, सावद्यं योगं प्रत्याख्यामि। यावत् नियमं पर्युपासे, द्विविधं त्रिविधेन, मनसा वाचा कायेन, न करोमि, न कारयामि।

तस्य भदन्त ! प्रतिक्रामामि निन्दामि गर्हे आत्मानं व्युत्सृजामि ॥

'भदन्त'—એટલે કલ્યાણવાન્ અથવા સુખવાન્. તે માટે શ્રીવિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—

"भादि कल्लाण-सुहत्थो, धाऊ तस्स य भदंतसद्दोऽयं ।
स भदंतो कल्लाणो, सुहो य कल्लं किलारुग्गं ॥"

(ગા. ૩૪૩૯)

'भद्' ધાતુ કલ્યાણ અને સુખના અર્થમાં છે. તેના પરથી 'भदन्त' શબ્દ બનેલો છે. એટલે તેનો અર્થ કલ્યાણવાન્ અથવા સુખવાન્ થાય છે. 'કલ્યાણ'નો અર્થ કલ્ય—આરોગ્યની પ્રાપ્તિને સૂચવે છે.

'भवांत'—એટલે ભવનો અંત કરનાર અને 'भयांत' એટલે ભયનો અંત કરનાર કે ત્રાસનો અંત કરનાર. તે માટે શ્રીવિશેષાવશ્યક ભાષ્યમાં કહ્યું છે કે :—

"नेरयाइ-भवस्स व, अंतो जं तेण सो भवंतो त्ति ।
अहवा भयस्स अंतो, होइ भयंतो भयं तासो ॥"

(ગા. ૩૪૪૯)

"જે નારકાદિ—ભવનો અંત કરે છે, તે 'ભવાંત' કહેવાય છે અથવા જે ભયનો અંત કરે છે, તે 'ભયાંત' કહેવાય છે. ભય એટલે ત્રાસ."

भगवन् !—હે પૂજ્ય ! (વિશેષ માટે જુઓ સૂત્ર–૫).

सामाइयं–सामायिकम्—સામાયિકને.

'सामायिक' શબ્દ समाय કે सामाय પદનું તદ્ધિત રૂપ

છે; અર્થાત્ સમાય કે સામાય પદને સ્વાર્થમાં इकण् પ્રત્યય લાગવાથી એ સિદ્ધ થાય છે.

'समाय' એટલે સમનો લાભ—સમની પ્રાપ્તિ. 'समस्य आय: समाय:' સમ-શબ્દ નીચે જણાવેલા જુદા જુદા અર્થોમાં વપરાય છે:—

[૧] 'सम' એટલે સમસ્થિતિ, વિષમતાનો અભાવ, સ્વરૂપ-લીનતા કે સ્વરૂપમાં મગ્નતા. અનાદિ કાળથી આત્માની સ્થિતિ વિષમ છે. તે મટાડીને સમ કરવી એ તેનો ભાવાર્થ છે. [૨] 'सम' એટલે સમભાવ, મિત્રતા કે બંધુત્વ. અન્ય સર્વ જીવોને આત્મ-સદશ માની તેમની સાથે સમાન રીતે વર્તવું-એ તેનો સાર છે. [૩] 'सम' એટલે રાગ-દ્વેષ-રહિત અવસ્થા, મધ્યસ્થતા કે વીતરાગતા. આસક્તિના કારણે પદાર્થોમાં કરેલી મનોજ્ઞ અને અમનોજ્ઞ, અથવા ઇષ્ટ અને અનિષ્ટ કે પ્રિય અને અપ્રિયની કલ્પના દૂર કરવી-એ તેનો મર્મ છે. [૪] 'सम' એટલે દર્શન, જ્ઞાન અને ચારિત્રનો સમન્વય. શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક ચારિત્રની સુધારણા કરવી—એ તેનું રહસ્ય છે.

આ પ્રકારના 'સમ'નો જે લાભ, તે 'સામાયિક' અથવા આ પ્રકારના 'સમ'નો લાભ જેનાથી; જેના વડે કે જેમાં મળે, તે 'સામાયિક'.

'सामाय'.એટલે સામનો લાભ, સામની પ્રાપ્તિ: 'सामस्य आय: सामाय:' 'સામ'-શબ્દ નીચે જણાવેલા જુદા જુદા અર્થોમાં વપરાય છે—

છું, ત્યાગ કરું છું, ઇનકાર કરું છું, નિષેધ કરું છું.

प्रत्याख्यामि એ 'प्रत्याख्या'—'નિષેધ કરવો' એવા અર્થ-વાળા ધાતુનું ઉત્તમપુરુષનું એકવચનનું રૂપ છે. प्रत्याख्या એટલે प्रति + आ + ख्या, તેમાં प्रति એ પ્રતિષેધના—દૂર કરવાના અર્થમાં છે અને आ + ख्या એ અભિમુખતાથી ખ્યાપન કરવાના અર્થમાં છે. મતલબ કે જાહેર કરવાના અર્થમાં છે. એટલે प्रत्याख्यामिનો અર્થ નિષેધ-પૂર્વકની જાહેરાત કરું છું; અર્થાત્ 'નિષેધ કરું છું' એવો થાય છે.

जाव–यावत्—યાવત્, સુધી, જ્યાં સુધી.

આ શબ્દ પરિમાણ કે મર્યાદાને સૂચવનારો છે, તેનો સંબંધ નિયમ સાથે છે.

नियमं–नियमम्—નિયમને, લીધેલી પ્રતિજ્ઞાને.

'નિયમ' એટલે પ્રતિજ્ઞા, વ્રત, નિશ્ચય કે ઠરાવ. અહીં "करेमि भंते ! सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि" એ બે વાક્યો પ્રતિજ્ઞારૂપ છે; તેને ઓળખવા માટે આ શબ્દ વપરાયેલો છે.

पज्जुवासामि–पर्युपासे—પર્યુપાસના કરું, સેવું.

पर्युपासे–શબ્દ पर्युपास्—ઉપાસના કરવી, સેવા કરવી તેનું ઉત્તમપુરુષનું એકવચન છે. તે पर्युप( परि+उप )+ आस् નો બનેલો છે. पर्युप વિશેષતા કે વધારો બતાવે છે અને आस् ધાતુ બેસવાના અર્થમાં છે. એટલે વધારે વાર પાસે બેસી રહેવું, વળગી રહેવું, નિશ્ચલ રહેવું, સેવા કરવી, ઉપાસના કરવી આદિ અર્થમાં તે વપરાય છે.

दुविहं-द्विविधम्—બે પ્રકારે, કરવા અને કરાવવારૂપ બે પ્રકારે.

तिविहेणं-त्रिविधेन—ત્રણ પ્રકારે, મન, વચન અને કાયા એ ત્રણ પ્રકારે.

मणेणं-मनसा—મન વડે.

આ પદ मण-मनस्નું તૃતીયાનું એકવચન છે. તેનો અર્થ મનવડે થાય છે. આત્માથી ભિન્ન, દેહ-વ્યાપી અને પુદ્ગલ-નિર્મિત જે વસ્તુવડે આત્મા મનન અથવા વિચાર કરી શકે છે, તે 'મન' કહેવાય છે. 'मन्यतेऽनेन'.

'મન' એ આત્માથી ભિન્ન છે, તે માટે શ્રીભગવતી-સૂત્રના ૧૩મા શતકના ૭મા ઉદ્દેશમાં કહ્યું છે કે :—

'गोयमा ! नो आया मणे, अन्ने मणे ।' હે ગૌતમ ! આત્મા એ મન નથી, પણ મન અન્ય છે.

'મન' એ દેહ-વ્યાપી છે, તે માટે શ્રીવિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—'देह-व्वावित्तणओ न देह-बाहिं' તે દેહ-વ્યાપી હોવાથી દેહની બહાર નથી. (ગા. ૨૧૫).

'મન' એ પુદ્ગલના સ્કન્ધોની રચના છે. તે માટે શ્રીવિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે :—

"मणणं व मन्नए वा,ऽणेण मणो तेण दव्वओ तं च ।
तज्जोग-पोग्गलमयं, भावमणो भण्णए मंता ॥"

(ગા. ૩૫૨૫)

મનન કરવું તે મન અથવા જેના વડે મનન કરાય, તે 'મન'. દ્રવ્યથી તે તદ્‌યોગ્ય-પુદ્‌ગલરૂપ એટલે પુદ્‌ગલની અનંત વર્ગણાઓમાંથી તેને યોગ્ય ગ્રહણ કરાયેલી મનો-વર્ગણા. અમુક વર્ગણાઓથી જ શરીર બની શકે છે, અમુક વર્ગણાઓથી જ વાણી બની શકે છે અને અમુક વર્ગણા-ઓથી જ 'મન' બની શકે છે. 'વર્ગણા' એટલે સમૂહ, વર્ગ કે રાશિ. મનન કરનાર, તે 'ભાવ-મન' કહેવાય છે.

મનને ચિત્ત, અંતઃકરણ કે સંકલ્પ-વિકલ્પ કરનારી ઇંદ્રિય પણ કહેવામાં આવે છે. જૈન-પરિભાષામાં તે 'નોઇંદ્રિય' સંજ્ઞાથી ઓળખાય છે. વ્યાવહારિક ભાષામાં તર્ક, વિતર્ક, સંકલ્પ, કલ્પના, આશા, અભિલાષા આદિ ભાવો દર્શાવવા માટે પણ તેનો ઉપયોગ થાય છે.

वायाए-वाचा—વચનથી, વાણીથી, ભાષાથી.

આ પદ वाया-वाच्‌નું તૃતીયાનું એકવચન છે. તેનો અર્થ વચનથી, વાણીથી કે ભાષાથી થાય છે.

આત્મા જે પુદ્‌ગલની વર્ગણાઓ વડે બોલી શકે છે અથવા જે બોલાય છે, તે વચન, વાણી કે ભાષા કહેવાય છે. તે માટે શ્રીવિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે:—

"वयणं वागुच्चए वाऽणाए त्ति वाय त्ति दव्वओ सा य।
तज्जोग्ग-पोग्गला जे, महिया तप्परिणया भावो॥"

(ગા. ૩૫૨૬)

"વચન તે વાણી અથવા જેના વડે બોલાય, તે વાણી.

તેમાં દ્રવ્યવાણી એ ભાષા-વર્ગણાઓમાંથી ગ્રહણ કરેલાં પુદ્દગલો છે અને ભાવવાણી એ ભાષાપણે પરિણામ પામેલાં પુદ્દગલો છે."

તેનો વિશેષ પરિચય શ્રીભગવતીસૂત્રના ૧૩મા શતકના ૭મા ઉદ્દેશમાં નીચે મુજબ અપાયો છે:—

"(૧) રાજગૃહનગરમાં ભગવાન ગૌતમ યાવત્—આ પ્રમાણે બોલ્યા કે—'હે ભગવન્! ભાષા એ આત્મા(જીવ)-સ્વરૂપ છે કે તેથી અન્ય છે? ઉત્તર—હે ગૌતમ! 'ભાષા' એ આત્મા નથી, પણ તેથી અન્ય(પુદ્દગલ-સ્વરૂપ) છે.

(૨) હે ભગવન્! 'ભાષા'રૂપી-રૂપવાળી છે કે અરૂપી? ઉત્તર—હે ગૌતમ! ભાષા(પુદ્દગલમય હોવાથી) રૂપી છે, પણ રૂપ-વિનાની નથી.

(૩) હે ભગવન્! 'ભાષા' સચિત્ત(સજીવ) છે કે અચિત્ત(અજીવ) છે? ઉત્તર—હે ગૌતમ! 'ભાષા' સચિત્ત નથી પણ અચિત્ત છે.

(૪) હે ભગવન્! જીવોને 'ભાષા' હોય છે કે અજીવોને ભાષા હોય છે? ઉત્તર—હે ગૌતમ! 'ભાષા' જીવોને હોય છે, પણ અજીવોને હોતી નથી.

(૫) હે ભગવન્! શું (બોલાયા) પૂર્વે 'ભાષા' કહેવાય?, બોલાતી હોય ત્યારે 'ભાષા' કહેવાય, કે બોલાયા પછી 'ભાષા' કહેવાય? ઉત્તર—હે ગૌતમ! બોલાયા પહેલાં

ઉપયોગ-લક્ષણ આત્મા એક પ્રકારનો હોવા છતાં જુદી જુદી અપેક્ષાએ તેના આઠ પ્રકારો પડે છે. તે નીચે મુજબ :—

૧. 'દ્રવ્યાત્મા'—ત્રિકાલવર્તી આત્મા 'દ્રવ્યાત્મા' કહેવાય છે, તે સર્વ જીવોને હોય છે.

૨. 'કષાયાત્મા'—ક્રોધાદિ-કષાયયુક્ત આત્મા કષાયાત્મા કહેવાય છે, તે સકષાયી જીવોને હોય છે, પણ ઉપશાન્ત-કષાય અને ક્ષીણ-કષાયને હોતો નથી.

૩. 'યોગાત્મા'—મન, વચન અને કાયાના યોગવાળો વ્યાપારવાળો આત્મા 'યોગાત્મા' કહેવાય છે, તે સિદ્ધના જીવોને હોતો નથી.

૪. 'ઉપયોગાત્મા'—ઉપયોગવાળો આત્મા 'ઉપયોગાત્મા' કહેવાય છે, તે સિદ્ધ અને સંસારી બધા જીવોને હોય છે.

૫. 'જ્ઞાનાત્મા'—સમ્યગ્જ્ઞાનરૂપ સ્પષ્ટ બોધવાળો આત્મા 'જ્ઞાનાત્મા' કહેવાય છે, તે સર્વ સમ્યગ્દૃષ્ટિ જીવને હોય છે.

૬. 'દર્શનાત્મા'—સામાન્ય અવબોધરૂપ દર્શનવાળો આત્મા 'દર્શનાત્મા' કહેવાય છે, તે સર્વ જીવોને હોય છે.

૭. 'ચારિત્રાત્મા'—હિંસાદિ દોષની નિવૃત્તિરૂપ ચારિત્રવાળો આત્મા 'ચારિત્રાત્મા' કહેવાય છે, તે વિરતિવાળાને હોય છે.

૮. 'વીર્યાત્મા'—વીર્યવાળો આત્મા 'વીર્યાત્મા' કહેવાય છે, તે કરણ-વીર્યવાળા સંસારી જીવોને હોય છે. 'કરણ-વીર્ય' એટલે ક્રિયા કરતું વીર્ય, નહિ કે સત્તારૂપ યા લબ્ધિરૂપ વીર્ય.*

આ આઠ પ્રકારના આત્મામાંથી 'કષાયાત્મા'નો ત્યાગ કરવાનો છે, કારણ કે તે સંસાર-વૃદ્ધિના કારણરૂપ છે, અર્થાત્ આધ્યાત્મિક પ્રગતિમાં બાધક છે. સાદી રીતે કહીએ તો આત્માની જે સ્થિતિમાં કષાયો ઉદ્ભવે છે, તે સ્થિતિ 'સાવદ્ય-યોગ'વાળી છે, તેથી ત્યાજ્ય છે. "आत्मानमतीतकाल-सावद्ययोगकारिणम्" (યો. સ્વો. પ્ર. ૩). આત્માને એટલે અતીત કાલમાં સાવદ્ય યોગમાં પ્રવર્તનાર આત્માને.

वोसिरामि-व्युत्सृजामि—વોસિરાવું છું, તદ્દન છોડી દઉં છું, ત્યાગ કરું છું.

(अप्पाणं वोसिरामिનો વિશેષ અર્થ માટે જુઓ સાતમા સૂત્રનો અર્થ-નિર્ણય તથા સૂત્ર-પરિચય.)

## (૫) અર્થ-નિર્ણય

सामाइयसुत्तं—સામાયિકને લગતું સૂત્ર, સામાયિકને પ્રતિપાદન કરનારું સૂત્ર, સામાયિકની પ્રતિજ્ઞારૂપ સૂત્ર.

આ સૂત્રનો પ્રારંભ 'કરેમિ ભંતે' શબ્દોથી થતો હોવાથી તે 'કરેમિ ભંતે' સૂત્ર તરીકે પ્રસિદ્ધ છે. વળી સામાયિકની ક્રિયામાં તે મુખ્ય અને મહાપાઠરૂપ હોવાથી તેને 'સામાયિક-દંડક'ના નામથી પણ ઓળખવામાં આવે છે.

* શ્રીભગવતીસૂત્ર શ૦ ૧૨, ઉ૦ ૧૦.

करेमि—કરવાને ઇચ્છું છું.

જૈન-જીવનના વિનય અને વિવેકને લગતા સ્વીકારાયેલા સિદ્ધાંતોમાં એ વાતનું વિધાન અતિસ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે કે શિષ્યે એટલે મુમુક્ષુએ પોતાના અંતરમાં કોઈ પણ કાર્ય કરવા અંગે ઉદ્ભવેલી ઇચ્છાને પ્રથમ ગુરુ આગળ જાહેર કરવી અને તેમની આજ્ઞા યોગ્ય રીતે મળ્યા પછી જ તેના અંગેની આવશ્યક પ્રવૃત્તિ શરૂ કરવી. આ પ્રકારની વિનય-સામાચારી આધ્યાત્મિક જીવનની આરાધનાનું એક આવશ્યક અંગ છે. એટલે કોઈ પણ ધાર્મિક ક્રિયાને એમ ને એમ શરૂ ન કરતાં તેના અંગે વિનય પ્રદર્શિત કરવો જરૂરી છે, અને તેથી જ 'करेमि' પદનો અર્થ 'કરું છું' એટલો જ નહિ કરતાં 'કરવાને ઇચ્છું છું' એમ કરવો એ વધારે ઉચિત છે. પ્રથમ પદના આ અર્થમાં વિનયગુણનો યોગ્ય ઉપચાર છે.

भंते !—હે પૂજ્ય !

'भंते'—શબ્દ પૂજ્યભાવનો બોધક છે, કારણ કે તે 'ભદંત,' 'ભવાંત' અને 'ભયાંત' એ ત્રણે ભાવોને સૂચવનારા ત્રણ અર્થોમાં સિદ્ધ થાય છે. તેમણે આપેલું યોગ્ય માર્ગ-દર્શન અને ધર્મનો ઉપદેશ કલ્યાણ કે સાચા સુખને અપાવવામાં સંપૂર્ણ રીતે સમર્થ છે, તેથી તેઓ 'ભદંત' છે. વળી તેમની સતત સહાય ભવ અને ભયનો અંત લાવવામાં એકસરખી ઉપયોગી છે, તેઓ 'ભવાંત' અને 'ભયાંત' પણ છે. વળી તેઓ સિદ્ધપદના સાધક હોવાથી પરમેષ્ઠીની પંક્તિમાં છે અને તેથી પૂરેપૂરા પૂજ્ય છે. એટલે

'भंते' પદનો સ્પષ્ટ ભાવ "હે પૂજ્ય!' એ શબ્દોમાં યથાર્થ રીતે ઊતરે છે.

જેઓ વ્યવહારની સપાટીથી ઊંચે વિરાજે છે અને તેથી દરેક વસ્તુની તુલના તત્ત્વથી જ કરે છે, તેમના અભિપ્રાયથી **આત્મા એ જ સામાયિક છે.** 'भंते' એ ભગવાનનું અર્થાત્ તીર્થંકરદેવનું સંબોધન છે. તે અર્થમાં પણ ઉપરનો અર્થ ઉપયુક્ત છે, કારણ કે તીર્થંકરો એ ગુરુના ગુરુ એટલે પરમગુરુ કે પરંપરા-ગુરુ છે અને તેથી તેમનો સમાવેશ પણ પૂજ્ય એ શબ્દમાં થઈ જાય છે.

सामाइयं—સમભાવની સાધનાને.

'સામાયિક'-શબ્દ 'સમય,' 'સમાય' કે 'સામાય' પદ પરથી બનેલો છે, તેથી તે નીચેના અર્થો દર્શાવે છે:—

(૧) 'સામાયિક' એટલે સદ્‌વર્તન.

(૨) 'સામાયિક' એટલે શાસ્ત્રાનુસારી શુદ્ધ જીવન ગાળવાનો પ્રયત્ન.

(૩) 'સામાયિક' એટલે સમસ્થિતિ અર્થાત્ વિષમતાનો અભાવ ઉત્પન્ન કરનારી ક્રિયા.

(૪) 'સામાયિક' એટલે સર્વ જીવો પ્રત્યે મિત્રતા કે બંધુત્વની લાગણી કેળવવાનો પ્રયાસ.

(૫) 'સામાયિક' એટલે સમભાવની સાધના અર્થાત્ રાગ અને દ્વેષને જિતવાનો પરમ પુરુષાર્થ.

"'સમ' એટલે રાગ-દ્વેષ-રહિત. તે અહીં ચાલુ પ્રકરણથી ચિત્તનો પરિણામ જાણવો. તેના તરફ આય એટલે ગમન થવું, તે 'સમાય.' તેવો સમાય, તે જ 'સામાયિક'."

આ રીતે બીજા પણ અનેક પ્રામાણિક પુરુષોએ 'સામાયિક'નો અર્થ આ મુજબ કર્યો છે, તેથી 'સામાયિક' એટલે '**સમભાવની સાધના**' એ અર્થ ગ્રહણ કરવો ઇષ્ટ છે.

करेमि भंते! सामाइयं—હે પૂજ્ય ગુરુદેવ ! હું સમભાવની સાધના કરવાને ઇચ્છું છું.

सावज्जं जोगं—પાપવાળી અશુભ પ્રવૃત્તિને.

'યોગ' એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિ. કર્મને (કાર્મણ-વર્ગણાને) આત્માની ભણી ખેંચી લાવવામાં કારણભૂત હોવાથી તે 'આસ્રવ' કહેવાય છે. તે માટે શ્રીતત્ત્વાર્થસૂત્રના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે:—"काय-वाङ्-मनः-कर्म योगः। १। स आस्रवः। २।" કાયા, વાણી અને મનની જે ક્રિયા-પ્રવૃત્તિ, તે 'યોગ' છે. અને તે જ 'આસ્રવ' કહેવાય છે. તેમાં કર્મનો જે આસ્રવ પુણ્યના બંધ માટે થાય છે, તે શુભ કહેવાય છે અને કર્મનો જે આસ્રવ પાપના બંધ માટે થાય છે, તે અશુભ કહેવાય છે.* "शुभः पुण्यस्य। ३। अशुभः पापस्य। ४। (ત. અ. ૬)" મતલબ કે પુણ્યવાળો કર્મનો આસ્રવ શુભ છે અને પાપવાળો કર્મનો આસ્રવ અશુભ છે. અહીં

* તેની વિગત માટે જુઓ નવતત્ત્વપ્રકરણ, કર્મગ્રંથ વગેરે.

'સાવદ્ય'-શબ્દ 'પાપાસ્રવ'નું સૂચન કરે છે, તથા યોગનો સામાન્ય અર્થ પ્રવૃત્તિ હોઈને 'सावज्जं जोगं'નો અર્થ 'અશુભ પ્રવૃત્તિ' તરીકે સિદ્ધ છે.

पच्चक्खामि—છોડવાની પ્રતિજ્ઞા કરું છું.

सावज्जं जोगं पच्चक्खामि—અશુભ પ્રવૃત્તિને છોડવાની પ્રતિજ્ઞા કરું છું.

जाव नियमं—જ્યાં સુધી નિયમને.

'जाव'-શબ્દ પરિમાણ કે મર્યાદાને સૂચવે છે અને 'नियम'-શબ્દ અહીં પ્રતિજ્ઞાની અપેક્ષાએ વપરાયેલો છે, એટલે जाव नियमंનો અર્થ 'જ્યાં સુધી પ્રતિજ્ઞા ચાલુ છે ત્યાં સુધી' એવો થાય છે. 'સામાયિક' એ સમભાવને સાધવાની ક્રિયા છે, જે રાગ અને દ્વેષનો જય કરવાથી સધાય છે, એટલે તેનો સંબંધ મુખ્યત્વે ચિત્ત-શુદ્ધિ સાથે છે. તેમાં ચિત્તની શુદ્ધિ આર્ત્તધ્યાન ને રૌદ્રધ્યાન છોડવાથી તથા ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધારણ કરવાથી થાય છે. તેવું ધ્યાન એક જ વિષય પર એક અંતર્મુહૂર્ત કે બે ઘડીથી વધારે વાર ટકી શકતું નથી; તેથી એક 'સામાયિક'નો કાલ એક મુહૂર્ત કે બે ઘડીનો ઠરેલો છે. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં સામાયિકની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે :—

"त्यक्तार्त-रौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः।
मुहूर्तं समता या तां, विदुः सामायिकव्रतम्॥"
(પ્ર. ૩, શ્લો. ૮૨).

આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો તથા સાવદ્ય કર્મોનો ત્યાગ કરનારની એક મુહૂર્ત-પર્યંત જે સમતા, તેને સાધુ પુરુષો 'સામાયિકવ્રત' તરીકે ઓળખે છે.

શ્રીપાર્શ્વદેવે શ્રાદ્ધ-પ્રતિક્રમણસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે:—'व्रतावस्थानकालश्च जघन्येनापि किल मुहूर्तः।' વ્રતનો અવસ્થાન-કાલ ઓછામાં ઓછો મુહૂર્ત જેટલો હોય છે.

મુહૂર્ત અને ઘડી એ પ્રાચીન કાલનાં સમય-દર્શક માપો છે. તેનું પ્રમાણ ૩૦ મુહૂર્ત=બરાબર ૨૪ કલાક છે. તેથી એક મુહૂર્તની ૪૮ મિનિટ અને એક ઘડીની ૨૪ મિનિટ થાય છે.

पज्जुवासामि—સેવું, સેવા કરું છું.

जाव नियमं पज्जुवासामि—જ્યાં સુધી હું નિયમને (બે ઘડી સુધી અથવા મનમાં જેટલો સમય ધાર્યો હોય ત્યાં સુધી) સેવું.

આ વાક્યની યોજના જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે થાય છે, તેથી તેનો સ્પષ્ટ તફાવત જાણી લેવાની જરૂર છે. જ્યારે કોઈ પણ મુમુક્ષુ સંવેગ પામીને, સંસારના સ્વરૂપથી તથા કામ-ભોગો પ્રત્યે નિર્વેદ અનુભવીને સાધુ-જીવનની પવિત્ર દીક્ષા ગ્રહણ કરે છે, ત્યારે તે 'સામાયિક' નામનું પ્રથમ પ્રકારનું ચારિત્ર ગ્રહણ કરે છે. મતલબ કે સમ્યક્ચારિત્ર પાંચ પ્રકારનું હોય છે, તેમાંથી તે પ્રથમ પ્રકારના ચારિત્રનો સ્વીકાર કરે છે. સમ્યક્ચારિત્રના આ પાંચ પ્રકારો અંગે શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૮મા અધ્યયનમાં કહ્યું છે કે:—

"सामाइअत्थ पढमं, छेओवट्ठावणं भवे बितियं ।
परिहारविसुद्धीयं, सुहुमं तह संपरायं च ॥ ३२ ॥
अकसायमहक्खायं, छउमत्थस्स जिणस्स वा ।
एअं चय-रित्तकरं, चारित्तं होइ आहिअं ॥ ३३ ॥"

"પ્રથમ 'સામાયિક ચારિત્ર,' બીજું 'છેદોપસ્થાપનીય,' ત્રીજું 'પરિહાર-વિશુદ્ધિ ચારિત્ર,' ચોથું 'સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર' અને પાંચમું 'કષાય-રહિત યથાખ્યાત ચારિત્ર' (તે અગિયારમા કે બારમા ગુણસ્થાનકે રહેલા) છદ્મસ્થને તથા જિન(કેવળી)ને હોય છે. આ પ્રમાણે કર્મને ખપાવનારું ચારિત્ર પાંચ પ્રકારનું કહ્યું છે."

આ ચારિત્રના ગ્રહણ-પ્રસંગે જે પાઠ બોલવામાં આવે છે, તે નીચે મુજબ હોય છે:—

"करेमि भंते ! सामाइयं, सव्वं सावज्जं जोगं पच्चक्खामि, **जावज्जीवाए तिविहं** तिविहेणं मणेणं, वायाए, काएणं, न करेमि, न कारवेमि, **करंतं पि अन्नं न समणुजाणामि,** * तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥"

મતલબ કે આ સૂત્રમાં જે સ્થળે 'जाव नियमं पज्जुवासामि' એટલા શબ્દો છે, ત્યાં ચારિત્ર અંગીકાર કરનાર 'जाव-ज्जीवाए' બોલે છે. એટલે તેનું સામાયિક જીવનભરનું બની

* મોટા અક્ષરોવાળાં પદો શ્રાવકે ઉચ્ચારવાના ચાલુ સૂત્રના પાઠમાં તફાવત બતાવે છે.

જાય છે. વળી તે સામાયિક ત્રિવિધ-ત્રિવિધ ઉચ્ચરવામાં આવે છે, એટલે કે તેમાં સાવદ્ય-યોગનું પ્રત્યાખ્યાન મન, વચન અને કાયાથી કરવું નહિ, કરાવવું નહિ અને અનુમોદવું નહિ, એ રીતે નવકોટિથી થાય છે. તેથી તેને 'સર્વવિરતિ-સામાયિક'-ના નામથી ઓળખવામાં આવે છે.

શ્રાવક-શ્રાવિકાઓ જે સામાયિક કરે છે, તે એ 'સર્વ-વિરતિ-સામાયિક'ની વાનગીરૂપ છે. તેથી શ્રાવક-શ્રાવિકાનું આ સામાયિક 'દેશવિરતિ-સામાયિક' કહેવાય છે. મતલબ કે તે સર્વવિરતિ કરતાં ન્યૂન હોય છે. આવું સામાયિક જ્યારે ઋદ્ધિવંત શ્રાવક કરે છે ત્યારે તે પૂરા ઠાઠથી ગુરુ-સમીપે જાય છે અને તેમને વંદન કરીને વિધિસર 'સામાયિક' કરતાં 'जाव नियमं पज्जुवासामि' એવો પાઠ બોલે છે. તેનો અર્થ એ છે કે હે પૂજ્ય! જ્યાં સુધી હું 'સામાયિક'ના નિયમને સેવું (ત્યાં સુધી હું બે પ્રકારે અને ત્રણ પ્રકારે મનવડે, વચનવડે અને કાયાવડે સાવદ્ય યોગને ન કરું અને ન કરાવું). આ જ 'સામાયિક' સામાન્ય શ્રાવકો ચાર સ્થલે કરે છે: જિનગૃહમાં, સાધુ-સમીપે, પૌષધશાળામાં અને પોતાના ઘરમાં. તેમાંથી જ્યારે તે સાધુની સમીપે જઈને 'સામાયિક' કરે છે, ત્યારે 'जाव साहू पज्जुवासामि' એ શબ્દો બોલે છે. તેનો અર્થ એ થાય છે કે જ્યાં સુધી હું સાધુની પર્યુપાસના કરું (ત્યાં સુધી બે પ્રકારે અને ત્રણ પ્રકારે મનવડે, વચનવડે અને કાયાવડે સાવદ્ય યોગને ન કરું અને ન કરાવું).

दुविहं तिविहेणं—બે પ્રકારે અને ત્રણ પ્રકારે. છ કોટિથી.

બે પ્રકારને ત્રણ પ્રકારે ગુણવાથી તેની સંખ્યા છની આવે છે. આ છ પ્રકારોને પ્રત્યાખ્યાનની પરિભાષામાં 'કોટિ' કહેવામાં આવે છે. 'કોટિ' એટલે પ્રકાર. મતલબ કે મેં જે પ્રત્યાખ્યાન અહીં લીધું છે, તે છ પ્રકારે લીધું છે. તે પ્રકારો આગળનાં પદોથી દર્શાવ્યા છે—

मणेणं वायाए काएणं, न करोमि न कारवेमि—મન, વચન અને કાયાથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ અને કરાવું નહિ.

અશુભ પ્રવૃત્તિનો ત્યાગ છ 'કોટિ'થી નીચે મુજબ થાય છે:—

(૧) મનથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૨) કરાવું નહિ. (૩) વચનથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૪) કરાવું નહિ. (૫) કાયાથી અશુભ પ્રવૃત્તિ કરું નહિ, (૬) કરાવું નહિ.

જે વસ્તુ કે ક્રિયાને આપણે પાપકારી, અનિષ્ટ કે અશુભ માની હોય તે બીજાની પાસે કરાવવી તે કોઈ પણ રીતે ઉચિત નથી. એથી તો અશુભ વસ્તુ કે ક્રિયા પ્રત્યેની આપણી મમતા જરાયે ઘટી નથી એમ જ સિદ્ધ થાય. તેથી કરવું અને કરાવવું તે બંનેને તાત્ત્વિક દૃષ્ટિએ—કર્મ-બંધનની દૃષ્ટિએ સરખાં જ ગણવામાં આવ્યાં છે.

## મનની શુભાશુભ પ્રવૃત્તિ.

'શુભ' અને 'અશુભ'ની મતલબ અહીં કર્મના શુભાશુભ આસ્રવથી છે. મતલબ કે મનની, વચનની અને કાયાની જે પ્રવૃત્તિથી શુભ કર્મનો આસ્રવ થાય, તે 'શુભ' છે અને જે પ્રવૃત્તિથી અશુભ કર્મનો આસ્રવ થાય, તે 'અશુભ' છે. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં તે સંબંધી સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું છે કે:—

"मैत्र्यादिवासितं चेतः, कर्म सूते शुभात्मकम् ।
कषाय-विषयाक्रान्तं, वितनोत्यशुभं पुनः ॥ ७९ ॥"

"'૧ મૈત્રી, ૨ મુદિતા, ૩ કરુણા અને ૪ ઉપેક્ષા' એ ચાર ભાવનાઓ દ્વારા સુવાસિત થયેલું મન 'શુભકર્મ'ને—'પુણ્યકર્મ'ને પેદા કરે છે; જ્યારે 'ક્રોધ, માન, માયા અને લોભ'રૂપી 'કષાય' તથા 'સ્પર્શ-લાલસા, રસ-લાલસા, ગંધ-લાલસા, રૂપ-લાલસા અને શબ્દ-લાલસા' એ પાંચ 'વિષયો'થી પરાધીન થયેલું મન 'અશુભ કર્મ'ને એકત્ર કરે છે."

'સર્વે જીવો મિત્ર છે, કોઈ પણ દુશ્મન નથી, તેમ માનવું એ 'મૈત્રી-ભાવના' છે. ગુણવંતોને જોઈ આનંદ પામવો, તેમના પ્રત્યે દ્વેષ ન કરવો, તે 'મુદિતા-ભાવના' છે. દુઃખી પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી, તેનો તિરસ્કાર કરવો નહિ, તે 'કરુણા-ભાવના' છે અને જેઓ વિપરીત-વૃત્તિવાળા હોય, એટલે જાણી-જોઈને ખોટું કરી રહ્યા હોય, તથા યોગ્ય પ્રયત્નથી ઉચિત માર્ગે વાળી શકાય નહિ તેવા હોય, તેમના

પ્રત્યે ઉદાસીન ભાવ ધારણ કરવો, પણ તેમને ધિક્કારવા નહિ, તે 'ઉપેક્ષા-ભાવના' છે.

'ક્રોધ' એ શરીર તથા મનમાં સંતાપ પેદા કરે છે, વેરનું કારણ છે અને શાંતિરૂપ સુખનો અનુભવ થવા દેતો નથી, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રતિકાર કે પ્રત્યુપાય 'ક્ષમા' છે. 'માન' એ વિનય, વિદ્યા, શીલ તથા પુરુષાર્થનો ઘાતક છે, તે વિવેકરૂપી ચક્ષુને ફોડી નાખે છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય 'નમ્રતા' છે. 'માયા' એ અસત્યની જનની છે, શીલવૃક્ષને છેદનારી કુહાડી છે, મિથ્યાત્વ અને અજ્ઞાનની જન્મભૂમિ છે તથા પારકાનો તેમ જ પોતાનો દ્રોહ કરનારી છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય 'સરલતા' છે. 'લોભ' એ અનેક દોષોની ખાણ છે, ગુણોનો નાશ કરનારો રાક્ષસ છે, અને દુઃખરૂપી વેલના મૂળ-સમાન છે, તેથી ત્યાજ્ય છે. તેનો પ્રત્યુપાય 'સંતોષ' છે. એકંદરે આ ચારે કષાયો સમ્યક્-ચારિત્રના ઘાતક છે અને સમભાવની પ્રાપ્તિમાં મહાન અંતરાય-રૂપ છે; તેથી બને તેટલા જલદી તે દૂર કરવા જોઈએ. પરંતુ પ્રજ્વલિત અગ્નિ વિના જેમ સોનાની કઠોરતા દૂર થઈ શકતી નથી, તેમ ઇંદ્રિયો પર વિજય મેળવ્યા વિના કષાયો જિતી શકાતા નથી. તેથી ઇંદ્રિયોની લાલસા પર જય મેળવવો એ પણ તેટલું જ જરૂરનું છે.

'હાથણીનાં સ્પર્શ-સુખનો સ્વાદ ચાખવા સૂંઢ લંબાવનાર હાથી તુરત જ ખીલા સાથે બંધાવાનું દુઃખ અનુભવે છે. અગાધ પાણીમાં વિચરનારું માછલું કાંટા ઉપરના ખાદ્ય પદાર્થને

ગળતાં જ મચ્છીમારના હાથમાં જઈ પડે છે. ગંધ-લોલુપ ભમરો મદ-ઝરતા હાથીના ગંડ-સ્થળ ઉપર જઈ બેસતાં જ તેના સૂપડા જેવા કાનના સપાટાથી મરણ પામે છે. પ્રકાશિત જ્વાલાના તેજથી મોહિત થયેલો પતંગ દીવામાં પડતાં જ મરણ પામે છે. અને મનોહર ગીત સાંભળવાને ઊંચી ડોક કરીને ઊભું રહેલું હરણ ધનુષ્ય ખેંચીને ઊભેલા પારધીના બાણથી વીંધાઈ જાય છે. આવી રીતે એકેક ઇંદ્રિયની લાલસા પણ દુઃખ યા મરણ નિપજાવે છે, તો પાંચે ઇંદ્રિયોની લાલસા-વાળાના શા હાલ થાય? તે વિચારવું જરા પણ મુશ્કેલ નથી.'*

સુખની કલ્પનાથી વિષયો ભોગવવાની લાલસા પેદા થાય છે, તે 'લોભ' છે. પછી તે માટે જીવ અનેક પ્રકારના ઉપાયોનું ચિંતન કરે છે, તે 'માયા' છે. તે ઉપાયો સફળ થવામાં જ્યારે અંતરાય ઊભો થાય છે ત્યારે ગુસ્સો પેદા થાય છે, તે 'ક્રોધ' છે. કદાચ સરલતાથી તે ઉપાય પાર પડે તો પોતાની બુદ્ધિનો કે પોતાનાં સાધન અને સ્થાનનો મદ કરે છે, તે 'અભિમાન' છે. અને તેથી જ 'કષાયો' પર જય મેળવનારે 'વિષય-લાલસા'ને જિતવી જોઈએ. પરંતુ વિષય-લાલસાનો મુખ્ય આધાર સુખની મિથ્યા કલ્પના છે, અને તે કલ્પના જડ અને ચૈતન્યનો ભેદ મનમાં યથાર્થ રીતે સ્થિર નહિ થવાથી જ ઉત્પન્ન થાય છે, એટલે તેનું યોગ્ય જ્ઞાન જરૂરી છે. આવું જ્ઞાન સમ્યગ્દર્શન વિના ઉદ્-ભવતું નથી, તેથી 'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-

* શ્રીહેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર પ્ર. ૪ના આધારે.

ચારિત્ર' એ ત્રણેની પ્રાપ્તિ 'સામાયિક'ની સિદ્ધિ માટે જરૂરી છે.

મન એ મર્કટ જેવું ચંચળ છે, ધ્વજાના છેડા જેવું અસ્થિર છે, અને નિરંતર વાતા પવનની માફક વિષયોમાં સ્વચ્છંદી રીતે ભટકનારું છે. તેમ છતાં તેને ધ્યાનમાં જોડવાથી અને તેની અંદર રહેલા રાગ અને દ્વેષરૂપી બે કાંટા કાઢી નાખવાથી તે મોક્ષ-પ્રાપ્તિમાં મદદગાર થાય છે. તેથી જ અનુભવીઓનું કથન છે કે—" मन एव मनुष्याणां, कारणं बन्ध-मोक्षयोः।" "મન એ જ મનુષ્યને બંધ એટલે કર્મ-બંધનું અને મોક્ષ એટલે કર્મમાંથી મુક્તિનું કારણ છે."

## વચનની શુભાશુભ પ્રવૃત્તિ

વચનની શુભાશુભ-પ્રવૃત્તિ માટે શ્રીહેમચંદ્રાચાર્યે યોગ-શાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં જણાવ્યું છે કે :—

" श्रुतज्ञानं द्वादशाङ्गं गणि-पिटकं, तदाश्रितं तदविरोधेन वर्तमानं वचो वाग्योगः, स शुभस्य कर्मणोऽर्जनाय। तदेव वचो विपरीतं मिथ्या श्रुतज्ञानविरोधि चाशुभस्य कर्मणोऽर्जनाय ॥७६॥"

" 'શ્રુતજ્ઞાન' એટલે 'દ્વાદશાંગ,' બાર અંગો કે 'ગણિપિટક'. તેને અનુસરીને એટલે તેનાથી અવિરુદ્ધ રીતે વર્તતું વચન, તે 'વાગ્-યોગ'. તે શુભકર્મ ઉપાર્જન કરવા માટે થાય છે. તે જ વચન વિપરીત હોય, શ્રુતજ્ઞાનથી વિરોધી હોય, તો તે અશુભ કર્મના ઉપાર્જન કરવા માટે થાય છે. મતલબ કે દ્વાદશાંગીને વફાદાર રહીને ભાષા બોલવી, તે

વચનની શુભ પ્રવૃત્તિ છે, અને તેનાથી વિરુદ્ધ બોલવું, તે વચનની અશુભ પ્રવૃત્તિ છે.”

શ્રીભગવતીસૂત્ર, જે દ્વાદશાંગીનું પાંચમું અંગ છે, તેના ૧૩મા શતકના ૭મા ઉદ્દેશમાં જણાવ્યા મુજબ ભાષા ચાર પ્રકારની છે: ‘(૧) સત્ય, (૨) મૃષા (અસત્ય), (૩) સત્યમૃષા (સત્યાસત્ય), અને (૪) અસત્યામૃષા (ન-સત્ય કે ન-અસત્ય).’ (આ ચોથા પ્રકારની ભાષા સંબોધન, આમંત્રણ કે આજ્ઞામાં વપરાય છે.) આ ચાર પ્રકારની ભાષાઓ પૈકી બે પ્રકારની ભાષા ‘મૃષા’ (અસત્ય) અને ‘સત્યમૃષા’ (સત્યાસત્ય) તો ન જ બોલવી; જ્યારે બાકીની એટલે ‘સત્ય’ અને ‘અસત્યામૃષા’ (ન સત્ય—ન-અસત્ય) ભાષા વિવેકપૂર્વક બોલવી. તે માટે શ્રીદશવૈકાલિકસૂત્રના ૭મા અધ્યયનમાં (ગા. ૨) કહ્યું છે કે:—

“ चउण्हं खलु भासाणं, परिसंखाय पन्नवं ।
दुण्हं तु विणयं सिक्खे, दो न भासिज्ज सव्वसो ॥ ”

“પ્રાજ્ઞ મનુષ્યે ચાર પ્રકારની ભાષાને જાણીને તેમાંથી બે પ્રકારની ભાષા સર્વથા ન બોલવી જોઈએ અને બે પ્રકારની ભાષાનો વિનય શીખવો.” મતલબ કે ભાષા સત્ય હોય, પણ સાવદ્ય હોવાના કારણે બોલવા જેવી ન હોય અથવા ન સત્ય-ન અસત્ય હોય, પણ ‘શિષ્ટાચાર-વિના’ની એટલે તોછડી હોય, તો તે પણ ન બોલવી જોઈએ. વળી જે ભાષા કર્કશ હોય, સંદિગ્ધ હોય તથા શાશ્વત પદાર્થની સિદ્ધિમાં પ્રતિકૂળ હોય તેવી પણ ન બોલવી જોઈએ. આવા દોષોથી રહિત જે

ભાષા સત્ય હોય અથવા ન સત્ય-ન અસત્ય હોય અને બીજાને ઉપકારક હોય, તે બોલવી જોઈએ.

શ્રીદશવૈકાલિકસૂત્રના ૭મા અધ્યયનની નિર્યુક્તિમાં જણાવ્યા પ્રમાણે [૧] 'સત્ય ભાષા' અથવા 'સત્યવચન-યોગ' દસ પ્રકારનો છે. તે નીચે મુજબ :—

(૧) '**જનપદ-સત્ય**' જે દેશમાં જેવી ભાષા બોલાતી હોય, તે દેશમાં તે પ્રમાણે બોલવું, તે જનપદ-સત્ય છે. જેમ કે 'બિલ' શબ્દથી ગુજરાતી ભાષામાં દર કે ગુફા સમજાય છે, જ્યારે અંગ્રેજી ભાષામાં તે જ શબ્દથી ભરતિયું, ફરેલી સેવાની કિંમતનો આંકડો કે કાયદાનો ખરડો સમજાય છે.

(૨) '**સમ્મત-સત્ય**' પ્રથમના વિદ્વાનોએ જે શબ્દને જે અર્થમાં માન્ય કરેલો છે, તે શબ્દને તે અર્થમાં માન્ય રાખવો, તે સમ્મત-સત્ય છે. જેમ કે કમલ અને દેડકો બંને પંક( કાદવ )માં જન્મે છે, છતાં પંકજ-શબ્દ કમલ માટે વપરાય છે; નહિ કે દેડકા માટે.

(૩) '**સ્થાપના-સત્ય**' કોઈ પણ વસ્તુની સ્થાપના કરી તેને એ નામથી ઓળખાવી, તે 'સ્થાપના-સત્ય' છે. જેમ કે અમુક આકૃતિવાળા અક્ષરને જ 'क' કહેવો. એકડાની પાછળ બે શૂન્ય ઉમેરીએ તેને 'સો' અને ત્રણ શૂન્ય ઉમેરીએ તેને 'હજાર' કહેવા વગેરે. શેતરંજનાં

મહોરાંને ‘ હાથી, ’ ‘ ઊંટ, ’ ‘ ઘોડા ’ આદિ પણ તે જ રીતે કહેવાય છે.

( ૪ ) **‘ નામ-સત્ય ’** ગુણ-વિહીન હોવા છતાં કોઈ પણ વ્યક્તિ કે વસ્તુ-વિશેષનું અમુક નામ રાખવું, તે ‘ નામ-સત્ય ’ છે. જેમ કે એક છોકરો ગરીબના ઘરમાં જન્મ્યો હોવા છતાં તેનું નામ રાખેલું હોય ‘ લક્ષ્મીચંદ્ર ’.

( ૫ ) **‘ રૂપ-સત્ય ’** કોઈ ખાસ રૂપ ધારણ કરનારને તે નામથી જ બોલાવવા. જેમ કે સાધુનો વેષ પહેરેલો જોઈને તેને ‘ સાધુ ’ કહેવા.

( ૬ ) **‘ પ્રતીત-સત્ય ( અપેક્ષા-સત્ય ).’** એક વસ્તુની અપેક્ષાએ બીજીને મોટી, હલકી, ભારે આદિ કહેવી, તે ‘ પ્રતીત-સત્ય ’ છે. જેમ કે અનામિકા આંગળી મોટી છે. આ કથન કનિષ્ઠાની અપેક્ષાથી સત્ય છે, પરંતુ મધ્યમા આંગળી કરતાં તે નાની છે.

( ૭ ) **‘ વ્યવહાર-સત્ય ( લોક-સત્ય ).’** જે વાત વ્યવહારમાં બોલાય, તે ‘ વ્યવહાર-સત્ય ’ છે. જેમ કે પહોંચે છે તો ગાડી, પણ કહેવાય છે ત્યારે જામનગર આવી ગયું. રસ્તો કે માર્ગ સ્થિર છે, તે કાંઈ ચાલી શકતો નથી, તો પણ કહેવાય છે કે આ માર્ગ આબૂ જાય છે. તે જ રીતે સળગે છે ડુંગર ઉપરનું ઘાસ, છતાં કહેવાય છે કે ડુંગર સળગી ઊઠ્યો છે.

( ૮ ) **‘ ભાવ-સત્ય ’** જે વસ્તુમાં જે ભાવ પ્રધાનપણે

દેખાતો હોય, તેને લક્ષ્યમાં લઈને તે વસ્તુનું પ્રતિપાદન કરવું, તે 'ભાવ-સત્ય' છે. જેમ કે કેટલાક પદાર્થોમાં પાંચે રંગો ઓછા-વત્તા પ્રમાણમાં હોય, પરંતુ તે તે રંગની પ્રધાનતાને લઈને કાળો, લાલ, પીળો વગેરે કહેવાય છે. દૃષ્ટાંત તરીકે પોપટમાં અનેક રંગો હોવા છતાં, તેને લીલો કહેવાય છે, તે 'ભાવ-સત્ય' છે.

(૯) **'યોગ-સત્ય'** યોગ અર્થાત્ સંબંધથી કોઈ વ્યક્તિ કે વસ્તુને તે નામથી ઓળખવી, તે 'યોગ-સત્ય' છે. જેમ કે અધ્યાપકને અધ્યાપન-કાલ સિવાય પણ 'અધ્યાપક' કહેવામાં આવે છે.

(૧૦) **'ઉપમા-સત્ય'** કોઈ એક જાતની સમાનતા હોય, તેના પરથી તે વસ્તુની બીજાની સાથે તુલના કરવી અને તેને તે નામથી ઓળખવી, તે 'ઉપમા-સત્ય' છે. જેમ કે 'ચરણ-કમળ,' 'મુખ-ચંદ્ર,' 'વાણી-સુધા' વગેરે.

[૨] **'મૃષાભાષા'** અથવા **'અસત્ય વચનયોગ'** દસ પ્રકારનો છે:—

(૧) 'ક્રોધ-મિશ્રિત'—જે વચન ક્રોધમાં બોલાય.

(૨) 'માન-મિશ્રિત'—જે વચન માનમાં બોલાય.

(૩) 'માયા-મિશ્રિત'—જે વચન બીજાને ઠગવા માટે બોલાય.

(૪) 'લોભ-મિશ્રિત'—જે વચન લોભમાં પડવાથી બોલાય.

( ૫ ) 'રાગ-મિશ્રિત'—જે વચન પ્રેમને વશ થવાથી બોલાય.

( ૬ ) 'દ્વેષ-મિશ્રિત'—જે વચન દ્વેષને વશ થવાથી બોલાય.

( ૭ ) 'હાસ્ય-મિશ્રિત'—જે વચન હાંસીમાં બોલાય.

( ૮ ) 'ભય-મિશ્રિત'—જે વચન ભયવશાત્ બોલાય.

( ૯ ) 'આખ્યાયિકા-મિશ્રિત'—જે વચન અસંભવિત હોય, છતાં વાર્તાનો રંગ જમાવવા માટે બોલાય અથવા રાગ-દ્વેષ-યુક્ત બોલાય.

( ૧૦ ) 'ઉપઘાત-મિશ્રિત'—જે વચન પ્રાણીઓની હિંસા કરાવે તે.

[ ૩ ] '**સત્ય-મૃષા**' અથવા '**મિશ્ર વચનયોગ**' દસ પ્રકારનો છે:—

( ૧ ) 'ઉત્પન્ન-મિશ્રિત'—ઉત્પત્તિની બાબતમાં ભળતું જ કથન. જેમ કે આ નગરમાં દસ બાળકો જન્મ્યા છે, જ્યારે તે સંખ્યાની ચોક્કસ માહિતી ન હોય.

( ૨ ) 'વિગત-મિશ્રિત'—ઉપર મુજબ મરણ-સંબંધી ભળતું કથન.

( ૩ ) 'ઉત્પન્ન-વિગત-મિશ્રિત'—જન્મ અને મરણ બંને સંબંધી ભળતું કથન.

(૪) 'જીવ-મિશ્રિત'—જીવિત અને મરેલા જીવો સાથે પડ્યા હોય, છતાં કહેવું કે જીવ-રાશિ.

(૫) 'અજીવ-મિશ્રિત'—કચરાનો ઢગલો જોઈને કહેવું કે આ અજીવ છે, જ્યારે તેમાં ઘણા ય કીડા ખદબદતા હોય.

(૬) 'જીવાજીવ-મિશ્રિત'—જીવો અને અજીવો બંને સાથે હોય, તેમાં એકને વધારે બતાવવા ને બીજાને ઓછા બતાવવા.

(૭) 'અનન્ત-મિશ્રિત'—અનન્તકાય અને પ્રત્યેક-વનસ્પતિકાય સાથે હોય, છતાં કહેવું કે તે અનન્તકાય છે. જેમ કે મૂળો એ અનન્તકાય છે. અહીં મૂળાનો કંદ એ અનન્તકાય છે, જ્યારે પાંદડાં પ્રત્યેક-વનસ્પતિકાય છે.

(૮) 'પ્રત્યેક-મિશ્રિત'—એ જ મુજબ પ્રત્યેક-વનસ્પતિ-કાય અને અનન્તકાય સાથે હોવા છતાં માત્ર પ્રત્યેક-વનસ્પતિ-કાય કહેવું, તે 'પ્રત્યેક-મિશ્રિત વચન-યોગ' છે.

(૯) 'અદ્ધા-મિશ્રિત'—દિવસ, રાત આદિ કાલના સંબંધમાં મિશ્ર-વચન બોલવું. જેમ કે દિવસ ઊગવાની તૈયારી હોય છતાં સૂતેલો માણસ બોલે કે હજી તો ઘણી રાત બાકી છે.

(૧૦) 'અદ્ધાદ્ધા-મિશ્રિત'—દિવસ અને રાતના એક ભાગને 'અદ્ધાદ્ધા' કહેવાય છે. તે સંબંધમાં મિશ્રવચન બોલવું, તે અદ્ધાદ્ધા-મિશ્રિત છે. જેમ કે એક શેઠ સવાર પડતાં નોકરને કહે કે બપોર થયો તો પણ દીવા કેમ બળે છે?

[૪] '**અસત્યામૃષા-ભાષા**' (વ્યવહાર-વચનયોગ) ના બાર પ્રકારો છે:—

(૧) 'આમંત્રણી'—સંબોધન કરવું, જેમ કે હે પ્રભો!

(૨) 'આજ્ઞાપની'—આજ્ઞા આપવી, જેમ કે આ કામ કરો.

(૩) 'યાચની'—યાચના કરવી, જેમ કે આ ચીજ મને આપો.

(૪) 'પ્રચ્છની'—કોઈ પણ વિષય પરનો સંદેહ દૂર કરવા પ્રશ્ન પૂછવો, જેમ કે જીવનું સ્વરૂપ શું?

(૫) 'પ્રજ્ઞાપની'—પ્રરૂપણા કરવી, જેમ કે જીવ છે, અજીવ છે વગેરે.

(૬) 'પ્રત્યાખ્યાની'—ત્યાગ માટે બોલવું, જેમ કે હું અમુક વસ્તુનો ત્યાગ કરું છું.

(૭) 'ઇચ્છાનુલોમા'—ઇચ્છાનુસાર અનુમોદન કરવું, જેમ કે કોઈએ પૂછ્યું કે, 'હું સાધુ પાસે જાઉં?' તો કહેવું કે 'વાત બહુ સારી છે.'

(૮) 'અનભિગૃહીતા'—પોતાની સંમતિ પ્રકટ ન કરવી, જેમ કે 'તમારી મરજી હોય તેમ કરો.'

(૯) 'અભિગૃહીતા'—સંમતિ આપવી, જેમ કે આ કામ તમારે કરવું જોઈએ.

(૧૦) 'સંશયકારિણી'—જે શબ્દના અનેક અર્થ થતા હોય, તેનો પ્રયોગ કરવો, જેમ કે 'સૈંધવ' લાવો.

અહીં સૈંધવ શબ્દથી સંદેહ ઉત્પન્ન થાય છે કે આ તે ઘોડો મંગાવે છે કે મીઠું ?

(૧૧) 'વ્યાકૃત'—વિસ્તારથી બોલવું, જેથી સ્પષ્ટ રીતે સમજી શકાય.

(૧૨) 'અવ્યાકૃત'—અતિગંભીરતાથી બોલવું, કે જે બીજાને સમજવું કઠણ પડે.

સામાયિકના સમય દરમિયાન મૌન ધારી શકાય, તો તે ઇચ્છવા યોગ્ય છે. તે ન બને તેમ હોય તો ઓછામાં ઓછું બોલવું અને જે કાંઈ બોલાય તે સંપૂર્ણ 'નિરવદ્ય' હોય, તે ખાસ લક્ષ્યમાં રાખવું ઘટે છે.

## કાયાની શુભાશુભ પ્રવૃત્તિ

કાયાની શુભાશુભ પ્રવૃત્તિ માટે શ્રીહેમચંદ્રાચાર્યે યોગ-શાસ્ત્રના ચતુર્થ પ્રકાશ (શ્લો. ૭૭)માં જણાવ્યું છે કે—

"शरीरेण सुगुप्तेन, शरीरी चिनुते शुभम् ।
सततारम्भिणा जन्तु-घातकेनाशुभं पुन: ॥"

"ચેષ્ટા-રહિત શરીરવડે એટલે કાયોત્સર્ગાદિ-ક્રિયાવાળા શરીરથી આત્મા 'શુભ' કર્મને સંચિત કરે છે, તથા સતત આરંભવાળા અને પરિણામે જીવ-હિંસાદિ-પ્રવૃત્તિવાળા શરીરથી અશુભ કર્મને ભેગું કરે છે." મતલબ કે સાવદ્ય પ્રવૃત્તિને છોડવી તે કાયાની શુભ પ્રવૃત્તિ છે, અને દેહાધ્યાસ-પૂર્વક પ્રવૃત્તિ કરવી, તે 'અશુભ પ્રવૃત્તિ' છે. આ દૃષ્ટિએ દેવ તથા ગુરુને થતું વંદન કે પુસ્તક વાંચવા માટે થતું હાથનું

હલન-ચલન ‘ શુભ ’ છે અને માખી કે મચ્છરને ઉડાડવા માટે થતું કાયાનું હલન-ચલન ‘ અશુભ ’ છે.

સામાયિકના સમય દરમિયાન ‘ કાયોત્સર્ગ ’ અને ‘ ધર્મધ્યાન ’નો જેટલો આશ્રય લેવાય તેટલો ઉત્તમ છે, કારણ કે તેનાથી સર્વત્ર ભટકતું મન ખીલે બંધાય છે અને ભાવનાઓ-વડે શુદ્ધિ પામીને રાગ, દ્વેષ તથા મોહથી વિરક્ત થાય છે; અને પરિણામે ‘ સમભાવ ’ કે ‘ શમ-રસ ’ યા ‘ પ્રશમ-રસ ’ નો અપૂર્વ આનંદ માણી શકે છે.

तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि—અત્યાર સુધી કરેલી તે ‘ અશુભ પ્રવૃત્તિ ’માંથી હે ભગવંત! હવે હું નિવૃત્ત થાઉં છું, તેને ખોટી ગણું છું, તેનો આપની સાક્ષીએ એકરાર કરું છું, અને તે ‘ અશુભ પ્રવૃત્તિ ’ કરનાર કષાયાત્માનો ત્યાગ કરું છું.

આત્મ-વિકાસ માટે શરૂ કરેલું કોઈ પણ અનુષ્ઠાન ત્યારે જ પૂરેપૂરું ફલ આપે છે કે જ્યારે તે ભાવ-શુદ્ધિ-પૂર્વક થયેલું હોય. આ ‘ ભાવ-શુદ્ધિ ’ કરવા માટે જૈન શાસ્ત્રકારોએ ‘ ચતુષ્પદી ’ની સુંદર યોજના કરેલી છે. તેમાં પ્રથમ પદ ‘ પાછા ફરો ’ અથવા ‘ પ્રતિક્રમણ કરો ’નું છે. જો કોઈ પ્રવૃત્તિ ખરેખર ખોટી જ લાગતી હોય તો તે માર્ગે આગળ વધતાં અટકવું જ જોઈએ, એટલું જ નહિ પણ તે માર્ગેથી પાછા પણ હઠવું જોઈએ; અર્થાત્ ભવિષ્યમાં તે પ્રવૃત્તિ ન કરવાની વૃત્તિ કેળવવી જોઈએ. તે માટે તેની અનિષ્ટતા પૂરેપૂરી સમજી

વસ્તુનો વિશેષ અવબોધ તે જ્ઞાન. વસ્તુનો સામાન્ય અવબોધ તે દર્શન. કૈવલ્યને પામવાથી તે વર કહેવાય છે, અને સર્વત્ર અસ્ખલિત રહેવાથી તે અપ્રતિહત ગણાય છે. આવાં અપ્રતિહત વરજ્ઞાન અને દર્શનને ધારણ કરનારાઓને.

આત્માનો સ્વભાવ સર્વ વસ્તુઓને જોવા-જાણવાનો છે. તે તેના પર આવેલાં સર્વ પ્રકારનાં આવરણો દૂર થવાથી પ્રકટ થાય છે. અહીં પ્રથમ જ્ઞાન અને પછી દર્શનને ગ્રહણ કરવાનું કારણ એ છે કે કેવલજ્ઞાનાદિ સર્વ લબ્ધિઓ સાકારોપયોગ એટલે જ્ઞાનોપયોગથી યુક્ત આત્માને પ્રકટ થાય છે, પણ દર્શનોપયોગથી યુક્ત આત્માને પ્રકટ થતી નથી.

विअट्ट-छउमाणं- व्यावृत्त-छद्मस्य :— છદ્મ-રહિતોને, જેમનું છદ્મસ્થપણું ચાલ્યું ગયું છે, તેઓને.

'व्यावृत्तम्- अपगतम्'— વ્યાવૃત્ત એટલે ચાલ્યું ગયેલું. છદ્મ એટલે આવરણ—ઘાતીકર્મોરૂપી આવરણ. અન્ય રીતે કહીએ તો જેમનું છદ્મસ્થપણું ચાલ્યું ગયું છે, તેઓને. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતીકર્મો જ્યાં સુધી પૂરેપૂરાં ક્ષય ન પામે ત્યાં સુધીની અવસ્થા છદ્મસ્થાવસ્થા કહેવાય છે.

કેટલાક એમ માને છે કે ધર્મની ગ્લાનિ થતી જોઈને, ધર્મનો વિનાશ થતો જોઈને પરમપદ પામેલા એવા જ્ઞાનીઓ તે સ્થિતિ દૂર કરવાને માટે ફરી વાર જન્મ ધારણ કરે છે, પણ આ માન્યતા યુક્તિ-સંગત નથી. જે સર્વથા વીતરાગ છે—

મોહ-રહિત છે, તેમને જન્મ લેવાનું પ્રયોજન નથી અને જે મોહ-સહિત છે, તે ખરેખર પરમપદને પ્રાપ્ત થયેલા હોતા જ નથી. એટલે છદ્મસ્થપણું એક વાર પૂરેપૂરું ચાલી ગયા પછી પુનઃ તે આવતું નથી. શ્રીતીર્થંકર દેવો ઘાતીકર્મનો નાશ કરનારા હોવાથી તેમનું છદ્મસ્થપણું પૂરેપૂરું ચાલ્યું ગયું હોય છે.

जिणाणं जावयाणं– जिनेभ्यः जापकेभ्य :— જિતનારાઓને તથા જિતાવનારાઓને.

રાગાદિ-દોષો જે સ્વાનુભવ-સિદ્ધ છે, અને જે સંસાર-પરિભ્રમણનું મુખ્ય કારણ છે, તેને શ્રીતીર્થંકર દેવો બરાબર જિતી લે છે; એટલું જ નહિ પણ તેઓ સદુપદેશાદિવડે અન્યને એવું બળ સમર્પે છે કે જેથી તેઓ પણ રાગાદિ-દોષોને જિતી લેવામાં સમર્થ થાય છે.

तिन्नाणं तारयाणं– तीर्णेभ्यः तारकेभ्य :— તીર્ણોને, તારકોને. જેઓ સ્વયં સંસાર-સમુદ્ર તરી ગયા છે તેઓને, તથા જેઓ અન્યને સંસાર-સમુદ્રથી તારે છે, તેઓને.

શ્રીતીર્થંકર દેવો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્રરૂપી પ્રવહણવડે સંસાર-સમુદ્રને તરી ગયેલા છે તથા બીજાઓને પણ પોતાના અચિંત્ય પ્રભાવ અને અતિશયવાળી દેશના વડે તારે છે.

बुद्धाणं बोहयाणं– बुद्धेभ्यः बोधकेभ्य :— બુદ્ધોને, બોધ પમાડનારાઓને.

અજ્ઞાન-નિદ્રામાં પોઢેલાં આ જગતમાં શ્રીતીર્થંકર દેવો અન્ય કોઈના ઉપદેશ વિના જ સ્વ-સંવિદિત જ્ઞાન વડે જીવાજીવાદિ તત્ત્વને જાણે છે તથા બીજાઓને તેનો બોધ કરે છે, તેથી તેઓ બુદ્ધ અને બોધક કહેવાય છે, તેઓને.

જ્ઞાન સ્વ-સંવિદિત છે, એટલે કે તે પોતે પોતાને જાણે છે અને બીજાને પણ જણાવે છે. દીવાની જેમ. જો તેમ ન હોય તો તે પોતાને પણ જાણી શકે નહિ અને બીજાને પણ જણાવી શકે નહિ.

मुत्ताणं मोअगाणं – मुक्तेभ्यः मोचकेभ्यः :— મુક્તોને, મૂકાવનારાઓને.

વિચિત્ર પ્રકારના વિપાકોને આપનાર વિવિધ કર્મોનાં બન્ધનથી શ્રીતીર્થંકર દેવો મુક્ત થયેલા છે, એટલે તેઓ કૃતકૃત્ય કે નિષ્ઠિતાર્થ છે. અન્યને પણ તેઓ કર્મનાં બંધનમાંથી મુક્તિ અપાવે છે—મૂકાવે છે. જે જગતને કરે છે, તે વાસ્તવિક રીતે કૃતકૃત્ય નથી. હીનાધિકતા કરે તો રાગ-દ્વેષનો પ્રસંગ આવે છે અને જેઓ જગત્કર્ત્તામાં લીન થઈ જવું એને નિષ્ઠિતાર્થતા માને છે, તેમને એકનો બીજામાં લય થવાથી બેમાંથી એકના અભાવનો પ્રસંગ આવે છે.

सव्वन्नूणं सव्वदरिसीणं– सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः.— સર્વજ્ઞોને, સર્વદર્શીઓને.

સર્વને જાણે, તે સર્વજ્ઞ. સર્વનું દર્શન કરે, તે સર્વદર્શી. અહીં સર્વ-શબ્દથી લોકાલોક-વ્યાપી સર્વ દ્રવ્યો અને તેના

સર્વ પર્યાયો સમજવાના છે. શ્રીતીર્થંકર દેવોનાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મોનો સંપૂર્ણ રીતે ક્ષય થયેલો હોવાથી તેઓ સર્વ દ્રવ્યોને તથા તેના સર્વ પર્યાયોને જાણી શકે છે, જોઈ શકે છે.

યોગ અને અધ્યાત્મનો ઊંડો અનુભવ ધરાવનાર સ્વાનુભવથી સમજી શકે છે કે સ્વ-સંવિદિત જ્ઞાનવાળો આત્મા જેમ જેમ ( જ્ઞાનાવરણીય ) કર્મનાં બંધનમાંથી મુક્તિ પામે છે, તેમ તેમ તે વસ્તુઓના વિશેષ ને વિશેષ પર્યાયો જાણી શકે છે. તેથી એક સમય એવો જરૂર આવવો જોઈએ કે જ્યારે તે આત્મા કર્મ-બંધનમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થતાં સર્વ વસ્તુઓના સર્વ પર્યાયોને બરાબર જાણી શકે.

સર્વજ્ઞતાની સિદ્ધિ કરનારા અનેક પ્રામાણિક ગ્રંથો અને ગ્રંથાધિકારો આજે ઉપલબ્ધ છે. શ્રીહરિભદ્રસૂરિની સર્વજ્ઞ-સિદ્ધિ, શ્રીનંદીસૂત્રની વ્યાખ્યામાં શ્રીમલયગિરિ મહારાજે કરેલું સર્વજ્ઞ-સિદ્ધિનું નિરૂપણ, સન્મતિતર્કની વિવૃતિમાં શ્રીઅભયદેવસૂરિએ ચર્ચેલો સર્વજ્ઞતાવાદ, કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિએ પ્રમાણમીમાંસામાં કરેલી સર્વજ્ઞ-સિદ્ધિ અને અન્ય સમર્થ તાર્કિકોએ કરેલી તાત્ત્વિક ચર્ચાઓ આ વિષય પર પુષ્કળ પ્રકાશ પાડે છે. તેથી સર્વજ્ઞતાને સમજવા ઇચ્છનારે આ ગ્રંથો અને ગ્રંથાધિકારોનું તટસ્થ-ભાવે મનન-પરિશીલન કરવું અત્યંત આવશ્યક છે.

सिवमयलमरुअमणंतमक्खयमव्वाबाहमपुणरावित्ति — शिवम्-अचलम्-अरुजम्-अनन्तम्-अक्षयम्-अव्याबाधम्-अपुनरावृत्ति– શિવ;

અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ.

આ પદોનો સંબંધ 'सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं' એ પદો સાથે છે. એટલે કે તે મોક્ષસ્થાનનાં વિશેષણો છે.

शिवम्–વિઘ્નો-ઉપદ્રવોથી રહિત. 'सर्वापायापगमात् शिवम्'—જેમાંથી સર્વ અપાયો-ઉપદ્રવો દૂર થયા છે, તે શિવ.

अचलम्— અચલ-સ્થિર. 'चलन-रहितत्वादचलम्'—જે ચલિત થવાના ગુણથી રહિત હોય તે અચલ કહેવાય. અથવા જેમાં સ્વાભાવિક કે પ્રાયોગિક કોઈ પણ પ્રકારની ચલન-ક્રિયાનો સંભવ નથી, તે અચલ.

अरुजम्— વ્યાધિ અને વેદનાથી રહિત. 'अरुजं व्याधि-वेदनारहितम्; तन्निबन्धनयोः शरीर-मनसोरभावात्'–અરુજ એટલે વ્યાધિ અને વેદનાથી રહિત, કારણ કે શરીર અને મનનો ત્યાં અભાવ છે. વ્યાધિનું મૂળ શરીર છે, વેદનાનું મૂળ મન છે.

अनन्तम्— અનંત, અંતરહિત. કોઈ પણ કાળે જેનો અંત નથી, તે અનંત.

अक्षयम्— અક્ષય. જેનો કદાપિ ક્ષય થતો નથી, જેમાં કદાપિ ઘટાડો થતો નથી, તે અક્ષય.

अव्याबाधम्— અવ્યાબાધ, પીડા-રહિત. કર્મ-જન્ય પીડાઓથી રહિત.

अपुनरावृत्ति— જ્યાં ગયા પછી પાછું ફરવાનું હોતું નથી તેવું.

सिद्धिगइ-नामधेयं- सिद्धिगति-नामधेयम्— સિદ્ધિગતિ-નામ-વાળા.

'सिद्ध्यन्ति निष्ठितार्था भवन्त्यस्यां जन्तव इति सिद्धिः'-'જ્યાં ગયા પછી જીવોને કાંઈ કરવાનું પ્રયોજન બાકી રહેતું નથી, તે સિદ્ધિ.' તે સ્થાન જવા યોગ્ય હોવાથી પંચમગતિ કે ગતિ તરીકે ગણના પામે છે. એટલે સિદ્ધ થયેલા જીવોની જ્યાં ગતિ થાય છે, તે સિદ્ધિગતિ, તે નામવાળા.

ठाणं- स्थानम्— સ્થાનને.

संपत्ताणं- संप्राप्तेभ्यः— પ્રાપ્ત થયેલાઓને.

नमो- नमः— નમસ્કાર હો.

जिणाणं- जिनेभ्यः— જિનોને.

जिअ-भयाणं- जित-भयेभ्यः— સાતે પ્રકારના ભયો જિત-નારાઓને.

जे- ये — જે.

अ- च — વળી.

अईआ सिद्धा- अतीताः सिद्धाः— ભૂતકાળમાં જેઓ સિદ્ધ થયા છે.

भविस्संति- भविष्यन्ति — થશે.

अणागए काले – अनागते काले — અનાગત કાલમાં, ભવિષ્યકાલમાં.

संपइ – सम्प्रति — વર્તમાનકાલમાં.

अ – च — અને.

वट्टमाणा – वर्तमाना :— વર્તમાન છે, વિદ્યમાન છે તે.

सव्वे – सर्वान् — સર્વેને.

तिविहेण – त्रिविधेन — મન, વચન અને કાયા એ ત્રણે પ્રકારે.

वंदामि – वन्दे — હું વંદું છું.

### ( ૫ ) અર્થ-નિર્ણય

सक्कत्थय — શક્ર-સ્તવ, શક્રે કરેલું સ્તવન. ઇંદ્રે કરેલ સ્તવન.

'શક્ર' શબ્દનો સામાન્ય અર્થ ઇંદ્ર થાય છે, પરંતુ અહીં તે સૌધર્મ—દેવલોકના અધિપતિ ઇંદ્રને માટે વપરાયેલો છે. જ્યારે પ્રભુ શ્રીમહાવીર પ્રાણત નામના દસમા દેવ-લોકમાંથી ચ્યવીને માહણકુંડગામ નગરના ઋષભદત્ત બ્રાહ્મણ-ની પત્ની દેવાનંદાની કુક્ષિમાં ઉત્પન્ન થયા, ત્યારે અવધિજ્ઞાન વડે તે પ્રસંગને જાણીને અત્યંત રાજી થયેલા શક્રે ખૂબ ભક્તિ-ભાવથી જે સ્તોત્ર વડે તેમની સ્તુતિ કરી હતી, તે 'શક્ર-સ્તવ'ના નામે ઓળખાય છે. શ્રીકલ્પસૂત્રમાં તે સંબંધી જણાવ્યું છે કે :—

"ते णं काले णं ते णं समए णं सक्के देविंदे देवराया वज्जपाणी पुरंदरे सयक्कऊ सहसक्खे मघवे पागसासणे दाहिणड्ढलोगाहिवई एरावणवाहणे सुरिंदे—— दिव्वाइं भोगभोगाइं भुंजमाणे विहरइ। इमं च णं केवलकप्पं जंबुद्दीवं दीवं विउलेणं ओहिणा आभोएमाणे २ विहरइ। तत्थ णं समणं भगवं महावीरं जंबुद्दीवे दीवे भारहे वासे दाहिणड्ढभरहे माहणकुंडग्गामे नयरे उसभदत्तस्स माहणस्स कोडाल-सगुत्तस्स भारियाए देवाणंदामाहणीए, जालंधरसगुत्ताए कुच्छिंसि गब्भत्ताए वक्कंतं पासइ। पासित्ता——सिरसावत्तं मत्थए अंजलिं कट्टु एवं वयासी— नमो त्थु णं——"

"તે કાલ અને તે સમયને વિષે શક્ર એટલે દેવેંદ્ર, દેવરાજા, વજ્રપાણિ, પુરંદર, શતક્રતુ, સહસ્રાક્ષ, મઘવા, પાકશાસન, દક્ષિણાર્ધ-લોકાધિપતિ, ઐરાવણ-વાહન અને સુરેંદ્ર એવાં અન્ય નામોથી ઓળખાતો ઇંદ્ર દેવલોકના દિવ્ય ભોગો ભોગવતો વિચરે છે. વિપુલ અવધિજ્ઞાન વડે તે જંબૂ-દ્વીપનું અવલોકન કરી રહ્યો છે, તે વખતે તેને જણાય છે કે શ્રમણભગવાન શ્રીમહાવીર જંબૂદ્વીપના ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાં માહણકુંડગામ નગરને વિષે કોડાલગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની જાલંધરગોત્રીય દેવાનંદા નામની ભાર્યાની કૂખમાં અવતર્યા છે. તે જોઈને (અત્યંત રાજી થાય છે તથા હૃષ્ટ-તુષ્ટ મનવડે) શિરસાવર્ત-પૂર્વક મસ્તકે અંજલિ કરીને બે હાથ જોડીને આ પ્રમાણે બોલે છે:— નમસ્કાર હો અરિહંત ભગવંતોને—" ઇત્યાદિ.

આ સૂત્રને 'પ્રણિપાત-દંડક સૂત્ર' પણ કહેવામાં આવે છે;

કારણ કે તેની યોજના શ્રીઅરિહંત દેવોને વિશિષ્ટ રીતે પ્રણિપાત-વંદના કરવા માટે જ થયેલી છે. શ્રીહરિભદ્રસૂરિએ લલિતવિસ્તરા નામની ચૈત્યવંદનસૂત્ર-વૃત્તિમાં અને શ્રીહેમચંદ્રાચાર્યે યો.સ્વો.વૃત્તિમાં આ નામનો ઉલ્લેખ કરેલો છે. તે ઉપરાંત પ્રથમ પદો વડે તે 'નમો(ત્રુ) ત્થુ ણં' સૂત્રના નામથી પણ ઓળખાય છે.

આ સૂત્રના અર્થની સ્પષ્ટતા સામાન્ય અને વિશેષ અર્થમાં થઈ ગયેલી છે, તેથી 'અર્થ-નિર્ણય' જુદો આપેલો નથી.

## ( ૬ ) અર્થ-સંકલના

નમસ્કાર હો અરિહંત ભગવંતોને. ૧.

જેઓ શ્રુતધર્મની આદિ કરનારા છે, ચતુર્વિધ શ્રમણ-સંઘરૂપી તીર્થની સ્થાપના કરનારા છે, અને સ્વયંજ્ઞાની છે. ૨.

જેઓ પુરુષોમાં પરોપકારાદિ ગુણોવડે ઉત્તમ છે, શૌર્યાદિ ગુણોવડે સિંહ-સમાન છે, નિર્લેપતામાં ઉત્તમ પુંડરીક-કમલ-સમાન છે, અને સ્વચક્ર-પરચક્રાદિ સાત પ્રકારની ઇતિઓને દૂર કરવામાં ગંધહસ્તી-સમાન છે. ૩.

જેઓ ભવ્ય પ્રાણીરૂપ લોકમાં વિશિષ્ટ તથાભવ્યત્વાદિ વડે ઉત્તમ છે, રાગાદિ ઉપદ્રવથી રક્ષણીય વિશિષ્ટ ભવ્યલોકના યોગ અને ક્ષેમને કરવા વડે નાથ છે, વ્યવહારરાશિમાં આવેલા જીવલોકનું સમ્યક્ પ્રરૂપણા વડે હિત કરનારા છે,

સંજ્ઞી પ્રાણીઓનાં હૃદયમાં રહેલા મિથ્યાત્વરૂપી ગાઢ અંધકાર દૂર કરનાર હોઈ 'લોક-પ્રદીપો' છે, અને વિશિષ્ટ ચૌદ પૂર્વ-ધરોના સૂક્ષ્મતમ સંદેહ દૂર કરવા વગેરે વડે લોક-પ્રદ્યોતકર છે. ૪.

જેઓ અભયને આપનારા છે, શ્રદ્ધારૂપી નેત્રોનું દાન કરનારા છે, કર્મના વિશિષ્ટ ક્ષયોપશમરૂપ માર્ગને દેખાડનારા છે, રાગ અને દ્વેષથી પરાભવ પામેલા પ્રાણીઓને શરણ આપનારા છે અને મોક્ષ-વૃક્ષના મૂલરૂપ બોધિ-બીજનો લાભ આપનારા છે. ૫.

જેઓ ચારિત્રધર્મને સમજાવનારા છે, પાંત્રીશ ગુણોથી યુક્ત વાણી વડે ધર્મ-દેશના આપનારા છે, ધર્મના સાચા સ્વામી છે, ધર્મરૂપી રથને ચલાવવામાં નિપુણ સારથી છે અને ધર્મરૂપી શ્રેષ્ઠ ચતુરંત (ચતુર્ગતિ-વિનાશક) ચક્રને ધારણ કરનારા ચક્રવર્તી છે. ૬.

જેઓ સર્વત્ર અસ્ખલિત કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા છે તથા સર્વ પ્રકારનાં ઘાતીકર્મોથી મુક્ત છે. ૭.

જેઓ રાગ અને દ્વેષનો જય કરવાથી સ્વયં જિન બનેલા છે, તથા ઉપદેશવડે બીજાઓને પણ જિન બનાવનારા છે; જેઓ સમ્યગ્દર્શનાદિ પ્રવહણવડે સંસાર-સમુદ્રનો પાર પામી ગયેલા છે અને બીજાઓને પણ તેનો પાર પમાડે છે; જેઓ પોતે બુદ્ધ છે અને બીજાઓને પણ બોધ પમાડે છે; જેઓ સર્વ પ્રકારનાં કર્મ-બંધનોથી મુક્ત થયેલા છે તથા બીજાઓને મુક્તિ અપાવનારા છે. ૮.

જેઓ સર્વજ્ઞ અને સર્વદર્શી છે તથા શિવ, સ્થિર, વ્યાધિ અને વેદનાથી રહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એટલે જ્યાં ગયા પછી સંસારમાં પાછું આવવાનું રહેતું નથી, એવા 'સિદ્ધિગતિ' નામના સ્થાનને પ્રાપ્ત થયેલા છે.

તે જિનોને, જિત-ભયોને નમસ્કાર હો. ૯

જેઓ અતીત કાલમાં સિદ્ધ થયા છે, જેઓ ભવિષ્ય-કાલમાં સિદ્ધ થનારા છે અને જેઓ વર્તમાનકાલમાં અરિહંત-રૂપે વિદ્યમાન છે, તે સર્વેને મન, વચન અને કાયાવડે ત્રિવિધ વંદના કરું છું.

## ( ૭ ) સૂત્ર-પરિચય

ઇષ્ટસિદ્ધિનું મૂલ ઉપાસના છે, ઉપાસનાનું મૂળ શ્રદ્ધા છે અને શ્રદ્ધાનો વિકાસ કરનારું સાધન ચૈત્ય-વંદન છે. એટલે ઇષ્ટસિદ્ધિ માટે ચૈત્ય-વંદનનું આલંબન અતિ અગત્યનું છે. શ્રી-મહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે—દરેક શ્રાવકે પ્રતિદિન ત્રણ વાર ચૈત્યવંદન કરવું જોઈએ. એક તો પ્રાતઃકાલમાં, બીજું મધ્યાહ્ન-ભોજન કરતાં પહેલાં અને ત્રીજું નિદ્રાધીન થતાં પહેલાં. આ રીતે ત્રણ વાર ચૈત્યવંદન કરવાથી આત્માના અધ્યવસાયો ઘણા જ નિર્મલ થાય છે, જેનું અંતિમ પરિણામ ભવ-બંધનના છુટકારામાં આવે છે.

શ્રીઉત્તરાધ્યયનસૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં સ્તવ—

સ્તુતિ—મંગલને સ્પષ્ટ રીતે સમ્યગ્દર્શનની શુદ્ધિ કરનારાં કહ્યાં છે. એટલે તેની ઉપયોગિતા નિર્વિવાદ સિદ્ધ છે.

સામાયિકની ક્રિયામાં જેમ 'કરેમિ ભંતે' પ્રધાન સૂત્ર છે, તેમ ચૈત્યવંદનની ક્રિયામાં 'શક્ર-સ્તવ' અથવા 'નમો ત્થુ ણં' પ્રધાન સૂત્ર છે, અને તેથી જ નિર્ગ્રંથ—પ્રવચનમાં કહેવાયું છે કે—'सक्कत्थयाइयं चेइयवंदणं'—ચૈત્યવંદન શક્રસ્તવાદિવાળું હોય છે. શ્રીહરિભદ્રસૂરિએ ચૈત્યવંદનસૂત્ર-વૃત્તિ લલિતવિસ્તરામાં આ સૂત્ર પર ન્યાય-પૂર્ણ વિશદ વ્યાખ્યા રચેલી છે કે જેનું વાચન કરવાથી બૌદ્ધમત તરફ ઢળેલા કવિ-કુંજર શ્રીસિદ્ધર્ષિગણિ પુનઃ જૈન-માન્યતામાં સ્થિર થયા હતા. એ વૃત્તિ પોતાને માટે રચી હોવાનું કથન શ્રીસિદ્ધર્ષિએ ઉપમિતભવ-પ્રપંચા-કથાના પ્રસ્તાવમાં કરેલું છે. તે આ રીતે—

'नमोऽस्तु हरिभद्राय, तस्मै प्रवरसूरये ।
मदर्थं निर्मिता येन, वृत्तिर्ललितविस्तरा ॥'
(—સિદ્ધર્ષિ)

'તે શ્રેષ્ઠ સૂરિ શ્રીહરિભદ્રને નમસ્કાર હો કે જેમણે મારા માટે લલિતવિસ્તરા નામની 'નમો ત્થુ ણં' આદિ સૂત્રની વૃત્તિ-ટીકા બનાવી.'

આ સૂત્ર નવ સંપદા અને તેત્રીસ આલાપોમાં વહેંચાયેલું છે. તે માટે શ્રીહેમચંદ્રાચાર્યે સ્વોપજ્ઞ યોગશાસ્ત્રની વૃત્તિમાં (પૃ. ૨૧૬માં) નીચેનું પ્રમાણ આપ્યું છે:—

"दो तिअ चउर ति-पंचा, दोन्नि अ चउरो य हुन्ति तिन्नेय ।
सक्कथए नव संपय, तित्तीसं होन्ति आलावा ॥"

"શક્ર-સ્તવમાં બે, ત્રણ, ચાર, ત્રણ વાર પાંચ, બે, ચાર અને ત્રણ એ પ્રમાણે તેત્રીશ આલાવા-વાળી નવ સંપદાઓ છે."

'સંપદા' એટલે અર્થનું વિશ્રામ-સ્થાન અથવા અર્થાધિકાર. 'साङ्गत्येन पद्यते- परिच्छिद्यतेऽर्थो याभिरिति संपदः' જેનાથી સંગત રીતે અર્થ જુદો પડાય, તે 'સંપદ્'—'સંપદા' કહેવાય છે. સંબંધ ધરાવતા શબ્દો-વાળો પાઠ 'આલાપક' કહેવાય છે. 'સંપદા' અને 'આલાપક'ની દૃષ્ટિએ 'નમો ત્થુ ણં'નો પાઠ નીચે મુજબ રચાયેલો છે :—

### ૧ સ્તોતવ્ય-સંપદા

नमोऽत्थु णं अरिहंताणं १, भगवंताणं २ ॥ १ ॥

### ૨ ઓઘ-સંપદા

आइगराणं ३, तित्थयराणं ४, सयं-संबुद्धाणं ५ ॥ २ ॥

### ૩ હેતુ-સંપદા

पुरिसुत्तमाणं ६, पुरिस-सीहाणं ७, पुरिस-वरपुंडरीयाणं ८, पुरिस-वरगंधहत्थीणं ९ ॥ ३ ॥

### ૪ ઉપયોગ-સંપદા

लोगुत्तमाणं १०, लोग-नाहाणं ११, लोग-हियाणं १२, लोग-पईवाणं १३, लोग-पज्जोअगराणं १४ ॥ ४ ॥

### ૫ તદ્ધેતુ-સંપદા

अभय-दयाणं १५, चक्खु-दयाणं १६, मग्ग-दयाणं १७, सरण-दयाणं १८, बोहि-दयाणं १९ ॥५॥

### ૬ સવિશેષોપયોગ-સંપદા

धम्म-दयाणं २०, धम्म-देसयाणं २१, धम्म-नायगाणं २२, धम्म-सारहीणं २३, धम्म-वर-चाउरंत-चक्कवट्टीणं २४ ॥६॥

### ૭ સ્વરૂપહેતુ-સંપદા

अप्पडिहय-वरनाण-दंसण-धराणं २५, वियट्ट-छउमाणं २६ ॥७॥

### ૮ નિજ-સમ-ફલદ-સંપદા

जिणाणं जावयाणं २७, तिन्नाणं तारयाणं २८, बुद्धाणं बोहयाणं २९, मुत्ताणं मोअगाणं ३० ॥८॥

### ૯ મોક્ષ-સંપદા

सव्वन्नूणं सव्वदरिसीणं ३१, सिवं अयलं अरुअं अणंतं अक्खयं अव्वाबाहं अपुणरावित्ति सिद्धिगइ-नामधेयं ठाणं संपत्ताणं ३२, नमो जिणाणं जिअ-भयाणं ३३ ॥९॥ *

---

* આલાપકોનો આ ક્રમ ચૈ. વૃ. લલિતવિસ્તરા મુજબનો છે. તેમાં જણાવ્યા પ્રમાણે કેટલાક ' विअट्ट-छउमाणं 'ના પદને સ્વતંત્ર આલાપક ન ગણતાં તેનો સમાવેશ ૨૫મા આલાપકમાં જ કરે છે, એટલે આલાપકોની સંખ્યા ૩૨ની માને છે.

૧. સ્તુતિ કરવાને યોગ્ય તે સ્તોતવ્ય. તેને જણાવનારો અર્થાધિકાર તે સ્તોતવ્ય-સંપદા. સ્તોતવ્યને જાણ્યા વિના સ્તુતિ કરવાની પ્રવૃત્તિ થઈ શકતી નથી, માટે પ્રથમ પ્રસ્તાવ તેનો કરવામાં આવ્યો છે. नमोऽत्थु णं अरिहंताणं भगवंताणं— એ પદો વડે શ્રીઅરિહંત ભગવંતોનું સ્તોતવ્યપણું પ્રકટ થાય છે. સ્તુતિ કરવા યોગ્ય સર્વ પાત્રોમાં અરિહંતો મુખ્ય છે કે જેઓ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વડે ચાર પ્રકારના હોય છે. તે માટે પ્રવચનસારોદ્ધારના ૪૨મા દ્વારમાં કહ્યું છે કે:—

"जिणनामा नाम-जिणा, केवलिणो सिवगया य भावजिणा।
ठवण-जिणा पडिमाउ, दव्व-जिणा भाविजिण-जीवा॥"
(ગા. ૪૫૩)

ઋષભ, અજિત આદિ જિનનાં નામો તે નામ જિનો. કેવલી અને શિવગતિને પ્રાપ્ત થયેલા તે ભાવ-જિનો. સુવર્ણ, રત્ન કે પાષાણ આદિની પ્રતિમાઓ તે સ્થાપના-જિનો અને ભવિષ્યમાં જિન-તીર્થંકર થનારા શ્રેણિક પ્રમુખના જીવો તે દ્રવ્ય-જિનો.

આ ચાર પ્રકારના જિનોમાંથી અહીં ભાવ-જિનો કે ભાવ-અરિહંતોની સ્તુતિ કરવામાં આવે છે.

૨-૩. શ્રીઅરિહંત ભગવંતોની સ્તુતિ કયાં કારણોએ કરવામાં આવે છે ? તે જાણવાની ઇચ્છા પ્રત્યેક મુમુક્ષુને હોય છે; તેથી હવે પછીની સંપદાઓમાં સામાન્ય હેતુ કે

ઓઘ-હેતુ અને વિશેષ-હેતુ કે ઇતર-હેતુઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે. શ્રીઅરિહંત ભગવંતો આદિકર, તીર્થંકર સ્વયં-સંબુદ્ધ હોય છે, તે એમની સ્તોતવ્યતાનો (સ્તુતિ કરવા યોગ્ય હોવાનો) સામાન્ય હેતુ છે અને તેઓ પુરુષોત્તમ, પુરુષ-સિંહ, પુરુષ-વરપુંડરીક તથા પુરુષ-વરગંધહસ્તી હોય છે, તે એમની સ્તોતવ્યતાનો વિશેષ હેતુ છે.

૪. હવે તેઓનું આદિકરપણું, તીર્થંકરપણું, સ્વયં-સંબુદ્ધ-પણું કે પુરુષોત્તમાદિપણું મુમુક્ષુઓને કઈ રીતિએ ઉપયોગી છે, તે જણાવવા માટે ઉપયોગ-સંપદાને રજૂ કરવામાં આવી છે. જેઓ સ્વયં ઉત્તમ હોય તેઓ જ બીજાને ઉત્તમ બનાવી શકે છે, ઉત્તમ બનવાનો રાહ દર્શાવી શકે છે; એટલે પ્રથમ તેમનું સહજ તથાભવ્યત્વ આદિ ગુણો વડે લોકોત્તમપણું દર્શાવવામાં આવ્યું છે. આવા લોકોત્તમ અરિહંતો રાગાદિ-દોષોથી રક્ષણીય સમસ્ત પ્રાણીઓના યોગ અને ક્ષેમ કરવા વડે તેમના નાથ બને છે, સમ્યક્ પ્રરૂપણા વડે વ્યવહારરાશિમાં આવેલા સર્વ જીવોનું હિત કરે છે, સકલ સંજ્ઞી પ્રાણીઓનાં હૃદયમાંથી મોહનો ગાઢ અંધકાર દૂર કરી તેમને સમ્યક્ત્વ પમાડે છે અને વિશિષ્ટ ચૌદ પૂર્વધરો જેવા ઉત્તમકોટીના શ્રુત-ધરોના પણ સૂક્ષ્મતમ સંદેહો દૂર કરી તથા તેમને વિશેષ બોધ પમાડી તેમનામાં જ્ઞાનનો પ્રદ્યોત કરે છે. એટલે જુદી જુદી કક્ષામાં રહેલા સકલ ભવ્યજીવોને તેઓ એક યા બીજા પ્રકારે ઉપયોગી થાય છે, અને તે જ એમની સ્તોતવ્યતાનું પ્રધાન કારણ છે.

૫. શ્રીઅરિહંત દેવોની આ ઉપયોગિતા જે હેતુઓ વડે સિદ્ધ થાય છે, તેનો નિર્દેશ ઉપયોગ, હેતુ કે તદ્ધેતુ-સંપદાદ્વારા કરવામાં આવ્યો છે. સાત પ્રકારના ભયમાંથી મુક્તિ આપવી, શ્રદ્ધારૂપી નેત્રોનું દાન કરવું, કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ થાય તેવો માર્ગ દર્શાવવો, તત્ત્વ-ચિંતનરૂપ શરણ આપવું અને જિનધર્મની પ્રાપ્તિરૂપ બોધિનો લાભ પમાડવો, એ હેતુઓ વડે તેમની ઉપયોગિતા પ્રકટ સિદ્ધ છે.

૬. વળી શ્રીઅરિહંત દેવોની ઉપયોગિતા જે વિશિષ્ટ કારણોને લઈને માનવામાં આવે છે, તેનું દર્શન સવિશેષોપયોગ—સંપદા દ્વારા કરાવવામાં આવ્યું છે. તેઓ સર્વવિરતિ અને દેશવિરતિરૂપ ચારિત્રધર્મના દાતા છે, ધર્મના અતિસમર્થ ઉપદેશક છે, ધર્મના સાચા અર્થમાં સ્વામી છે, ધર્મનું કુશળ રીતે સંચાલન કરવા વડે ધર્મ-રથના સારથી છે અને ચારે ગતિનો નાશ કરનાર અનુપમ ધર્મચક્રનું પ્રવર્તન કરવા વડે શ્રેષ્ઠ ધર્મ-ચક્રવર્તી છે. તેમની આ વિશિષ્ટ પ્રકારની ઉપયોગિતા સકલ મુમુક્ષુ જીવોનું આત્યંતિક કલ્યાણ કરનારી હોઈને સહુની સ્તુતિને પાત્ર છે.

૭. હવે શ્રીઅરિહંત ભગવંતોનું સ્વરૂપ કેવું છે? તે જણાવવા માટે સ્વરૂપ-હેતુ-સંપદા કહેવામાં આવી છે. તેઓ સદા અસ્ખલિત એવા કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા છે, કારણ કે છદ્મસ્થાવસ્થાને સંપૂર્ણ રીતે દૂર કરી ચૂકેલા છે.

૮. આવા પૂર્ણજ્ઞાની પરમકૃપાળુ પુરુષોત્તમ પરમાત્મા

શ્રીઅરિહંત દેવો અચિંત્ય પ્રભાવ, પરાર્થ-રસિકતા અને સમ્યક્-પ્રરૂપણા વડે મુમુક્ષુઓને પોતાના જેવા જ બનાવી શકે છે—બનાવે છે, તે વાત નિજસમફલ-સંપદા વડે દર્શાવવામાં આવી છે. જેમ કે તેઓ સ્વયં જિન બનેલા છે અને બીજાઓને જિન બનાવે છે; તેઓ સ્વયં સંસાર-સમુદ્રને તરી ગયેલા છે, અને બીજાઓને સંસાર-સમુદ્રથી તારે છે; તેઓ સ્વયં બોધ પામેલા છે અને બીજાઓને બોધ પમાડે છે તથા પોતે સકલ કર્મ-ક્લેશમાંથી મુક્ત થયા છે અને બીજાઓને કર્મ-ક્લેશમાંથી મુક્ત કરે છે.

૯. હવે સર્વજ્ઞ અને સર્વદર્શી એવા અરિહંત દેવોએ કેવું સ્થાન પ્રાપ્ત કરેલું છે? તે દર્શાવવા માટે મોક્ષ-સંપદા આપવામાં આવી છે. શ્રીઅરિહંત દેવો ચરમ-શરીરનો ત્યાગ કર્યા પછી શિવ, અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ અને અપુનરાવૃત્તિ એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થાય છે કે જેનું વર્ણન વૈખરી વાણીથી થઈ શકતું નથી. આ કારણોએ જિન અને જિત-ભય એવા શ્રીઅરિહંત ભગવંતોને ભાવોલ્લાસ-પૂર્વક નમન કરવાનું છે, હૃદયના પ્રત્યેક તાર ઝણઝણાવીને તેમના ઉત્તમોત્તમ ગુણોનું ગાન કરવાનું છે.

અધ્યાત્મના સર્વોત્કૃષ્ટ આદર્શને રજૂ કરતા શ્રીઅરિહંત દેવોની સ્તુતિ જેઓ સાચા ભાવે કરે છે, તેઓ આ ત્રિવિધ-તાપમય સંસારને નિશ્ચય-પૂર્વક તરી જાય છે.

ભાવ-જિનોની સ્તુતિ કર્યા પછી અતીત, અનાગત અને

વર્તમાનકાલ-વિષયક સર્વ દ્રવ્ય-જિનોને વંદના કરવાના હેતુથી છેલ્લી ગાથા યોજાયેલી છે.

આ સૂત્ર પર 'લલિતવિસ્તરા'નામની ચૈત્યવંદનસૂત્ર-વૃત્તિમાં, યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાં, ધર્મસંગ્રહમાં તથા કલ્પસૂત્રની વ્યાખ્યાઓ વગેરેમાં યોગ્ય વિવરણ થયેલું છે.

## ( ૮ ) આધાર-સ્થાન

શક્રસ્તવનો મૂલપાઠ ઔપપાતિકસૂત્રના ૨૦મા સૂત્રમાં, રાજપ્રશ્નીયસૂત્રના ૧૩મા સૂત્રમાં તથા કલ્પસૂત્રના ૧૫મા સૂત્રમાં જોવાય છે તથા સમવાયાંગસૂત્રના પ્રારંભમાં અને ભગવતીસૂત્રના પ્રારંભમાં પણ આ સૂત્રના ભાવને મળતાં વિશેષણો દ્વારા ભગવંત મહાવીરનો પરિચય કરાવેલો છે. વળી જીવાજીવાભિગમસૂત્રના ૧૪૨મા સૂત્રમાં, તથા જ્ઞાત-ધર્મ-કથાંગના ૧૩મા તથા ૧૬મા અધ્યયનમાં પણ તેના સંક્ષિપ્ત નિર્દેશો છે.

આ સૂત્રની ભાષા આર્ષ-પ્રાકૃત છે.

# १४ सव्वचेइयवंदण-सुत्तं

[ सर्वचैत्यवन्दन-सूत्रम् ]

## 'જાવંતિ ચેઇયાઈં' સૂત્ર

### ( ૧ ) મૂલપાઠ

[ ગાથા ]

जावंति चेइयाइं, उड्ढे अ अहे अ तिरिअलोए अ ।
सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥ १ ॥

### ( ૨ ) સંસ્કૃત છાયા

यावन्ति चैत्यानि, ऊर्ध्वे चाधश्च तिर्यग्लोके च ।
सर्वाणि तानि वन्दे, इह सन् तत्र सन्ति ॥ १ ॥

### ( ૩ ) ગુજરાતી છાયા

જેટલાં ચૈત્યો ઊર્ધ્વલોકે અને અધોલોકે અને તિર્યગ્-લોકે પણ; સર્વેને તેને વંદું, અહીં રહ્યો ત્યાં રહેલાંને. ૧.

### ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

जावंति-यावन्ति— જેટલાં.

चेइयाइं- चैत्यानि— ચૈત્યો, જિન-પ્રતિમાઓ.

'चैत्यानि जिनेन्द्र-प्रतिमाः' (અ. ટી.)

उड्ढे- ऊर्ध्वम्— ઊર્ધ્વલોકે, દેવલોકમાં.

अ-च— અને.

अहे-अधः— અધોલોકમાં, ભુવનપતિના આવાસોમાં.

तिरिअलोए-तिर्यग्लोके— તિર્યગ્લોકમાં, મનુષ્યલોકમાં.

તિર્યચ્નો મૂલ અર્થ વચમાં રહેલું, મધ્યમાં રહેલું એવો થાય છે. ઉપર સ્વર્ગ, નીચે પાતાલ અને વચમાં મનુષ્યલોક હોવાથી તે તિર્યગ્લોક કહેવાય છે, તેમાં.

सव्वाइं ताइं-सर्वाणि तानि— તે સર્વેને.

वंदे-वन्दे— હું વાંદું છું.

इह-इह— અહીં.

संतो-सन्— રહ્યો છતો.

तत्थ-तत्र— ત્યાં.

संताइं-सन्ति— રહેલાંને.

## (૫) અર્થ-નિર્ણય

આ સૂત્રમાં સર્વ ચૈત્યોને વંદન કરેલું હોવાથી તે 'सव्वचेइय-वंदण' સર્વચૈત્ય-વંદન સૂત્ર કહેવાય છે. સામાન્ય રીતે તે 'જાવંતિ ચેઇયાઇં' નામથી પ્રસિદ્ધ છે.

## ( ૬ ) અર્થ-સંકલના

ઊર્ધ્વલોક, અધોલોક અને મનુષ્યલોકમાં જેટલાં પણ ચૈત્યો-જિનબિંબો હોય, તે સર્વેને અહીં રહ્યો છતો હું વંદન કરું છું.

## ( ૭ ) સૂત્ર-પરિચય

જિન-પ્રતિમા આત્મ-બોધ માટેનું એક અગત્યનું સાધન છે. તેના પ્રત્યેની નિઃસીમ ભક્તિ આ ગાથા વડે પ્રદર્શિત કરાય છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સૂત્રનું આધાર-સ્થાન શ્રાદ્ધપ્રતિક્રમણસુત્રની ૪૪મી ગાથા હોય, તેમ જણાય છે.

# १५ सव्वसाहु-वंदण-सुत्तं

[ सर्वसाधु-वन्दन-सूत्रम् ]

## 'જાવંત કે વિ સાહૂ' સૂત્ર

### (૧) મૂલપાઠ

[ ગાથા ]

जावंत के वि साहू, भरहेरवय-महाविदेहे अ ।
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंड-विरयाणं ॥ १ ॥

### (૨) સંસ્કૃત છાયા

यावन्तः के अपि साधवः, भरत-ऐरवत-महाविदेहे च ।
सर्वेभ्यः तेभ्यः प्रणतः, त्रिविधेन त्रिदण्ड-विरतेभ्यः ॥ १ ॥

### (૩) ગુજરાતી છાયા

જેટલા કોઈ પણ સાધુઓ, ભરત, ઐરવત અને મહાવિદેહમાં; સર્વેને તેમને પ્રણમું (હું), ત્રિવિધે ત્રિદંડથી વિરમેલાઓને. ૧.

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

जावंत-यावन्तः— જેટલા.

લક્ષણ છે; અર્થાત્ સાધુ કોઈને પણ મનથી દંડે નહિ, વચનથી દંડે નહિ અને કાયાથી પણ દંડે નહિ. આવી રીતે જેઓ ત્રણ 'દંડ'થી વિરામ પામેલા છે, તેઓ 'ભાવસાધુ' છે અને તેમને જ અહીં વંદન કરવામાં આવ્યું છે.

## ( ૫ ) અર્થ-નિર્ણય

આ સૂત્રમાં સર્વ પ્રકારના સાધુઓને વંદન કરવામાં આવ્યું છે, એટલે તે 'સવ્વસાહુ-વંદણ-સુત્ત' કહેવાય છે. આદિનાં પદો પરથી એનું પ્રચલિત નામ 'જાવંત કે વિ સાહૂ' છે.

## ( ૬ ) અર્થ-સંકલના

ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રોમાં રહેલા જે કોઈ સાધુ મન, વચન અને કાયાથી સપાપ પ્રવૃત્તિ કરતા નથી, કરાવતા નથી, તેમ જ કરતાને અનુમોદન આપતા નથી, તેમને હું વાંદું છું.

## ( ૭ ) સૂત્ર-પરિચય

જિનેશ્વરો અને જિન-પ્રતિમાઓની જેમ સાધુઓ પણ આત્મ-પ્રબોધ થવામાં અતિ ઉપકારક છે. તેમના પ્રત્યેનું સન્માન, તેમના પ્રત્યેની પૂજ્યબુદ્ધિ અને તેમના પ્રત્યેની અંતરંગ ભક્તિ મનુષ્યમાં રહેલા કુસંસ્કારોને દૂર કરવામાં અને ચારિત્રની ખીલવણી કરવામાં પ્રબલ નિમિત્ત છે. તેથી

તેમને વંદન કરવામાં આવ્યું છે. આ સૂત્ર પંચપરમેષ્ઠિ-નમસ્કારના અથવા નવકારમંત્રના પાંચમા પદના ગાથાત્મક વિવરણરૂપ છે.

સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મ—એ ત્રણેની ઉપાસના મોક્ષમાર્ગમાં એકસરખી જરૂરી છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનું આધાર-સ્થાન શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રની ૪૫મી ગાથા હોય તેમ જણાય છે.

---

## १६ पञ्चपरमेष्ठि-नमस्कारसूत्रम्
### 'નમોऽर्हत्' સૂત્ર

(૧) મૂલપાઠ

नमोऽर्हत्-सिद्धाचार्योपाध्याय-सर्वसाधुभ्यः ॥ १ ॥

(૨) સંસ્કૃત છાયા

આ સૂત્ર સંસ્કૃત ભાષામાં છે.

(૩) ગુજરાતી છાયા

નમો અર્હંતોને, સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને તથા સર્વ સાધુઓને.

(૪) સામાન્ય અને વિશેષ અર્થ

પાંચ પરમેષ્ઠિના અર્થની વિગત માટે જુઓ સૂત્ર ૧લું.

(૫) અર્થ-નિર્ણય

સૂત્ર ૧લા મુજબ.

(૬) અર્થ-સંકલના

નમસ્કાર હો અરહંતોને, નમસ્કાર હો સિદ્ધોને, નમસ્કાર

હો આચાર્યોને, નમસ્કાર હો ઉપાધ્યાયોને તથા નમસ્કાર હો સર્વ સાધુઓને.

## ( ૭ ) સૂત્ર-પરિચય

'જાવંત કે વિ સાહૂ' સૂત્ર બોલ્યા પછી 'ઉવસગ્ગહરં' સ્તોત્ર અથવા કોઈ પણ પૂર્વાચાર્ય-રચિત સ્તવન બોલાય છે. તે વખતે પ્રારંભના મંગલાચરણ તરીકે આ સૂત્ર બોલવામાં આવે છે. પ્રાચીન પોથીઓમાં 'સંસારદાવાનલ-'સ્તુતિ બોલતાં પહેલાં આ સૂત્ર બોલવાનું સૂચન છે. એ સિવાય સ્તુતિ, સ્તવન, સ્તોત્રો કે પૂજાની ઢાળો આદિ ભણાવતાં પણ તેનો ઉપયોગ થાય છે.

## ( ૮ ) આધાર-સ્થાન

ખરતરગચ્છના આચાર્ય શ્રીજિનપ્રભસૂરિએ સં ૧૩૬૪માં રચેલ વિધિપ્રપા( દેવ-પૂજાવિધિ )માં, તથા શ્રીજિનકુશલ-સૂરિએ સં. ૧૩૮૩માં રચેલી ચૈત્યવંદનકુલક-વૃત્તિમાં, તથા સં. ૧૪૬૮માં રુદ્રપલ્લીયગચ્છના શ્રીવર્ધમાનસૂરિએ રચેલા આચારદિનકર વગેરે ગ્રંથોમાં ચૈત્યવંદન-વિધિ-વિધાનાદિમાં આ 'નમોઽર્હત્-' પાઠ જોવામાં આવે છે.

# १७ उवसग्गहर-थोत्तं

[ उपसर्गहर-स्तोत्रम् ]

‘ ઉવસગ્ગહર ’ સ્તોત્ર

## ( ૧ ) મૂલપાઠ

[ ગાથા ]

उवसग्गहरं पासं, पासं वंदामि कम्म-घण-मुक्कं ।
विसहर-विस-निन्नासं, मंगल-कल्लाण-आवासं ॥ १ ॥
विसहर-फुलिंग-मंतं, कंठे धारेइ जो सया मणुओ ।
तस्स गह-रोग-मारी-दुट्ठजरा जंति उवसामं ॥ २ ॥
चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामो वि बहुफलो होइ ।
नर-तिरिएसु वि जीवा, पावंति न दुक्ख-[1]दोगच्चं ॥ ३ ॥
तुह सम्मत्ते लद्धे, चिंतामणि-कप्पपायव-ब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥
इअ संथुओ महायस!, भत्ति-भर[2]-निब्भरेण हिअएण ।
ता देव ! दिज्ज बोहिं, भवे भवे पास-जिणचंद ! ॥ ५ ॥

---

૧. ‘ दोहग्गं ’ પાઠભેદ. ૨. ‘ ब्भर ’—પાઠાંતર.

## ( ૨ ) સંસ્કૃત છાયા

उपसर्गहरं पार्श्वं, पार्श्वं वन्दे कर्मघन-मुक्तम्।
विषधर-विष-निर्णाशं, मङ्गल-कल्याण-आवासम् ॥ १ ॥

विषधर-स्फुलिङ्ग-मन्त्रं, कण्ठे धारयति यः सदा मनुजः।
तस्य ग्रह-रोग-मारि-दुष्टज्वराः यान्ति उपशामम् ॥ २ ॥

तिष्ठतु दूरे मन्त्रः, तव प्रणामोऽपि बहुफलः भवति।
नर-तिरश्चोर् अपि जीवाः, प्राप्नुवन्ति न दुःख-दौर्गत्यम् ॥ ३ ॥

तव सम्यक्त्वे लब्धे, चिन्तामणि-कल्पपादपाभ्यधिके।
प्राप्नुवन्ति अविघ्नेन, जीवाः अजरामरं स्थानम् ॥ ४ ॥

इति संस्तुतो महायशः!, भक्तिभर-निर्भरेण हृदयेन।
तत् देव! देहि बोधिं, भवे भवे पार्श्व-जिनचन्द्र! ॥ ५ ॥

## ( ૩ ) ગુજરાતી છાયા

ઉપસર્ગ હરનારા ( પાસ ) પાર્શ્વને, પાર્શ્વને વંદું કર્મ-ઘનથી મુક્તને;

વિષધર-વિષના નાશકને, મંગલ-કલ્યાણના આવાસને. ૧.

'વિષધર-સ્ફુલિંગ' મં[illegible]ઠે ધારે જે સદા મનુજ;
તેના ગ્રહ-રોગ-મા[illegible]ાગે છે ઉપશાન્તિ. ૨.

રહો દૂરે મંત્ર, [illegible] બહુફલ-દાયક થાય
નર-તિર્યંચે પણ [illegible]ખ ( કે ) દુર્ગતિ.

મારું સમ્યક્ત્વ પામતાં, ચિંતામણિ-કલ્પવૃક્ષથી પણ
અધિક; પામે વિઘ્ન-વિના, જીવો અજરામર-સ્થાનને. ૪.

આ રીતે સ્તવાયા મહાયશ !, ભક્તિથી ભરપૂર હૈયા વડે;
તો દેવ ! દેજો બોધિ, ભવે ભવે પાર્શ્વજિનચંદ્ર ! ૫.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

उवसग्गहरं– उपसर्गहरम्—'ઉપસર્ગ'ને હરનાર, વિઘ્નો-ઉપદ્રવોને દૂર કરનાર.

उप+सृज् ધાતુ પરથી ઉપસર્ગ શબ્દ બનેલો છે. તેનો અર્થ વિઘ્ન, હાનિ, વ્યાધિ, બીમારી કે આકૃત થાય છે, પરંતુ જૈનસાહિત્યમાં તે બીજા વડે કરાયેલા ઉપદ્રવના વિશિષ્ટ અર્થમાં વપરાય છે. 'जीव उपसृज्यते सम्बध्यते पीडादिभिः सह यस्मात् तत उपसर्गः'—જેના વડે કરીને જીવ પીડા વગેરે સાથે સંબંધવાળો થાય, તે 'ઉપસર્ગ' કહેવાય છે. આ 'ઉપસર્ગ'ના મુખ્ય પ્રકારો ત્રણ છે. તે માટે શ્રી ઉત્ત૦ સૂ.ના ૩૧મા અધ્યયનમાં કહ્યું છે કે :—

"दिव्वे य जे उवसग्गे, तहा तिरिच्छ-माणुस्से ।
जे भिक्खू सहइ निच्चं, से न अच्छइ मण्डले ॥"

"જે ભિક્ષુ દેવતા, તિર્યંચ અને મનુષ્યે કરેલા 'ઉપસર્ગો'ને નિત્ય સહન કરે છે, તે મંડલમાં રહેતો નથી; અર્થાત્ તેને આ સંસારમાં પરિભ્રમણ કરવું પડતું નથી."

हर्–હરણ કરનાર. તેથી ‘ ઉપસર્ગ ’ને દૂર કરનાર ‘ ઉપ-સર્ગ-હર ’ કહેવાય છે.

पासं– पार्श्वम्— સમીપ.

ભક્તજનોને જે સમીપ છે તે પાર્શ્વ.

‘ उवसग्गहरं ’ અને ‘ पासं ’ એ બંને પદો અહીં બીજા पासं શબ્દના વિશેષણ તરીકે વપરાયેલાં છે. એટલે ‘ पासं ’નો અર્થ સમીપ થાય છે.

पासं– पार्श्वम्— પાર્શ્વનાથ ભગવાન. ત્રેવીશમા તીર્થંકર.

છેલ્લી અવસર્પિણીમાં ‘ જંબૂદ્વીપ ’ના ‘ ભરતક્ષેત્ર ’માં ૨૪ તીર્થંકરો થયેલા છે, જેમાંના ૨૩મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ છે. તેમના પિતાનું નામ અશ્વસેન અને માતાનું નામ વામાદેવી હતું. તેમનો જન્મ ઈ. સ. પૂર્વે ૮૭૬માં વારાણસી એટલે કાશીનગરીમાં થયો હતો અને નિર્વાણ ઈ. સ. પૂર્વે ૭૭૬માં સંમેતશિખર ગિરિ પર થયું હતું. બિહારમાં આવેલો તે પર્વત આજે પણ ‘ પારસનાથના પહાડ ’ તરીકે મશહૂર છે. શાસ્ત્ર-કારોએ શ્રીપાર્શ્વનાથને ‘ પુરિસાદાણીઅ, ’ ‘ પુરુષાદાનીય ’ —એટલે ગ્રહણ કરવા યોગ્ય વાક્યવાળા અથવા જેમનું નામ ગ્રહણ કરવાને યોગ્ય છે તેવા પ્રકટ-પ્રભાવી કહ્યા છે. *

वंदामि– वन्दे— હું વંદું છું.

* જુઓ કલ્પસૂત્ર—પાર્શ્વનાથચરિત્ર.

कम्म-घण-मुक्कं- कर्म-घन-मुक्तम्— નિબિડ કર્મોથી રહિત, ઘાતીકર્મથી મૂકાયેલા.

'क्रियन्ते इति कर्माणि'—જે કરાય તે 'કર્મ.' ઉપચારથી તેના દ્વારા ખેંચાતી કાર્મણ વર્ગણાઓ તે પણ 'કર્મ'. 'घनानि कर्माणि कर्मघनानि' ઘનકર્મો તે—'કર્મઘન' કહેવાય છે. 'ઘન' એટલે ભારે, ગાઢ, પ્રગાઢ કે નિબિડ. એટલે 'કર્મઘન'નો અર્થ ભારેકર્મ, નિબિડકર્મ કે ઘાતીકર્મ થાય છે. 'तैर्मुक्तम्' તેનાથી મૂકાયેલા તે 'कर्मघन-मुक्त'-કર્મ-ઘન-મુક્ત કહેવાય છે.

विसहर-विस-निन्नासं- विषधर-विष-निर्णाशम्— વિષધર (સાપ)ના ઝેરનો નાશ કરનાર, મિથ્યાત્વ આદિ દોષોને દૂર કરનાર.

'विषं धरतीति विषधरः'—જે વિષને-ઝેરને ધારણ કરે તે 'વિષધર' કહેવાય છે. આ 'વિષધર' બે પ્રકારના છેઃ 'દ્રવ્ય-વિષ-ધર' અને 'ભાવ-વિષ-ધર'. તેમાં દૃષ્ટિવિષ, આશી-વિષ ઇત્યાદિ અનેક પ્રકારના સાપો 'દ્રવ્ય-વિષધર' કહેવાય છે અને "મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ તથા કષાય" આદિ દોષો 'ભાવ-વિષધર' કહેવાય છે. શ્રીપાર્શ્વનાથ ભગવાનના નામથી યુક્ત મંત્રો-વચનો 'દ્રવ્ય-વિષધર'નું વિષ દૂર કરે છે અને તેમનાં દેશના-વચનો 'ભાવ-વિષ-ધર'નું વિષ દૂર કરે છે. એટલે કે તેઓ બંને પ્રકારનાં ઝેરોના નાશ કરનાર છે.

मंगल-कल्लाण-आवासं- मङ्गल-कल्याण-आवासम्— મંગલ

અને કલ્યાણના આવાસરૂપ, મંગલ અને કલ્યાણને રહેવાના સ્થાનરૂપ.

"मां गालयति भवात् मङ्गलम् "—" મને જે ભવમાંથી ઉદ્ધરે તે મંગલ કહેવાય છે."

અને 'कल्यमणतीति कल्याणम्'—જે આરોગ્યને—નિરુપદ્રવતાને લાવે છે, તે 'કલ્યાણ' કહેવાય છે. તથા 'आवासं निवासं रमणीयं स्थानम्' 'આવાસ' એટલે નિવાસ કે રમણીય સ્થાન. એટલે જેઓ સાતે પ્રકારની ઇતિને દૂર કરીને 'મંગલ' તથા 'કલ્યાણ'ની પ્રાપ્તિ કરાવનારા છે, તે 'मंगल कल्लाण-आवास' કહેવાય છે.

विसहर-फुलिंग-मंतं- विषधर-स्फुलिङ्ग-मन्त्रम्— 'વિસહર-ફુલિંગ' નામના મંત્રને.

'ॐ ह्रीं श्रीं 'नमिऊण पास विसहर वसह जिण फुलिंग' ह्रीं श्रीं नमः'* આ મંત્ર 'વિસહર-ફુલિંગ' મંત્રના નામે ઓળખાય છે, કારણ કે તેની અંદર 'વિસહર' અને 'ફુલિંગ' એ શબ્દો આવેલા છે. 'મંત્ર'નો સામાન્ય અર્થ છૂપી વાત કે ગુપ્ત રહસ્ય થાય છે, પરંતુ વિશિષ્ટ અર્થમાં અક્ષરોના ચમત્કારિક સંયોજનને 'મંત્ર' કહેવામાં આવે છે. તેનો વિશેષ પરિચય નીચે મુજબ છે:—

* ચિંતામણિ—પાર્શ્વનાથ-સ્તોત્ર, શ્લોક ૭-૮.

શ્રીઅભયદેવસૂરિએ ૧૩મા પંચાશકની ટીકામાં જણાવ્યું છે કે :— 'मन्त्रो देवाधिष्ठितोऽसाधनो वाऽक्षररचनाविशेषः' જે દેવ(પુરુષદેવતા)થી અધિષ્ઠિત હોય, અથવા જેની સિદ્ધિ માટે અન્ય સાધનાની અપેક્ષા ન હોય તેવી વિશિષ્ટ અક્ષરોની રચના, તે 'મંત્ર' કહેવાય છે.

પંચકલ્પ-ભાષ્યમાં જણાવ્યું છે કે—'मंतो पुण होइ पढिय-सिद्धो'—'મંત્ર' એ પાઠમાત્રથી સિદ્ધ થનારો હોય છે.

શ્રીશાન્ત્યાચાર્યે ઉત્તરાધ્યયનસૂત્રની બૃહદ્વૃત્તિમાં ૧૫મા અધ્યયનની ૮મી ગાથાના વિવરણમાં જણાવ્યું છે કે— 'ॐकारादि-स्वाहापर्यन्तो ह्रींकारादि-वर्णविन्यासात्मको मन्त्रः' જેની આદિમાં 'ॐકાર હોય છે અને અંતમાં સ્વાહા હોય છે તેવો. હ્રીંકાર આદિ વર્ણ-વિન્યાસ(યોજના)વાળો, તે 'મંત્ર' કહેવાય છે.

વારંવાર જાપ કરવાથી, તથા વિધિ-પૂર્વક પૂજન કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે. આ મંત્ર-સિદ્ધિ વડે અનેક પ્રકારનાં અદ્ભુત કાર્યો કરી શકાય છે. તે માટે શ્રી વિ. ભા.ની ટીકામાં શ્રીકોટ્યાચાર્યે જણાવ્યું છે કે—'तत् प्रत्यक्षसिद्धं नभोगमनादि-कार्यं कुतः........तत् कार्यं मन्त्राक्षरपरिपाटीनिबद्धदेवताप्रसाद-जनितम्'—તેના વડે કરીને એટલે મંત્રવડે આકાશ-ગમન આદિ કાર્ય પ્રત્યક્ષ-સિદ્ધ જણાય છે, તે કેવી રીતે બને છે? તે કાર્ય મંત્રાક્ષરોની પરિપાટી-ક્રમરચનામાં નિબદ્ધ થયેલા દેવતાની પ્રસન્નતા વડે થાય છે.'

गह-रोग-मारी-दुट्ठजरा- गहरोगमारिदुट्ठजरा :— નડતર કરતા અશુભ ગ્રહો, વિવિધ જાતિના રોગો, મરકી અને વિષમ જાતિના દુષ્ટ જ્વરો ( તાવો ).

જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ 'ગ્રહો' નવ છે : "રવિ (સૂર્ય), સોમ ( ચંદ્ર ), મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ." મનુષ્યના જન્મ-સમયે તેઓ આકાશમાં જે સ્થાન ભોગવતા હોય છે, તે પ્રમાણે તેઓ શત્રુ અથવા મિત્રનું કામ કરે છે. અહીં 'ગ્રહ'-શબ્દથી શત્રુ તરીકેનું કામ કરતા 'ગ્રહો' એટલે નડતર કરતા 'ગ્રહો' સમજવાના છે.

સ્વસ્થતાનો ભંગ થવો, તે 'રોગ' કહેવાય છે. તેમાં જે રોગો શરીરના કારણે ઉત્પન્ન થાય છે, તે 'શારીરિક રોગો' કહેવાય છે. જેમ કે તાવ, ખાંસી, દમ, [illegible], [illegible], શૂળ, સોજા, દાહ, [illegible], [illegible], [illegible] વગેરે શારીરિક રોગો છે અને [illegible] [illegible], [illegible], [illegible] (ગાંડપણ) વગેરે '[illegible]' [illegible].

એ પણ એક જાતનો રોગ જ છે, પરંતુ તે રોગચાળાના રૂપમાં ફાટી નીકળે છે; એટલે તેની ગણતરી જુદી કરી છે. તે જ પ્રકારે તમામ પ્રકારના જ્વરો એટલે તાવો પણ રોગ જ છે, પરંતુ તેમાં વિષમજ્વરો બહુ કાતિલ ભયંકર હોય છે અને જરા પણ ગફલત થઈ કે જીવલેણ નીવડે છે, તેથી તેની ગણતરી જુદી કરી છે. એકંદરે રોગમાત્ર શત્રુ-તુલ્ય ગણાય છે, એટલે સહુ કોઈ તેનાથી દૂર રહેવાને ચાહે છે.

जंति- यान्ति— જાય છે, પામે છે.

उवसामं- उपशामम्— ઉપશાંતિને, ઉપશમને.

चिट्ठउ- तिष्ठतु— રહો.

दूरे- दूरे— દૂર, છેટે.

मंतो- मन्त्रः — (એ) મંત્ર.

तुज्झ- तव, युष्माकम्— તમને (કરેલો).

पणामो- प्रणामः— પ્રણામ, નમસ્કાર.

वि- अपि— પણ.

बहुफलो- बहुफलः— બહુ ફલ આપનારો.

होइ- भवति— થાય છે, છે.

नर-तिरिएसु- नर-तिरश्चोः— મનુષ્ય(ગતિ) અને તિર્યંચ-ગતિમાં.

वि-अपि— પણ.

जीवा-जीवाः—જીવો, આત્માઓ.

पावंति-प्राप्नुवन्ति— પામે છે.

न-न— નહિ.

दुक्ख-दोगच्चं-दुःख-दौर्गत्यम्— દુઃખ તથા દુર્ગતિને, દુઃખ તથા દુર્દશાને.

'दुष्टानि खानि यस्मिन्, तद् दुःखम्,' જેમાં ઇંદ્રિયો દોષ-યુક્ત હોય અથવા દૂષિત હોય, તે 'દુઃખ' કહેવાય છે. આ 'દુઃખ' મુખ્યત્વે બે પ્રકારનું છે: શારીરિક અને માનસિક. તેમાં રોગાદિની ઉત્પત્તિ થવી એ 'શારીરિક દુઃખ' છે. 'दुर्गतेर्भावः दौर्गत्यम्'—દુર્ગતિનો જે ભાવ—પરિણામ તે 'દૌર્ગત્ય'. સંપત્તિનો નાશ થવો, પ્રતિષ્ઠાનો નાશ થવો કે એકાએક દરિદ્રાવસ્થામાં—કઢંગી હાલતમાં મૂકાઈ જવું એ 'દૌર્ગત્ય'—'દુર્દશા' કહેવાય છે.

तुह-तव—તારું, તમારું.

सम्मत्ते लद्धे-सम्यक्त्वे लब्धे—સમ્યક્ત્વને પામ્યે છતે. સમકિતને પામવાથી, સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થવાથી.

'सम्यक्'-શબ્દ પ્રશંસા કે અવિરુદ્ધ ભાવને દર્શાવે છે. 'सम्यक्शब्दः प्रशंसार्थोऽविरुद्धार्थो वा' અને 'सम्यगित्यस्य भावः सम्यक्त्वम्' સમ્યક્નો ભાવ, તે 'સમ્યક્ત્વ' કહેવાય છે. વળી 'सम्यग् जीवः, तद्भावः सम्यक्त्वम्' સમ્યક્ એટલે જીવ તેનો ભાવ

—તેનો અવિરુદ્ધ પ્રશંસનીય શુદ્ધ પરિણામ એ 'સમ્યક્ત્વ' કહેવાય છે. વધારે સ્પષ્ટ કહીએ તો 'પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય"રૂપ આત્માનો જે પરિણામ, તે 'સમ્યક્ત્વ' કહેવાય છે. મિથ્યાત્વમોહનીયકર્મના ક્ષયોપશમથી તે ઉત્પન્ન થાય છે. શ્રીહરિભદ્રસૂરિએ પ્રથમપંચાશકમાં 'સમ્મત્ત'ની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે—'तत्तत्थ-सद्दहणं सम्मत्तं' તત્ત્વોના અર્થની શ્રદ્ધા, તે 'સમ્યક્ત્વ' છે. શ્રીઉમાસ્વાતિ વાચકે પણ તત્ત્વાર્થસૂત્રમાં तत्त्वार्थ-श्रद्धानं सम्यग्दर्शनम्' —તત્ત્વોના અર્થની શ્રદ્ધા તે 'સમ્યગ્દર્શન' છે, એમ જણાવ્યું છે. અહીં 'તત્ત્વ' શબ્દની વિચારણા બે રીતે કરવામાં આવે છે: એક તો પરમાર્થથી અને બીજી વ્યવહારથી. તેમાં પરમાર્થદૃષ્ટિએ "જીવ, અજીવ; પુણ્ય, પાપ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ" એ 'નવ તત્ત્વો'ના સદ્ભાવમાં શ્રદ્ધા રાખવી, તે 'સમ્યક્ત્વ' છે; અને વ્યવહારદૃષ્ટિએ 'સુદેવ, સુગુરુ અને સુધર્મ'માં શ્રદ્ધા રાખવી, તે 'સમ્યક્ત્વ' છે. આ ત્રણ તત્ત્વો સંબંધી જૈનદર્શનમાં એવો નિર્ણય કરેલો છે કે અરિહંત એ 'સુદેવ' છે, પંચમહાવ્રતધારી સાધુ એ 'સુગુરુ' છે અને રાગ-દ્વેષથી સર્વથા રહિત શ્રીજિનેશ્વર દેવોએ પ્રરૂપેલો ધર્મ એ 'સુધર્મ' છે. તેથી અરિહંતને ઇષ્ટદેવ માનવા, પંચમહાવ્રતધારી સુસાધુને ગુરુ માનવા અને જૈનધર્મમાં પરમ શ્રદ્ધા રાખવી, તે 'સમ્યક્ત્વ'ની પ્રાપ્તિ કહેવાય છે.

चिंतामणि-कप्पपायव-ब्भहिए— चिन्तामणि-कल्पपादपाभ्यधिके

—ચિંતામણિરત્ન અને કલ્પપાદપ એટલે કલ્પવૃક્ષથી પણ અધિક.

ચિંતામણિરત્નની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર-૧૧. કલ્પવૃક્ષ એટલે ઇચ્છિત ફલ આપનારું વૃક્ષ. તેના વિવિધ પ્રકારો શ્રીનંદીસૂત્રની ટીકામાં વર્ણવેલા છે.

पावंति- प्राप्नुवन्ति— પામે છે.

अविग्घेणं- अविघ्नेन— વિઘ્ન-વિના, સરલતાથી.

जीवा- जीवाः— જીવો, પ્રાણીઓ.

अयरामरं ठाणं- अजरामरं स्थानम्— અજરામર સ્થાનને, મોક્ષને.

જ્યાં જરા કે મરણ નથી તેવું સ્થાન. લોકોના અગ્ર ભાગે 'સિદ્ધશિલા' આવેલી છે, ત્યાં સિદ્ધિગતિ પામેલા સઘળા જીવો સ્થિર થાય છે, એટલે તે સ્થાન 'મુક્તિપુરી' કે 'મોક્ષ' કહેવાય છે.

इअ- इति— આ પ્રમાણે.

संथुओ- संस्तुतः— સ્તવાયેલા.

महायस !- महायशः !— હે મહાયશસ્વી ! હે મહાકીર્તિવાળા ! પુરિસાદાણી.

भत्ति-भर-निब्भरेण- भक्ति-भर-निर्भरेण— ભક્તિથી ભરપૂર.

भक्ति-भर— ભક્તિનો સમૂહ, તેનાથી જે નિર્ભર ભરેલું, તે भक्ति-भर-निर्भर, તેના વડે.

हियएण- हृदयेन— હૃદય વડે, અંતઃકરણથી, મનથી.

શરીર-શાસ્ત્ર પ્રમાણે હૃદયનો અર્થ છાતીમાં આવેલું એક મર્મસ્થાન થાય છે, પરંતુ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની ભાષામાં તે અંતઃકરણ, મન કે આત્માના અર્થમાં વપરાય છે.

'हृत् एति हृदयम्'— મન પ્રત્યે જાય, તે હૃદય.

ता- तत्— તેથી.

देव !- देव !— હે દેવ !

'दिव्'— પ્રકાશવું, તેના પરથી દેવશબ્દ બનેલો છે. સામાન્ય રીતે તેનો અર્થ કોઈ પણ પ્રકારના દેવ થાય છે, પરંતુ સાહિત્યમાં તે સન્માન-સૂચક શબ્દ તરીકે વપરાય છે. કોઈને અતિમહાન કે અતિપવિત્ર-માન્ય-પૂજ્ય કહેવા હોય તો તેને દેવ તરીકે સંબોધવામાં આવે છે. અહીં તે શ્રીપાર્શ્વ-નાથપ્રભુને સંબોધનરૂપ છે.

दिज्ज- दद्याः— દેજો, આપજો, આપશો.

बोहिं- बोधिम्— બોધિ, સમકિત.

भवे भवे- भवे भवे— ભવોભવને વિશે, પ્રત્યેક ભવમાં.

पासजिणचंद !- पार्श्वजिनचन्द्र ! હે પાર્શ્વજિનચંદ્ર ! જિનેશ્વરોમાં ચંદ્ર-સમાન હે પાર્શ્વનાથ !

## (૫) અર્થ-નિર્ણય

उवसग्गहरथोत्तं— ઉપસર્ગહર નામનું સ્તોત્ર.

સ્તોત્રના પ્રારંભમાં આવેલા 'ઉવસગ્ગહરં' શબ્દ પરથી આ સ્તોત્ર 'ઉવસગ્ગહર થોત્ત' એટલે ઉપસર્ગહર સ્તોત્રના નામે ઓળખાય છે.

उवसग्गहरं पासं पासं वंदामि— ઉપસર્ગને દૂર કરનાર ભક્ત-વત્સલ પાર્શ્વનાથને હું વંદન કરું છું.

ભક્તોને સમીપ હોવાનો વાસ્તવિક અર્થ ભક્ત-વત્સલ થાય છે. વ્યાખ્યાકારોએ આ સ્તોત્રનાં પદોને પાર્શ્વનાથનું સાન્નિધ્ય સેવનારા પાર્શ્વયક્ષ તથા ધરણેન્દ્ર-પદ્માવતીના અર્થમાં પણ ઘટાવ્યા છે. પાર્શ્વ નામના યક્ષ-સંબંધમાં નિર્વાણકલિકા અપરનામ પ્રતિષ્ઠા-પદ્ધતિ નામના ગ્રંથમાં કહ્યું છે કે— "तत्तीर्थोत्पन्नं पार्श्वयक्षं गजमुखमुरगफणामण्डिताशिरसं श्यामवर्णं कूर्मवाहनं चतुर्भुजं बीजपूरकोरगयुतदक्षिणपाणिं नकुलकाहियुत-वामपाणिं चेति।" (પૃ. ૩૬). 'તેમના તીર્થમાં જ ઉત્પન્ન થયેલો પાર્શ્વ નામનો યક્ષ, શ્યામ વર્ણવાળો, હાથી જેવા મુખવાળો, સર્પની ફણાથી મંડિત મસ્તકવાળો, કાચબાના વાહનથી યુક્ત અને ચાર ભુજાઓ સહિત છે. તેના જમણા બે હાથ બીજોરાથી અને સર્પથી યુક્ત છે તથા ડાબા બે હાથ નોળિયા અને સર્પથી યુક્ત છે.'

તે સંબંધી આ સ્તોત્ર પરની શ્રીપાર્શ્વદેવકૃત લઘુવૃત્તિમાં કહ્યું છે કે:—

"तत्र पार्श्वनाथतीर्थसमुत्पन्नस्त्रयोविंशतितमो यक्षराट् अष्टाचत्वारिंशत्सहस्रयक्षपरिवृतः श्रीपार्श्वनाथपादयुग्मसेवां करोति ॥"

'શ્રીપાર્શ્વનાથ પ્રભુના તીર્થમાં ઉત્પન્ન થયેલો, ૨૩મો યક્ષરાટ્-યક્ષોનો રાજા, જે ૪૮૦૦૦ યક્ષોના પરિવારવાળો છે, તે શ્રીપાર્શ્વનાથપ્રભુના ચરણ-યુગલની સેવા કરે છે.'

कण्ठे धारेइ जो सया मणुओ— જે મનુષ્ય સદા કંઠમાં ધારણ કરે છે અર્થાત્ નિરંતર એકાગ્ર મનથી તેનો જાપ કરે છે.

जंति उवसामं— શમી જાય છે, શાંત થઈ જાય છે.

चिट्ठउ दूरे मंतो— મંત્ર તો દૂર રહો. મંત્રની વાત બાજુએ રાખતાં. મંત્ર પોતાના સ્થાને સુંદર છે, પરંતુ તે સિવાય પણ—

तुज्झ पणामो वि बहुफलो होइ—તમને કરેલો પ્રણામ પણ બહુ ફલ આપનાર થાય છે.

नर-तिरिएसु वि जीवा— મનુષ્યગતિ અને તિર્યંચગતિમાં રહેલા જીવો પણ.

पावंति न दुक्ख-दोगच्चं— કોઈ પણ પ્રકારનાં દુઃખ કે દુર્દશાને પામતા નથી.

पावंति अविग्घेणं— નિર્વિઘ્ને બહુ સરલતાથી પામે છે.

जीवा— જીવો, મનુષ્યો.

अयरामरं ठाणं— અજરામર સ્થાનને, મોક્ષને.

इअ संथुओ महायस !— આ પ્રમાણે મારા વડે સ્તુતિ કરાયેલા એવા તમે, હે મહાયશસ્વી ! પુરિસાદાણીઅ!

भत्तिभर-निब्भरेण हियएण— ભક્તિભર્યા હૃદયથી.

ता देव ! दिज्ज बोहिं— તો હે દેવ ! બોધિ ( સમ્યક્ત્વ, જૈનધર્મની પ્રાપ્તિ ) દેજો.

भवे भवे पासजिणचंद !— હે પાર્શ્વજિનચંદ્ર ! ભવો-ભવમાં, પ્રત્યેક ભવમાં.

( ૬ ) અર્થ-સંકલના

જેઓ સઘળા ઉપદ્રવોને દૂર કરનાર છે, ભક્તજનોને સમીપ છે, ચારે ઘાતીકર્મથી મુક્ત થયેલા છે, જેઓનું નામ-સ્મરણ વિષધરો( સાપ )ના ઝેરનો નાશ કરે છે તથા મિથ્યાત્વ આદિ દોષોને દૂર કરે છે અને જેઓ મંગલ તથા કલ્યાણના ધામરૂપ છે, તેવા શ્રીપાર્શ્વનાથને હું વંદન કરું છું. ૧.

[ શ્રીપાર્શ્વનાથ પ્રભુના નામથી યુક્ત ] 'વિસહર-ફુલિંગ' નામના મંત્રનું જે મનુષ્ય એકાગ્ર મનથી રટણ કરે છે, તેના દુષ્ટ ગ્રહો, અનેકવિધ રોગો, મરકી અને દુષ્ટ-વિષમજ્વરો શાંત થઈ જાય છે. ૨.

તે મંત્રની વાત બાજુએ રાખીએ, તો પણ હે પાર્શ્વનાથ!

તમને કરેલો પ્રણામ પણ બહુફલ આપનારો થાય છે. તેનાથી મનુષ્ય અને તિર્યંચ-ગતિમાં રહેલા જીવો કોઈ પણ પ્રકારનું દુઃખ કે દુર્દશા અનુભવતા નથી. ૩.

ચિંતામણિરત્ન અને કલ્પવૃક્ષથી પણ અધિક શક્તિ ધરાવનારું તમારું સમ્યક્ત્વ પામવાથી જીવો સહેલાઈથી મુક્તિપદને પામે છે. ૪.

આ રીતે હે પાર્શ્વજિનચંદ્ર! હે પુરિસાદાણીઅ! મેં તમારી સ્તવના ભક્તિથી ભરપૂર હૃદય વડે કરી છે; તો ભવો-ભવમાં મને તમારું સમ્યક્ત્વ આપજો( મળજો ). ૫.

## ( ૭ ) સૂત્ર-પરિચય

શ્રીતીર્થંકરદેવની ભક્તિ માટે યોજાયેલા ચૈત્યવંદનમાં સ્તુતિ અને સ્તોત્ર બંનેનો ઉપયોગ થાય છે. તેમાં સ્તુતિ એક શ્લોક-પ્રમાણ હોય છે અને સ્તોત્ર બહુશ્લોક-પ્રમાણ હોય છે. 'तत्र स्तुतिरेकश्लोकमाना, स्तोत्रं पुनर्बहुश्लोकप्रमाणम्' ( પં. ટી. ૪ ). આ સ્તુતિ અને સ્તોત્રો ઉત્તમ પ્રકારનાં એટલે ગંભીર આશયવાળાં હોવાં જોઈએ. તે માટે શ્રીહરિભદ્રસૂરિએ ચોથા પંચાશકમાં કહ્યું છે કે—'सारथुइ–थोत्तसहिया तह य चिंतिवंदणाउ य' ચૈત્યવંદન ઉત્તમ સ્તુતિ-સ્તોત્રોથી યુક્ત હોવું ઘટે છે. અહીં ઉત્તમનો અર્થ 'गंभीर–पयत्थ–विरइया' 'ગંભીર આશયવાળાં પદો અને અર્થથી વિરચિત' એવો કરવામાં આવ્યો છે. પ્રસ્તુત સ્તોત્ર આ પ્રકારનું હોઈને તે ચૈત્યવંદનમાં

બોલાય છે. વળી જે સ્તોત્રો નિરંતર સ્મરણ કરવાયોગ્ય હોવાથી 'સ્મરણ' તરીકે પ્રસિદ્ધિ પામેલાં છે; તેમાં પણ તેને અગ્રસ્થાન-પ્રાપ્ત થયેલું છે. જેમ કે—"(૧) નવકાર મંત્ર, (૨) ઉવસગ્ગહરં સ્તોત્ર, (૩) સંતિકરં સ્તોત્ર, (૪) તિજયપહુત્તં સ્તોત્ર, (૫) નમિઊણ સ્તોત્ર, (૬) અજિત-શાંતિ-સ્તવન, (૭) ભક્તામર-સ્તોત્ર, (૮) કલ્યાણમંદિર-સ્તોત્ર, અને (૯) બૃહચ્છાંતિ-સ્તોત્ર."

સ્તુતિ અને સ્તોત્ર આપ્તપુરુષને એટલે શ્રીજિનેશ્વર દેવાદિને ઉદ્દેશીને રચવામાં આવે છે. 'स्तुति-स्तोत्राणि जिनानां तु आप्तानामेव' (પં. ટી.). એ નિયમાનુસાર આ સ્તોત્ર પણ ચોવીસ પૈકીના એક તીર્થંકર શ્રીપાર્શ્વનાથની સ્તુતિ કરવા માટે યોજાયેલું છે. એની પ્રથમ ગાથામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુને દરેક જાતના ઉપસર્ગો દૂર કરનારા તથા ભક્તજનોની સમીપ રહેનારા દર્શાવવામાં આવ્યા છે. શ્રીપાર્શ્વનાથ આત્માની અનંત શક્તિને આવરનારાં ઘાતીકર્મના સમૂહથી મુક્ત થયેલા છે અને તેથી સર્વજ્ઞ તથા સર્વદર્શી છે, એમ ગર્ભિત રીતે જણાવીને તેમના જ્ઞાનાતિશયને વર્ણવવામાં આવ્યો છે. વળી શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં વચનો કે તેમના નામથી યુક્ત વચનો દ્રવ્ય-વિષધર તથા ભાવ-વિષધરનું વિષ મટાડનારાં છે, એમ જણાવીને તેમના અદ્ભુત વચનાતિશયને પ્રકટ કરવામાં આવ્યો છે અને જ્યાં તેઓની હાજરી હોય, તેમની સ્થાપના હોય કે તેમનું નામ-સ્મરણ ચાલતું હોય ત્યાં મંગલ અને કલ્યાણની હાજરી અવશ્ય હોય છે; એટલે સર્વ પ્રકારના

અપાયોના અપગમ કરવારૂપ અપાયાપગમાતિશયનું સૂચન પણ ઉપલક્ષણથી થયેલું છે. અને જ્યાં જ્ઞાનાતિશય, વચનાતિશય અને અપાયાપગમાતિશય હોય છે, ત્યાં પૂજાતિશય પણ અવશ્ય હોય છે; એટલે શ્રીપાર્શ્વનાથ પ્રભુ ચાર મૂળ અતિશયોથી સહિત છે, તેમને હું અંતઃકરણથી વંદન કરું છું.'

સ્તોત્રની બીજી ગાથામાં 'વિસહર-ફુલિંગ' નામના મંત્રનો પ્રભાવ દર્શાવવામાં આવ્યો છે. તેનો વિધિસર નિરંતર જાપ કરવાથી દુષ્ટ ગ્રહોની અસર દૂર થાય છે, વિવિધ જાતિના રોગો મટી જાય છે, મરકી અથવા પ્લેગની બિમારી લાગુ પડતી નથી અને ભયંકર જીવલેણ તાવો પણ ઊતરી જાય છે. અનુભવી પુરુષોએ કહ્યું છે કે— 'अचिन्त्यो हि मणि-मन्त्रौषधीनां प्रभावः ।'—મણિ, મંત્ર અને ઔષધિનો પ્રભાવ અચિંત્ય-કલ્પના ન કરી શકાય તેવો હોય છે. કેટલાક માણસો મંત્ર-શક્તિનો સ્વીકાર કરતા નથી, પરંતુ અનેક મહાપુરુષોએ તેનો પ્રત્યક્ષ અનુભવ કરેલો છે અને આજે પણ તેનો અનુભવ થઈ શકે છે કે જે માટે યોગ્ય અધિકારની જરૂર છે.

સ્તોત્રની ત્રીજી ગાથામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુને પ્રણામ કરવાથી કેવું મહત્ ફલ પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામાં આવ્યું છે. મંત્ર તો અદ્ભુત કાર્ય કરે તેમાં નવાઈ નથી, પરંતુ શ્રીપાર્શ્વનાથ પ્રભુને તો પ્રણામ કરવાથી જ મનુષ્ય કે તિર્યંચ [ગતિ]નાં દુઃખ અને દુર્ગતિ દૂર થઈ જાય છે. અલબત્ત આ

પ્રણામ સાચા દિલથી એટલે અંતરંગ શ્રદ્ધાથી કરેલો હોવો જોઈએ.

સ્તોત્રની ચોથી ગાથામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુમાં અચલ શ્રદ્ધા રાખનાર એટલે કે તેમનું સમ્યક્ત્વ પામનાર સંસાર-સાગરને સરલતાથી તરી જાય છે, તે દર્શાવ્યું છે. શ્રીપાર્શ્વનાથ પ્રભુ પરની શ્રદ્ધા, તેમણે પ્રરૂપેલા સિદ્ધાંતો પરની શ્રદ્ધા ચિંતામણિ-રત્ન અને કલ્પવૃક્ષથી પણ વધારે ફલ આપનારી છે. અર્થાત્ અજરામર સ્થાનને સરલતાથી પ્રાપ્ત કરાવે છે.

સ્તોત્રની પાંચમી ગાથામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુનું સમ્યક્ત્વ ભવોભવ મળે તે માટેની ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે. જો કે શ્રીતીર્થંકરદેવનાં વચનોમાં અપૂર્વ શ્રદ્ધા રાખીને તે જ મુજબ ચાલનારને વધારે ભવો કરવા પડતા નથી, છતાં જે ભવો ધારણ કરવા પડે તેમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા કાયમ રહે તેવું ઇચ્છવામાં આવ્યું છે, કારણ કે તેમ કરવાથી સંસાર-સાગરનો પાર પમાય છે.

આ સ્તોત્ર અત્યંત ચમત્કારિક ગણાય છે, કારણ કે તેમાં અનેક મહત્ત્વના મંત્રો ગોપવવામાં આવ્યા છે. ચૌદમી સદીના મહાન જ્યોતિર્ધર અને પ્રખર મંત્રવેત્તા શ્રીજિનપ્રભસૂરિએ અર્થ-કલ્પલતા નામની આ સ્તોત્ર પરની વૃત્તિમાં જણાવ્યું છે કે:—'આ સ્તોત્રની પહેલી ગાથામાં જગદ્વલ્લભકર, સૌભાગ્યંકર, ભૂતાદિ-નિગ્રહકર, ક્ષુદ્રોપદ્રવ-નાશકર વગેરે આઠ યંત્રો અને પાર્શ્વયક્ષ તથા યક્ષિણીના મંત્રને ગોપવેલ છે.

બીજી ગાથામાં ‘વિસહર-ફુલિંગ’ મંત્રનું બૃહચ્ચક્ર-વિધાન નામનું સર્વસંપત્કર યંત્ર તથા ચિંતામણિ-ચક્ર નામનું ચિંતવેલા કાર્યની સિદ્ધિ કરનાર યંત્ર ગોપવેલ છે. ત્રીજી ગાથામાં વંધ્યત્વનો નાશ કરનાર, મૃતવત્સા-દોષનો નાશ કરનાર, બાળકોની ગ્રહ-પીડાનું નિવારણ કરનાર, દુર્ભાગીને સૌભાગ્ય આપનાર, અપસ્માર વગેરે રોગોનો નાશ કરનાર એમ અનેક યંત્રો ગોપવેલાં છે. ચોથી ગાથામાં સર્વ અભીષ્ટને આપનાર દેવકુલ અને કલ્પદ્રુમ નામનું યંત્ર ગોપવેલ છે. તથા પાંચમી ગાથામાં શાંતિક, પૌષ્ટિક કર્મો અને ભૂત, પ્રેત, શાકિની; ડાકિની, જ્વરાદિનો નાશ કરનાર અને સર્વ પ્રકારની રક્ષા કરનાર યંત્રો ગોપવેલાં છે. આ યંત્રોની નોંધ વિક્રમની બારમી સદીમાં થયેલા ચન્દ્રાચાર્યે પણ આ સૂત્ર પરની લઘુ-વૃત્તિમાં કરેલી છે.

પ્રસ્તુત સ્તોત્ર પર નાની-મોટી અનેક ટીકાઓ રચાયેલી છે, જેમાં નીચેની ટીકાઓ મુખ્ય છે :

૧ શ્રીચિરંતનાચાર્યકૃત બૃહદ્વૃત્તિ વિક્રમની બારમી સદી પહેલાં.

૨ શ્રીચંદ્રાચાર્યકૃત લઘુવૃત્તિ વિક્રમની બારમી સદીમાં.

૩ શ્રીપાર્શ્વદેવગણિકૃત લઘુવૃત્તિ વિક્રમની તેરમી સદીમાં.

૪ શ્રીજિનપ્રભસૂરિકૃત અર્થકલ્પલતા વિક્રમની ચૌદમી સદીમાં સંવત ૧૩૬૫માં.

૫ શ્રીજયસાગરગણિકૃત વૃત્તિ વિક્રમની પંદરમી સદીમાં.

૬ શ્રીસિદ્ધિચંદ્રગણિકૃત વ્યાખ્યા વિક્રમની સત્તરમી સદીમાં.

૭ શ્રીહર્ષકીર્તિસૂરિકૃત વ્યાખ્યા વિક્રમની સત્તરમી સદીમાં.

આ સ્તોત્રનું માહાત્મ્ય દર્શાવવાને માટે શ્રીજિનસૂરસૂરિએ પ્રિયંકરનૃપ-કથા નામની એક સુંદર કથા આલેખેલી છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સ્તોત્રની રચના વિષે નીચેની કથા પ્રચલિત છે.

ભદ્રબાહુસ્વામીને વરાહમિહિર નામનો એક ભાઈ હતો. તેણે પણ જૈન-દીક્ષા લીધી હતી, પરંતુ કોઈ કારણવશાત્ પાછળથી તે છોડી દીધી હતી અને જ્યોતિષશાસ્ત્ર દ્વારા પોતાની મહત્તા બતાવી જૈનસાધુઓની નિંદા કરતો હતો. એક વાર રાજાના પુત્રની જન્મકુંડળી વરાહમિહિરે બનાવી આપી અને તેમાં લખ્યું કે પુત્ર સો વર્ષનો થશે. રાજાને એ સાંભળી અત્યંત હર્ષ થયો અને વરાહમિહિરનું બહુમાન કર્યું. આ પ્રસંગનો લાભ લઈ વરાહમિહિરે રાજાના કાન ભંભેર્યા કે મહારાજ! આપને ત્યાં કુંવરનો જન્મ થવાથી બધા લોકો વધાઈ આપવા આવી ગયા, પણ જૈનોના આચાર્ય ભદ્રબાહુ નથી આવ્યા, તેનું કારણ શું હશે? રાજાએ એ સંબંધમાં તપાસ કરી તો શ્રીભદ્રબાહુસ્વામીએ જણાવ્યું [illegible] કે નાહક બે વખત [illegible] શા માટે [illegible]? [illegible] પુત્ર તો સાતમે દિવસે બિલાડીથી મરણ પામનાર છે. રાજાએ એ

સાંભળી પુત્ર-રક્ષા માટે ચોકી-પહેરા મૂક્યા અને ગામની બધી બિલાડીઓને દૂર મોકલાવી દીધી. પરંતુ બન્યું એમ કે સાતમા દિવસે ધાવમાતા બારણામાં બેઠી બેઠી પુત્રને ધવરાવતી હતી, તેવામાં બાળક પર અકસ્માત્ લાકડાનો આગળિયો પડ્યો ને તે મરણ પામ્યો. વરાહમિહિર તો એથી ખૂબ જ શરમાઈ ગયો. ભદ્રબાહુ એ વખતે રાજાને મળવા ગયા અને સંસારનું સ્વરૂપ સમજાવી ધીરજ આપી. રાજાએ તેમના જ્યોતિષ-જ્ઞાનની પ્રશંસા કરી અને સાથે એ પણ પૂછ્યું કે બિલાડીથી મરણ થશે એ વાત બરાબર સાચી કેમ ન પડી? તે વખતે સૂરિજીએ લાકડાનો આગળિયો મંગાવ્યો તો તેના છેડા પર બિલાડીનું મોઢું કોરેલું હતું.

આ પ્રસંગથી વરાહમિહિરનો દ્વેષ વધ્યો અને મરીને વ્યંતરદેવ થતાં જૈનસંઘમાં મહામારી-પ્લેગ જેવો રોગચાળો ફેલાવવા લાગ્યો. પરંતુ શ્રીભદ્રબાહુસ્વામીએ ઉવસગ્ગહરં સ્તોત્ર બનાવીને સંઘને મુખ-પાઠ કરવા કહ્યું અને તેથી તે ઉપદ્રવ દૂર થયો. ત્યારથી આ સ્તોત્ર પ્રચલિત થયું છે.

# १८ पणिहाणसुत्तं

[ प्रणिधानसूत्रम् ]

## 'જય વીયરાય' સૂત્ર



### ( ૧ ) મૂલપાઠ

[ ગાથા ]

जय वीयराय ! जग-गुरु[1]!, होउ ममं तुह पभावओ भयवं !॥
भव-निव्वेओ मग्गाणुसारिआ इट्ठफल-सिद्धी ॥ १ ॥

[2]लोग-विरुद्ध-च्चाओ, गुरुजण-पूआ परत्थकरणं च ।
सुहगुरु-जोगो तव्वयण-सेवणा आभवमखंडा ॥ २ ॥

वारिज्जइ जइ वि नियाण-बंधणं वीयराय! तुह समये।
तह वि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं ॥ ३ ॥

दुक्ख-खओ कम्म-खओ, समाहि-मरणं च बोहि-लाभो अ ।
संपज्जउ मह एअं, तुह नाह ! पणाम-करणेणं ॥ ४ ॥

---

૧. जयगुरु-પાઠાંતર. ચતુર્થ પંચાશક, ગા. ૩૩.

૨. लोय-પાઠાંતર.

[ અનુષ્ટુપ્ ]

**सर्वमङ्गलमाङ्गल्यं, सर्वकल्याणकारणम् ।**
**प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥**

## ( २ ) સંસ્કૃત છાયા

जय-वीतराग ! जगद्गुरो !, भवतु मम तव प्रभावतः भगवन् ! ।
भव-निर्वेदः मार्गानुसारिता, इष्टफल-सिद्धिः ॥ १ ॥

लोकविरुद्ध-त्यागः, गुरुजन-पूजा, परार्थकरणं च ।
शुभगुरुयोगः त्वद्-वचन-सेवना आभवम् अखण्डा ॥ २ ॥

वार्यते यद्यपि निदान-बन्धनं वीतराग ! तव समये ।
तथापि मम भवतु सेवा, भवे भवे तव चरणयोः ॥ ३ ॥

दुःख क्षयः कर्म-क्षयः, समाधि-मरणं च बोधि-लाभः च ।
सम्पद्यतां मम एतत्, तव नाथ ! प्रणाम-करणेन ॥ ४ ॥

सर्वमङ्गल ...............................शासनम् ॥ ५ ॥

## ( ૩ ) ગુજરાતી છાયા

જય વીતરાગ ! જગ-ગુરુ !, હો મને તુજ પ્રભાવથી ભગવન્ !
ભવ-નિર્વેદ, માર્ગાનુસારિતા, ઇષ્ટફલ-સિદ્ધિ. ૧.

લોકવિરુદ્ધ-ત્યાગ, ગુરુજન-પૂજા, પરાર્થકરણ અને;
શુભગુરુ-યોગ, તમારા વચનનું સેવન ભવ-પર્યંત અખંડ. ૨.

વાર્યું છે જો કે નિદાન-બંધન વીતરાગ! તુજ સિદ્ધાંતમાં;
તો પણ મને હોજો સેવા, ભવે ભવે તુમ ચરણોની. ૩.

દુઃખ-ક્ષય, કર્મ-ક્ષય, સમાધિ-મરણ અને બોધિ-લાભ;
સાંપડજો મને એ, તમને નાથ! પ્રણામ કરવાથી. ૪.

સર્વ મંગલોમાં માંગલ્ય, સર્વ કલ્યાણનું કારણ;
પ્રધાન સર્વ ધર્મોમાં, જય પામે (છે) જૈન-શાસન. ૫.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

जय- जय— તમે જયવંત વર્તો.

वीयराय!- वीतराग!— હે વીતરાગ! હે રાગ-દ્વેષરહિત મહાપુરુષ!

'वीतोऽपगतो रागो यस्य स वीतरागः।' વીત એટલે ચાલ્યો ગયો છે રાગ જેનો તે 'વીતરાગ'. 'રાગ' શબ્દથી અહીં મોહ, મમત્વ, આસક્તિ કે અભિષ્વંગ સમજવાનો છે. વળી 'રાગ' હોય છે ત્યાં 'દ્વેષ' પણ જરૂર હોય છે, અને 'રાગ' નષ્ટ થતાં 'દ્વેષ' પણ નષ્ટ થાય છે; એટલે 'વીતરાગ-' શબ્દથી 'રાગ' અને 'દ્વેષ' એ બંનેનો અભાવ સમજવાનો છે. આ સંબોધન શ્રીજિનેશ્વરદેવ એટલે અરિહંત ભગવાનને કરવામાં આવ્યું છે.

जग-गुरु!- जगद्गुरो!— હે જગદ્ગુરુ! હે વિશ્વના ગુરુ!

અરિહંતદેવ જગતના સર્વ મનુષ્યોને યોગ્યતા પ્રમાણે વસ્તુ-તત્ત્વનો યથાર્થ ઉપદેશ કરે છે, તેથી તેઓ જગદ્-ગુરુ કહેવાય છે. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૧ 'जग-गुरु'.

होउ- भवतु— હો.

ममं- मम— મને.

तुह- तव— તમારા.

पभावओ- प्रभावतः— પ્રભાવથી, સામર્થ્યથી.

'પ્રભાવ' એટલે પ્રતાપ, તેજ, શક્તિ કે સામર્થ્ય. 'तव प्रभावतः, तव सामर्थ्येन' (યો. સ્વો. વૃ. પ્ર. ૩).

भयवं!- भगवन्!— હે ભગવન્!

भव-निव्वेओ- भव-निर्वेदः— ભવ-નિર્વેદ, સંસાર પરથી વૈરાગ્ય.

'भव-निर्वेदः—'संसार-विरागः' (પં. ટી. ૪-૩૩). 'ભવ' એટલે જન્મ અને 'નિર્વેદ' એટલે અણગમો. ફરી વાર જન્મ લેવાનો અણગમો—ફરી વાર જન્મ લેવાની અનિચ્છા એ 'ભવ-નિર્વેદ'. જન્મ છે, ત્યાં જરા અને મૃત્યુ અવશ્ય છે; એટલે જન્મના અભાવથી જરા અને મૃત્યુનો અભાવ આપોઆપ થાય છે અને તેને જ 'અજર-અમર' અવસ્થા કહેવામાં આવે છે. તેથી તત્ત્વતઃ આવી અવસ્થા પ્રાપ્ત કરવાની તાલાવેલી તે જ 'ભવ-નિર્વેદ છે'.

મગ્ગાણુસારિઆ—માર્ગાનુસારિતા—' માર્ગાનુસારિતા '—મોક્ષ-માર્ગનું અનુસરણ. જે માર્ગ મોક્ષ ભણી લઈ જાય તે માર્ગે ચાલવાની વૃત્તિ.

'मार्गानुसारिता मोक्षमार्गानुसरणम्' (પં. ટી. ૪-૩૩). શ્રીહેમચંદ્રાચાર્યે યો. સ્વો. વૃ. માં તેનો અર્થ असद्ग्रहविजयेन तत्त्वानुसारिता' એટલે મિથ્યાત્વના વિજયથી ઉત્પન્ન થયેલું તત્ત્વાનુસારીપણું એ રીતે કરેલો છે. આ બંને અર્થો વાસ્તવિક રીતે એક જ છે, કારણ કે જ્યાં સુધી આ જીવ પૌદ્ગલિક ભાવનાઓનો ત્યાગ કરીને આધ્યાત્મિક ભાવનાનું સેવન કરતો નથી અર્થાત્ જીવાદિ-તત્ત્વમાં શ્રદ્ધા રાખવાપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતો નથી, ત્યાં સુધી તે મોક્ષ ભણી પ્રયાણ કરી શકતો નથી; તેથી તત્ત્વને અનુસરવું તે જ ' મોક્ષમાર્ગનું અનુસરણ ' છે.

શ્રીદેવેન્દ્રસૂરિએ ધર્મરત્ન-પ્રકરણની વૃત્તિમાં કહ્યું છે કે:—

" मग्गो आगम-नीई, अहवा संविग्ग—बहुजणाइण्णं ।
उभयाणुसारिणी जा, सा मग्गाणुसारिणी किरिया ॥ ८० ॥"

**ભાવાર્થ**:—' માર્ગ ' એટલે આગમ-નીતિ, અથવા સંવિગ્ન( સંવેગી-મોક્ષમાર્ગના અભિલાષી ) બહુ જનોએ આચરેલું તે; એ બંનેને અનુસરનારી જે ક્રિયા, તે ' માર્ગાનુસારિણી ' કહેવાય છે.

इट्ठफल-सिद्धी— इष्टफल-सिद्धिः— ઇષ્ટ ફલની સિદ્ધિ, મનોવાંછિત ફલની પ્રાપ્તિ.

लोगविरुद्ध-च्चाओ- लोक-विरुद्ध-त्याग :— લોક-વિરુદ્ધ કામનો ત્યાગ, લોકો નિન્દા કરે તેવી પ્રવૃત્તિનો ત્યાગ.

'લોક' એટલે શિષ્ટ જનોનો સમુદાય. તે જેની નિંદા કરે, તે જેને એકીઅવાજે વખોડી કાઢે, તેવાં અનુષ્ઠાનનો-તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવો, તે 'લોક-વિરુદ્ધ-ત્યાગ' કહેવાય છે. 'तथा लोक-विरुद्ध-त्यागः सर्वजनानिन्दादि-लोकाविरुद्धानुष्ठान-वर्जनम्' ( પં. ટી. ૪-૩૪ ).

गुरुजण-पूआ- गुरुजन-पूजा— ગુરુજનોની પૂજા, ધર્માચાર્ય તથા માતા-પિતાદિ વડીલો પ્રત્યે પૂરેપૂરો વિનય.

'गुरवश्च यद्यपि धर्माचार्य्या एवोच्यन्ते, तथापीह माता-पित्रा-दयोऽपि गृह्यन्ते' ( યો. સ્વો. વૃ. પ્ર. ૩ ) ગુરુઓ જો કે ધર્માચાર્યો જ કહેવાય છે, પરંતુ અહીં ગુરુ-શબ્દથી માતા-પિતા વગેરેને પણ ગ્રહણ કરી શકાય છે. કારણ કે—

" माता पिता कलाऽऽचार्य्यः, एतेषां ज्ञातयस्तथा ।
वृद्धा धर्मोपदेष्टारो, गुरुवर्गः सतां मतः ॥ "

માતા, પિતા, કલાચાર્ય ( કલાનું શિક્ષણ આપનાર ગુરુ ) અને તેમના જ્ઞાતિજનો-બંધુજનો તથા વૃદ્ધો અને ધર્મોપદેશકો એ બધાને સજ્જનોએ 'ગુરુવર્ગ' તરીકે માનેલ છે. ( યોગ-બિંદુ-૧૧૦ ).

परत्थकरणं- परार्थकरणम्— પરોપકાર.

એ 'ભક્તિયોગ'ની એક ભવ્ય ક્રિયા છે અને તેનું ફળ સકલ દુઃખ અને કર્મના ક્ષયરૂપ મોક્ષ છે.

### (૮) ભક્તિ, જ્ઞાન, કર્મ.

'ભક્તિ મોટી કે જ્ઞાન મોટું?' અથવા 'જ્ઞાન મોટું કે કર્મ(ક્રિયા) મોટું?' એવા પ્રશ્નને અહીં સ્થાન નથી; કારણ કે મોક્ષની સાધના માટે 'ભક્તિ, જ્ઞાન અને કર્મ-(ક્રિયા)' એ ત્રણેની એકસરખી ઉપયોગિતા છે અને તેથી એ ત્રણે તત્ત્વોનો સ્વીકાર અનુક્રમે 'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર'માં કરવામાં આવ્યો છે. સમ્યગ્દર્શનનું મુખ્ય લક્ષણ તત્ત્વ—શ્રદ્ધા છે; એટલે તેનું ક્ષેત્ર 'ભક્તિ' છે, સમ્યગ્જ્ઞાનનું મુખ્ય લક્ષણ તત્ત્વાવબોધ છે; એટલે તેનું ક્ષેત્ર 'જ્ઞાન' છે અને સમ્યક્ચારિત્રનું મુખ્ય લક્ષણ સદાચાર છે; એટલે તેનું ક્ષેત્ર 'કર્મ(ક્રિયા)' છે. આ રીતે 'ભક્તિ, જ્ઞાન અને કર્મ(ક્રિયા)' એ ત્રણે મળીને મોક્ષનો માર્ગ બને છે. જેઓ ભક્તિને પ્રાધાન્ય આપી જ્ઞાનની અવગણના કરે છે, તેઓ અંતઃકરણને સાબૂત રાખી મસ્તિષ્કને છેદી નાખવાની વાત કરે છે અને જેઓ જ્ઞાનને સાબૂત રાખી ભક્તિને અવગણે છે, તેઓ મસ્તિષ્કને સાબૂત રાખી કાળજું કાઢી નાખવાની હિમાયત કરે છે. તે જ રીતે જેઓ ભક્તિ અને જ્ઞાનને સાબૂત રાખી કર્મની અવગણના કરે છે, તેઓ અંતઃકરણ અને મસ્તિષ્કને સાચવે છે, પણ હાથ, પગ આદિ અવયવોને છેદી નાખે છે; અને જેઓ કર્મને પ્રાધાન્ય આપી ભક્તિ તથા જ્ઞાનની અવગણના કરે છે, તેઓ અંતઃકરણ તથા મસ્તિષ્ક

વિનાના શરીરની કલ્પના કરી રહ્યા છે. આ વાત દૃષ્ટાન્ત-રૂપે સમજવાની છે. સિદ્ધાંતરૂપે જ્ઞાન, દર્શન અને ચારિત્ર સર્વ આત્મ-પ્રદેશોમાં રહેલાં છે. તાત્પર્ય કે આ ત્રણે તત્ત્વોનું પોતપોતાની રીતિએ વિશિષ્ટ સ્થાન છે, તેથી પરસ્પર વિરોધ ન આવે એ રીતે તે ત્રણેનું આરાધન કરવાનું છે.

### ( ૯ ) ભક્તિ, જ્ઞાનની પૂર્વભૂમિકા

'ભક્તિ વિના મુક્તિ નહિ' એ ઉક્તિનો અર્થ ભક્તિ સિવાયનાં અન્ય સાધનોનો નિષેધ કરવાનો નથી, પણ ભક્તિનું સામર્થ્ય પ્રકટ કરવાનો છે. તે જ રીતે 'भक्ति ज्ञानाची माउली'—'ભક્તિ એ જ્ઞાનની માતા છે' એમ કહેવાનો અર્થ જ્ઞાનની મહત્તા ઘટાડવાનો નથી, પણ જ્ઞાન માટેની પૂર્વભૂમિકાનું સૂચન કરવાનો છે. નિર્ગ્રંથ-પ્રવચનમાં કહ્યું છે કે:—

"भत्तीए जिणवराणं, परमाए खीण-पिज्ज-दोसाणं ।
आरोग्ग-बोहिलाभं, समाहि-मरणं च पावेंति ॥"

—ઉત્તરાધ્યયનસૂત્ર. શાં. ટીકા, અધ્યયન–૨૯.

"જેમના રાગ અને દ્વેષ ક્ષીણ થયા છે, તેવા વીતરાગ જિનેશ્વરોની પરમભક્તિ કરવાથી આરોગ્ય અને બોધિનો લાભ થાય છે, તથા સમાધિ-યુક્ત મરણ પામી શકાય છે."

## (૧૦) ભગવાનનું સ્વરૂપ.

ઉપર જણાવેલા આર્ષ વચનનું રહસ્ય ઘણું ઊંડું છે. તેમાં પ્રથમ સૂચન એ કરવામાં આવ્યું છે કે જેની ભક્તિ કરવાની છે તે ભગવાન રાગ અને દ્વેષથી યુક્ત ન હોવા જોઈએ, પણ વીતરાગ હોવા જોઈએ. એટલે જે દેવો રાગી કે દ્વેષી હોય, તેમની ભક્તિ એ સાચી ભક્તિ નથી અને તેથી ભક્તિનાં જે જે ફલો બતાવવામાં આવ્યાં છે, તેનો અધિકાર તેમને પ્રાપ્ત થતો નથી. જે દેવને કોઈ પણ ઉપર રાગ નથી, તેને સ્ત્રી ઉપર રાગ કેમ હોઈ શકે? અર્થાત્ ન જ હોય. એટલે સ્ત્રીને સાથે રાખનાર, સ્ત્રીને ઉત્સંગમાં બેસાડનાર કે સ્ત્રી સાથે ક્રીડા કરનારને ભગવાન માનવા એ અણઘટતું છે. તે જ રીતે જેને દ્વેષ નથી, તે કોઈને પણ મારવાનો વિચાર કેમ કરે? અર્થાત્ ન જ કરે. એટલે હાથમાં ચક્ર, ગદા, ત્રિશૂળ વગેરે હથિયારો રાખનાર, વિવિધ જાતનાં અસ્ત્રો ચલાવનાર કે કોઇને શત્રુ માનીને તેનો સંહાર કરનારને ભગવાન માનવા એ કોઈ પણ રીતે સંગત નથી. તે જ રીતે જેના રાગ અને દ્વેષ ક્ષીણ થયા છે, તેને કોઇ પણ પ્રકારની આશા, અભિલાષા, આકાંક્ષા, ઇચ્છા કે વાસના કેમ હોઈ શકે? આ વૃત્તિઓનો ઉદ્ભવ કર્મના ક્લેશ વડે જ થાય છે અને તે ક્લેશ એનામાં હોતો નથી; તેથી જ તેને મંગલમય, ચિદાનંદઘન, પૂર્ણાનંદમય વગેરે નામોથી સંબોધવામાં આવે છે; એટલે ભગવાનને કોઇ પણ જાતની ઇચ્છાવાળો કે વાસનાવાળો માનવો તે યુક્તિ-સંગત જણાતું નથી, અને તેથી તેને સૃષ્ટિનો સર્જનહાર, પાલક કે સંહારક

માનવો કે પ્રાણીઓને સુખ-દુઃખ આપનાર કલ્પવો એ પણ અસંગત અને અવ્યવહારુ જ છે. તાત્પર્ય કે જે ભગવાનનું ભજન કરવાનું છે, તે રાગ અને દ્વેષથી રહિત વીતરાગ ભગવાનનું જ કરવાનું છે કે જે અવસ્થાને સર્વે તીર્થંકરો પામેલા છે.

(૧૧) ભક્તિનું સ્વરૂપ.

ભગવાનની ભક્તિ કોઈને દેખાડવા માટે કે માત્ર નામની કરવાની નથી, પણ અંતરના સાચા ઉમળકાથી કરવાની છે કે જેને માટે 'પરમ' (પરા) શબ્દ વાપરવામાં આવ્યો છે.

આવી 'પરમ (પરા)' ભક્તિનું ફલ 'આરોગ્ય, બોધિ-લાભ અને સમાધિયુક્ત મરણ' છે. અહીં 'આરોગ્ય' શબ્દથી મુખ્યત્વે આત્માનું અને ગૌણપણે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક એમ ત્રણે પ્રકારનું આરોગ્ય સમજવાનું છે. વાત, પિત્ત અને કફનો ઉપદ્રવ ન હોવો એ 'શારીરિક આરોગ્ય' છે, દરેક વસ્તુનો સમતોલ-પણાથી વિચાર કરતાં આવડવો અને તેમાંના સત્ અને અસત્ અંશોને જુદા પાડતાં આવડવા; એ 'માનસિક આરોગ્ય' છે અને મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયનો અભાવ હોવો એ 'આધ્યાત્મિક આરોગ્ય' છે. 'બોધિ-લાભ'થી 'સમ્યગ્-દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર'-એ રત્નત્રયની પ્રાપ્તિ સમજવાની છે કે જે મોક્ષનો મુખ્ય માર્ગ છે.

'સમાધિ' શબ્દથી અહીં ચિત્તની સમાહિત સ્થિતિ (વિક્ષેપ-રહિત અવસ્થા) સમજવાની છે કે જે જ્ઞાન, દર્શન,

ચારિત્ર અને તપનું યોગ્ય આરાધન થતાં સ્વયંભુ પ્રકટે છે. આવી ઉત્તમ ભાવ-સમાધિનું અંતિમ ફલ 'કૈવલ્ય' છે કે જેના પ્રકાશમાં સકલ ચરાચર જગત્ યથાર્થરૂપે પ્રતિબિંબિત થાય છે. તાત્પર્ય કે જે મુમુક્ષુ ભગવદ્-ભક્તિમાં પરમ ઉત્સાહિત થાય છે, તે છેવટે કૈવલ્યાવસ્થા પામીને મહામોંઘા મનુષ્યભવની સાર્થકતા કરે છે. 'સમાધિ-મરણ'નો અર્થ શાંતિ-પૂર્વકનું મૃત્યુ એવો કરવામાં આવે તો પણ તેનો ધ્વનિ જીવનની સફલતાનો જ છે, કારણ કે જે મનુષ્યે પોતાની જિંદગી પવિત્ર અને પરોપકારી ગાળી હોય, તે જ મરણ-સમયે પૂર્ણ શાંતિનો અનુભવ કરી શકે છે, જ્યારે અપવિત્ર અને અનુપયોગી જીવન ગાળનારાઓ કાળમીંઢ કાળજાના હોય છતાં તૂટી પડે છે અને બાળકની જેમ રુદન કરતાં અથવા મનમાં ને મનમાં સમસમતાં હતાશા ને હાયવોયમાં જ છેલ્લો શ્વાસ પૂરો કરે છે.

### (૧૨) સ્તવના બે પ્રકારો

ચોવીસ તીર્થંકરોનું સ્તવન બે પ્રકારે થઈ શકે છે.

(૧) તેમના નામનું કે મંત્રનું રટણ કરવાથી, એટલે કે 'જપ'થી.

(૨) તેમના ગુણોનું વિવિધ રીતે વર્ણન કરવાથી, એટલે કે 'કીર્તન'થી.

### (૧૩) જપનો મુખ્ય મંત્ર

'જપ' માટે 'ॐ अर्हं नमः' એ પદો બોલવામાં આવે

છે, કારણ કે 'अर्हं' પદ સઘળા અર્હંતોનું વાચક છે. કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે આ મંત્રપદનું મહત્ત્વ 'શ્રીસિદ્ધ-હેમચંદ્ર શબ્દાનુશાસન'ની સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિમાં દર્શાવતાં જણાવ્યું છે કે :—

"अर्हमित्येतदक्षरं परमेश्वरस्य परमेष्ठिनो वाचकं सिद्धचक्र-स्यादिर्बीजं सकलागमोपनिषद्भूतमशेषविघ्नविघातनिघ्नमखिलदृष्टा-दृष्टसंकल्पकल्पद्रुमोपमं शास्त्राध्ययनाध्यापनावधि प्रणिधेयम् ।"—

'અર્હં' એ અક્ષર પરમેશ્વર પરમેષ્ઠિનું વાચક છે, સિદ્ધ-ચક્રનું આદિ બીજ છે, સકલ આગમો—સર્વ શાસ્ત્રોનું રહસ્ય-ભૂત છે, સર્વ વિઘ્ન-સમૂહોનો નાશ કરનાર છે અને સર્વ દૃષ્ટ એવાં જે રાજ્ય-સુખાદિ તથા અદૃષ્ટ એવાં જે સંકલ્પિત સ્વર્ગ-સુખાદિ અભિલષિત ફલો તે આપવા માટે કલ્પદ્રુમ-સમાન છે; શાસ્ત્રનાં અધ્યયન અને અધ્યાપન સુધી તેનું પ્રણિધાન કરવું જોઈએ.'

### (૧૪) 'अर्हँ' મંત્ર—સકલ શાસ્ત્રોનું રહસ્ય

'अर्हं' મંત્રમાં સકલ શાસ્ત્રોનું રહસ્ય કેવી રીતે અંતર્હિત થયેલું છે, તેનો ખ્યાલ શ્રીહેમચંદ્રાચાર્યે મહાદેવ-સ્તોત્રમાં આપ્યો છે. તે આ રીતે:—

"अकारेणोच्यते विष्णू रेफे ब्रह्मा व्यवस्थितः ।
हकारेण हरः प्रोक्तस्तदन्ते परमं पदम् ॥"

'અ' અક્ષર વિષ્ણુનો વાચક છે; 'ર'કારમાં બ્રહ્મા

વ્યવસ્થિત થયેલ છે અને 'હ' અક્ષર વડે હર એટલે મહાદેવ કહેવાય છે. એ પદની અંતે ˇ આવી જે ચંદ્રકળા છે, તે પરમપદ એટલે સિદ્ધશિલાની સૂચક છે.'

સકલ અર્હતોના વાચક એવા 'अर्हँ'પદનો જપ કરવાથી તથા તેના અર્થની ભાવના એટલે ધ્યાન કરવાથી ચૈતન્યનો સાક્ષાત્કાર થાય છે તથા આત્માની શક્તિ આડે જે જે અંતરાયો ઊભેલા હોય છે, તે ખસી જાય છે. * કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે તેનું મહત્ત્વ પ્રકાશિત કરતાં યોગ-શાસ્ત્રના આઠમા પ્રકાશમાં જણાવ્યું છે કે:—

"अकारादि हकारान्तं, रेफमध्यं सबिन्दुकम् ।
तदेव परमं तत्त्वं, यो जानाति स तत्त्ववित् ॥
महातत्त्वमिदं योगी, यदैव ध्यायति स्थिरः ।
तदैवानन्दसंपद्भूर्मुक्तिश्रीरुपतिष्ठते ॥"

---

* યોગસૂત્રકાર મહર્ષિ પતંજલિએ સમાધિપાદમાં નીચેનાં સૂત્રો આપ્યાં છે, તેની સરખામણી આ સ્થળે કરી શકાય તેમ છે. 'ईश्वर-प्रणिधानाद् वा । तस्य वाचकः प्रणवः ॥ तज्जपस्तदर्थभावनम् ॥ ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २३-२७-२८-२९ ॥ " ઈશ્વરની ભક્તિ-વિશેષથી પણ આસન્નતમ સમાધિ-લાભ થાય છે. (અ-સંપ્રજ્ઞાત સમાધિનો) તેનો વાચક પ્રણવ છે. તેનો જપ અને તેની અર્થ-ભાવના (ધ્યાન) કરવી (તે ભક્તિ-વિશેષ કે પ્રણિધાન છે.) તે પ્રણિધાનથી પુરુષતત્ત્વનો સાક્ષાત્કાર અને અંતરાયોનો અભાવ પણ થાય છે. સૂત્ર–૨૩, ૨૭, ૨૮ અને ૨૯.

"अ જેની આદિમાં છે, ह જેના અંતમાં છે, અને 'રેફ' જેની મધ્યમાં છે; બિન્દુ-સહિત આવું જે 'अर्हं' મંત્ર-પદ છે, તે જ પરમતત્ત્વ છે; તેને જે જાણે છે, તે જ યથાર્થ 'તત્ત્વજ્ઞ' છે. જ્યારે યોગી સ્થિર થઈને આ મહાતત્ત્વનું ધ્યાન કરે છે, ત્યારે આનંદ-સંપત્તિની ભૂમિરૂપ મુક્તિ-લક્ષ્મી -મોક્ષ-વિભૂતિ તેની આગળ આવીને ઊભી રહે છે."

## (૧૫) જપ કરવાની રીતો

'જપ' કરવાની રીત એવી છે કે સહુથી પ્રથમ સ્પષ્ટ ઉચ્ચારરૂપ 'વૈખરી' વાણીથી જપ કરવો કે જેને 'ભાષ્ય જપ' કહેવામાં આવે છે. 'यस्तु[१] परैः श्रूयते भाष्यः।' જે બીજા વડે સાંભળી શકાય, તે 'ભાષ્ય'. આ 'જપ' સારી રીતે કર્યા પછી કંઠગતા 'મધ્યમા' વાણીથી જપ કરવો કે જેને 'ઉપાંશુ જપ' કહેવામાં આવે છે. 'उपांशुस्तु[२] परैरश्रूयमाणोऽन्त :—संजल्परूपः ।'— બીજાઓ સાંભળી ન શકે તેવો, પણ અંદરથી રટણરૂપ હોય તે ઉપાંશુ. આ જપની સિદ્ધિ થયા પછી હૃદયગતા 'પશ્યંતી' વાણીથી જપ કરવો કે જેને 'માનસ જપ' કહેવામાં આવે છે. 'तत्र[३] मानसो मनोमात्र-वृत्तिनिर्वृतः स्वसंवेद्यः'—તેમાં માનસ જપ તેને કહેવામાં આવે છે કે જે માત્ર મનની વૃત્તિઓ વડે જ જપાય છે અને પોતે જ તેનો અનુભવ કરી શકે છે. આ માનસ જપ સારી રીતે સિદ્ધ થતાં નાભિગતા 'પરા-વાણી'થી 'જપ' કરવામાં આવે છે કે જેને 'અજપા-જાપ' કહે છે. આ સ્થિતિમાં જપનો પ્રયત્ન

૧–૨–૩ निर्वाणकलिका.

કર્યા વિના પણ 'અખંડ જપ' ચાલતો હોય છે અને તેથી શરીરનાં રૂંવેરૂંવામાં ઇષ્ટદેવનું રટણ ચાલી રહ્યું હોય છે. આવો 'જપ' થતાં જાપક અનિર્વચનીય સુખનો અનુભવ મેળવવાને શક્તિમાન થાય છે, કારણ કે એ વખતે વિષયોનો ને વિકારોનો સંપૂર્ણ નાશ થઈ ચૂકયો હોય છે.

(૧૧) જપને યોગ્ય કેટલાક મંત્રો

'नमो अरिहंताणं'—'અર્હંતોને નમસ્કાર હો'—એ બે પદોની ગણના 'સપ્તાક્ષરી મંત્ર'માં થાય છે. તે સંબંધી કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં કહ્યું છે કે:—

"यदीच्छेद् भवदावाग्नेः, समुच्छेदं क्षणादपि ।
स्मरेत् तदाऽऽदिमन्त्रस्य वर्णसप्तकमादिमम् ॥ ४९ ॥"

"જો સંસારરૂપ દાવાનળનો એક ક્ષણવારમાં ઉચ્છેદ કરવાની ઇચ્છા હોય તો 'આદિમંત્ર'(નવકાર)ના આદિના સાત અક્ષરોનું સ્મરણ કરવું જોઈએ—તેનો 'જપ' કરવો જોઈએ."

'અરિહંત'પદની ગણતરી ચાર અક્ષરવાળી વિદ્યામાં થાય છે કે જેના આરસો જપ કરવાથી એક ઉપવાસનું ફલ પ્રાપ્ત થાય [illegible] સંબંધી કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે યોગ[illegible]મા પ્રકાશમાં જણાવ્યું છે કે:—

"ज्ञानानि त्रीणि षड्वर्णं, चत्वारि चतुरक्षरम् ।
पञ्चावर्णं जपन् योगी, चतुर्थफलमश्नुते ॥ ३९ ॥"

"છ અક્ષરવાળી વિદ્યા ( अरिहंत सिद्ध ) ત્રણ સો વાર, ચાર અક્ષરવાળી વિદ્યા ( अरिहंत ) ચારસો વાર અથવા એક અક્ષર-વાળી વિદ્યા 'अ' વર્ણને પાંચસો વાર જપનારો યોગી ઉપવાસનું ફલ પામે છે."

(૧૭) જપનું ફલ

દ્રવ્યપૂજા અને ગુણોત્કીર્તનરૂપ સ્તુતિ-સ્તોત્રો કરતાં જપનું ફલ અનેકગણું કહેલું છે. જેમકે—

"पूजा-कोटिसमं स्तोत्रं, स्तोत्र-कोटिसमो जपः ।
जप-कोटिसमं ध्यानं, ध्यान-कोटिसमो लयः ॥"

"ક્રોડ વાર પૂજા કરો તેના સરખું 'સ્તોત્ર' છે, ક્રોડ વાર સ્તોત્ર બોલો તેના સરખો 'જપ' છે. ક્રોડ વાર 'જપ' કરો તેના સરખું 'ધ્યાન' છે અને ક્રોડ વાર ધ્યાન ધરો તેના સરખો 'લય' છે." (લય સમાપત્તિરૂપ એટલે ધ્યાન-જનિત સ્પર્શનારૂપ છે. ઇતરો તેને લય કહે છે.)

(૧૮) કીર્તનનું મુખ્ય લક્ષણ

ભગવાનના બાહ્ય અને આંતરિક ગુણોનું વર્ણન કરવું એ 'કીર્તન'નું મુખ્ય લક્ષણ છે. સૂરિ-પુરંદર શ્રીહરિભદ્રસૂરિએ ચતુર્થ ષોડશકમાં કહ્યું છે કે :—

"सारा पुण उ थुइ-थोत्ता, गंभीरपयत्थ-विरइया जे ।
सब्भूयगुणुक्कित्तणरूवा खलु ते जिणाणं तु ॥ २४ ॥"

"જે, ગંભીર પદો અને અર્થ વડે રચાયેલાં હોય તથા શ્રીજિનેશ્વરદેવોના યથાર્થ ગુણોના કીર્તનરૂપ હોય, તે જ સ્તુતિ-સ્તોત્રો( સ્તવન ) ઉત્તમ જાણવાં."

"तेसिं अत्थाहिगमे, णियमेणं होइ कुसल-परिणामो ।
सुंदरभावा तेसिं, इयरम्मि वि रयण-णाएण ॥ २५ ॥"

"તે સારભૂત સ્તુતિ-સ્તોત્રોના અર્થાવબોધથી કલ્યાણકારી અધ્યવસાયો જરૂર જાગે છે અને તેના સુંદર ભાવથી અર્થ ન સમજનાર ઇતર જનમાં પણ રત્નના દૃષ્ટાંત પ્રમાણે કુશલ પરિણામ થાય છે.

રત્નનું દૃષ્ટાંત તેમણે નીચે મુજબ સમજાવ્યું છે:—

"जर-समणाई रयणा, अण्णाय-गुणा वि ते समिंति जहा ।
कम्म-ज्जराइ थुइमाइया वि तह भावरयणा उ ॥ २६ ॥"

"રોગીજનોએ જેના ગુણ જાણ્યા નથી, તેવાં રત્નો, જેમ રોગીના જ્વર, શૂળ પ્રમુખ રોગોને શમાવે છે, તેમ પૂર્વોક્ત પ્રશસ્ત ભાવ-રચનાવાળાં અજ્ઞાત-ગુણવાળાં સ્તુતિ-સ્તોત્રરૂપ ભાવરત્નો પણ કર્મ-જ્વર વગેરેને શમાવે છે."

સદ્ભૂત-ગુણ-કીર્તનરૂપ સ્તવનો વિવિધ પ્રકારનાં હોય છે. તેનું વર્ગીકરણ નીચે મુજબ પાંચ વિભાગમાં કરી શકાય:

### (૧૯) સામાન્ય ગુણ-કીર્તન

જેમાં માત્ર તેમના ગુણોનું જ વર્ણન હોય. જેમ કે :—

'પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય;
કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી-નયન જે, ભૃંગ પરે લપટાય.
પ્રથમ૦ ૧.

રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ માનું કોઈ નવિ કરે, જગમાં તુમશું વાદ.
પ્રથમ૦ ૨." વગેરે.

આ સ્તવનમાં શ્રીતીર્થંકરદેવના ૩૪ અતિશયોનું વર્ણન છે અને તેવા અતિશયવાળા શ્રીઋષભદેવ ભગવાન છે, માટે તેમને નમીએ છીએ એમ જણાવ્યું છે, એટલે તે 'ગુણકીર્તન'નું દૃષ્ટાંત છે.

### (૨૦) દાસ્યભાવ-પ્રેરિત ગુણ-કીર્તન

ભગવાનને સ્વામી માની પોતાને તેમનો પરમ સેવક ગણવો અને એ રીતે સેવક તરીકે સ્તવન કરવું, તે દાસ્યભાવે થતું ગુણ-કીર્તન છે. જેમ કે :—

"તાર હો તાર પ્રભુ! મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણભર્યો જાણી પોતાતણો,
દયાનિધિ! દીન પર દયા કીજે. તાર હો૦ ૧.

રાગ-દ્વેષે ભર્યો મોહ વૈરી નડ્યો,
લોકની રીતિમાં ઘણું ય રાતો;
ક્રોધ-વશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહિ હું વિષય-માતો. તાર હો૦ ૨." વગેરે.

આ સ્તવનમાં થોડું આત્મ-નિવેદન પણ છે, છતાં તેનો પ્રધાન સૂર દાસ્યભાવનો છે. નીચેનું સ્તવન પણ દાસ્યભાવ-પ્રેરિત છે :—

સિદ્ધારથના રે નંદન! વિનવું, વિનતડી અવધાર;
ભવ-મંડપમાં રે નાટક નાચીઓ, હવે મુજ પાર ઉતાર!
સિદ્ધા૦ ૧.
ત્રણ રતન મુજ આપો તાતજી! જિમ નાવે રે સંતાપ;
દાન દિયંતાં રે પ્રભુ કોસર કીસી? આપો પદવી રે આપ.
સિદ્ધા૦ ૨.

(૨૧) સખ્યભાવ-પ્રેરિત ગુણકીર્તન

ભગવાનને ભૂતકાલીન પરમસખા માની તેમની સાથે પ્રીતિ કરવી તથા તેમનો કટાક્ષમય વિનોદ પણ કરવો એ 'સખ્યભાવ-પ્રેરિત ગુણકીર્તન' છે. જેમ કે :—

"ઋષભ-જિણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વિચાર;
પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન-
ઉચ્ચાર. ઋષભ૦ ૧.
કાગળ પણ પહોંચે નહિ, નવિ પહોંચે હો તિહાં પરધાન;

જે પહોંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોનું વ્યવધાન.
ઋષભ૦ ૨.

પ્રીતિ કરે તે રાગીઆ, જિનવરજી હો તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, મેલવવી હો તે લોકોત્તર માર્ગ.
ઋ૦ ૩." વગેરે.

નીચેનું સ્તવન 'સખ્યભાવ' સાથે ઉપાલંભથી ભરપૂર છેઃ

બાળપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેષે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારીને વેષે.
હો પ્રભુજી! ઓલંભડે મત ખીજો. ૧.

જો તુમ ધ્યાતાં શિવ-સુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ-પરિપાક થયા વિણ, કોઈ ન મુક્તિ જાવે.
હો પ્રભુજી! ૨.

સિદ્ધ-નિવાસ લહે ભવસિદ્ધિ, તેમાં શો પાડ તુમારો ?
તો ઉપકાર તમારો લહીએ, અભવ્ય સિદ્ધને તારો.
હો પ્રભુજી! ૩." વગેરે.

### (૨૨) સ્વનિંદા-પ્રેરિત ગુણ-કીર્તન

પોતાની ત્રુટિઓ પ્રકટ કરીને તેને સુધારવા માટે ભગવાનની કૃપા યાચવી એ 'સ્વનિંદા-પ્રેરિત ગુણ-કીર્તન' છે. જેમ કે :—

"વિહરમાન ભગવાન! સુણો મુજ વિનતિ,
જગ-તારક! જગ-નાથ! અછો ત્રિભુવન-પતિ;

ભાસક લોકાલોકતણા જાણો છતિ,
તો પણ વીતક વાત કહું છું તુજ પ્રતિ. ૧.
હું સરૂપ નિજ છોડી રમ્યો પર-પુદ્ગલે,
ઝીલ્યો ઉલ્લટ આણી, વિષય-તૃષ્ણા-જલે;
આશ્રવ-બંધ વિભાવ કરું રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યાવાસ દોષ દઉં પર-ભણી." ૨. વગેરે.

(૨૩) આત્મ-સ્વરૂપાનુભવ-પ્રેરિત ગુણ-કીર્તન

આત્મ-સ્વરૂપનો અનુભવ કરવાથી પ્રભુનું સ્વરૂપ સમજમાં આવે અને તેનાં વચનો પર વધારે ને વધારે શ્રદ્ધા જામતી જાય તે રીતે જેમાં પ્રભુના ગુણનું વર્ણન કરવામાં આવે, તે 'આત્મ-સ્વરૂપાનુભવ-પ્રેરિત ગુણ-કીર્તન' કહેવાય. જેમ કે:—

"હમ મગન ભયે પ્રભુ-ધ્યાનમેં, હમ મગન ભયે પ્રભુ-ધ્યાનમેં;
બિસર ગઈ દુવિધા તન-મનકી, અચિરા-સુત-ગુન-ગાનમેં.
હમ મગન૦ ૧.
હરિ, હર, બ્રહ્મ, પુરંદરકી ઋદ્ધિ, આવત નહિ કોઈ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હૈ, સમતા-રસકે પાનમેં.
હમ મગન૦ ૨." વગેરે.

(૨૪) આગમોક્ત અને આગમ-વ્યતિરિક્ત ચતુર્વિંશતિસ્તવ

ભક્ત હૃદયોએ ચોવીસ તીર્થંકરોના ગુણો વિવિધરૂપે ગાયા

છે. તેમાં ચઉવીસ-ત્થય અથવા 'લોગસ્સ'સૂત્ર એ આગમિક ચતુર્વિંશતિ-સ્તવ છે અને આવશ્યકના ખાસ અધ્યયનરૂપ છે, તથા શ્રીહેમચંદ્રાચાર્યે બનાવેલું સકલાર્હત્-સ્તવન, શોભન-મુનિકૃત ચતુર્વિંશતિ-જિન-સ્તુતિ, શ્રીમદ્ આનંદઘન—કૃત ચોવીશી, શ્રીમદ્ યશોવિજય—કૃત ચોવીશી, શ્રીમદ્દેવચંદ્ર—કૃત ચોવીશી, શ્રીગુણવિલાસ—કૃત ચોવીશી વગેરે આગમ—વ્યતિરિક્ત ચતુર્વિંશતિ—સ્તવ છે.

### ( ૨૫ ) સ્તવન બોલવામાં કરવો જોઈતો વિવેક

સ્તવનોની રચના વિવિધ પ્રકારે થતી હોવાથી કયું સ્તવન ક્યારે બોલવું, તેનો વિવેક કરવાની જરૂર છે. કેટલાંક સ્તવનો સર્વત્ર કહી શકાય તેવાં હોય છે, તો કેટલાંક અમુક સ્થળે કહેવા યોગ્ય હોય છે. કેટલાંક સ્તવનો પુરુષોએ બોલવાં જેવાં હોય છે, તો કેટલાંક ખાસ સ્ત્રીઓએ બોલવાં જેવાં હોય છે અને કેટલાંક ઉભયે બોલવાં યોગ્ય હોય છે. તાત્પર્ય કે શ્રી-જિનેશ્વરદેવની આગળ જે સ્તવનો બોલવામાં આવે, તે ઉપર બતાવેલા પાંચ પ્રકારો પૈકી કોઈ પણ પ્રકારનાં હોવાં જોઈએ, પણ બીજી રીતનાં નહિ. દાખલા તરીકે—'પંચમી-તપ કરો તમે પ્રાણી!' એવું ઉદ્બોધન ભગવાનને કરવું યોગ્ય નથી. આ સ્તવન ગુરુદ્વારા શિષ્યોને કરાતા ઉપદેશ-સમાન છે, એટલે વાસ્તવિક રીતે સ્વાધ્યાયની કોટિનું છે અને તે પ્રતિક્રમણ-સ્વાધ્યાયાદિના પ્રસંગોમાં બોલવું જોઈએ.

### ( ૨૬ ) રાગ-રાગિણીમય સ્તવન

સ્તવન બોલતી વખતે તેના ઉચ્ચાર અને રાગ-રાગિણી

પરત્વે પૂરતું લક્ષ્ય અપાય તે જરૂરી છે, કારણ કે શુદ્ધ અને સંગીતમય સ્તવન સ્વ અને પરના ભાવની શુદ્ધિ કરવામાં પ્રબળ નિમિત્ત છે. તેનું દૃષ્ટાંત આપતાં શ્રીનેમવિજયજી મહારાજે ધર્મપરીક્ષાના રાસમાં કહ્યું છે કે :—

" સવિ સામગ્રી સજ કરી, રાજા રાવણ જાય;
મંદોદરી રાણી-સહિત, અષ્ટાપદ તીરથ આય. ૧.
વિદ્યા-તણી શક્તે કરી, ચઢી ઊંચા તત્કાળ;
પ્રણમ્યા રિષભદેવને, પહેરાવી મંગલ-માળ. ૨.
ધૂપ-દીપ આરતી કરી, સવિ સજી શણગાર;
મંદોદરી અધર રહી, નાચે દેવલ-મોઝાર. ૩.
રાવણ જંઝા લેઈને, ગાયે વાયે ગીત;
ભાવે ભાવે ભાવના, બત્રીસ-બદ્ધનાં નૃત્ય. ૪.
શ્રીમંડલને સજ કરી, તાંત બત્રીસ તાર;
ઉલ્લટ આણી અંગમેં, તાન માન ઝણકાર. ૫.
અકળક ભાવે જે ભવિ, ભાવે અધિકો ભાવ;
તેને સાગર સંસારનો, ઉતારે ભવ નાવ. ૬.
ભાવ-બલે કરી ભાવતાં, વાતાં તાંતનો તાર;
તૂટ્યો તિણ સમે રાવણે, નસ કાઢી તે વાર. ૭.
સાંધી તાલ તેણે સમે, ખંડિત કર્યો ન લગાર;
નહિ તો નાર મંદોદરી, મરી હોત તિણી વાર. ૮.
લાભ ઉપાયો અતિ ઘણો, લીધો તીર્થંકર—પાટ;
આવતી ચોવીસીમાં હોસે, જિન ઋષિ સમ ઘાટ. ૯."

## ( ૨૭ ) ઉપસંહાર

'ચતુર્વિંશતિ-સ્તવ'નું રહસ્ય અગાધ છે અને તે 'વૈખરી વાણી'થી પૂર્ણ રીતે સમજાવી શકાય તેમ નથી. છતાં મુમુક્ષુ આત્માઓ આ બીજા આવશ્યકનું રહસ્ય સમજવા માટે પ્રયત્નશીલ થાય તે ઉદ્દેશથી આટલી વિચારણા કરેલી છે. તે પરથી વિશેષજ્ઞ તેમાં વિશેષ રીતે પ્રવૃત્ત થાય અને સામાન્ય મનુષ્યો તેની વાસ્તવિક ગંભીરતાને પિછાની તેમાં વીર્યોલ્લાસ કરે, એ જ અભ્યર્થના. इति शम् ॥

# પરિશિષ્ટ ચોથું

## શ્રીહરિભદ્રસૂરિ-વિરચિત

### જિન-ચૈત્યનો વંદન-વિધિ



[ પંચાશક ત્રીજું ]

પરમતત્ત્વજ્ઞ યાકિનીમહત્તરા-ધર્મસૂનુ સૂરિ-પુરંદર શ્રી-હરિભદ્રસૂરિએ ૧૪૪૪ ગ્રંથોની રચના કરીને વિશ્વ પર મહાન ઉપકાર કર્યો છે. આ ગ્રંથોમાં તેમણે યોગ, અધ્યાત્મ, તત્ત્વ-જ્ઞાન, ન્યાય અને અનુષ્ઠાન વગેરેનું રહસ્ય ઘણી જ ખૂબીથી યુક્તિપૂર્વક સમજાવ્યું છે. એ ગ્રંથો પૈકીનો એક ગ્રંથ પંચાશક છે કે જેની અંદર શ્રાવક-ધર્મ, દીક્ષા, પૂજા, ચૈત્ય-વંદન આદિ મહત્ત્વના વિષયો ઉપર તેમણે પચાસ પચાસ ગાથામાં અતિમાર્મિક વિવેચન કર્યું છે. આ પંચાશકો પૈકીનું ત્રીજું પંચાશક "ચૈત્યવંદનની વિધિ"ને લગતું છે, જે અહીં પ્રસ્તુત જાણીને મૂળ તથા ભાષાંતર સાથે આપવામાં આવ્યું છે. આશા છે કે તેના પઠન-પાઠનથી સહુ કોઈને ચૈત્યવંદનની અપૂર્વ ભક્તિનું ભાન થશે અને હવે પછી તેનો વિધિ શુદ્ધિ-પૂર્વક કરવા તરફ પૂરતું લક્ષ્ય અપાશે.

"नमिऊण वद्धमाणं, सम्मं वोच्छामि वंदण-विहाणं ।
उक्कोसाइ-तिभेयं मुद्दा-विण्णास-परिसुद्धं ॥ १ ॥"

શ્રીવર્ધમાનસ્વામીને સમ્યગ્ ભાવ-પૂર્વક નમસ્કાર કરીને "ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય" એ ત્રણ ભેદોવાળું તથા અંગવિન્યાસ-લક્ષણરૂપ 'મુદ્રા'થી વિશુદ્ધ એવું 'ચૈત્યવંદન-વિધિ'નું સ્વરૂપ હું સંક્ષેપથી કહું છું. ૧.

"णवकारेण जहण्णा, दंडगथुइ-जुयल मज्झिमा णेया ।
संपुण्णा उक्कोसा, विहिणा खलु वंदणा तिविहा ॥ २ ॥"

નમસ્કારવડે 'જઘન્યા,' દંડક અને સ્તુતિ-યુગલ વડે 'મધ્યમા' તથા સંપૂર્ણ વિધિવડે 'ઉત્કૃષ્ટા,' એમ 'વંદના' ત્રણ પ્રકારની છે.

'નમસ્કાર' શબ્દથી અહીં માત્ર નમસ્કારરૂપ ટૂંકી સ્તુતિ સમજવાની છે. જેમ કે :—

"सिद्धमरूयमणिंदियमणवज्जमच्चुयं वीरं ।
पणमामि सयल-तिहुयण-मत्थय-चूडामणिं सिरसा ॥"

સિદ્ધ, અરૂપી, અગોચર, અનવદ્ય-પવિત્ર, સ્થિર સ્વભાવ-વાળા અને સમગ્ર ત્રણ ભુવનના મસ્તકના ચૂડામણિ જેવા શ્રીમહાવીરસ્વામીને હું મસ્તકવડે નમસ્કાર કરું છું.

('દંડક' એટલે 'અરિહંત-ચેઇઆણં' આદિ સૂત્રો. સ્તુતિ પ્રસિદ્ધ છે. તેનું યુગલ એટલે દંડક અને સ્તુતિનું યુગલ.

'સંપૂર્ણ વિધિ' એટલે પાંચ અભિગમ સાચવવા પૂર્વક, ત્રણ પ્રદક્ષિણા-યુક્ત પૂજા કર્યા બાદ પાંચ પ્રસિદ્ધ દંડકો, ત્રણ સ્તુતિ અને 'જય વીયરાય' આદિ પ્રણિધાનત્રિકનો પાઠ બોલવો તે.) ૨.

"अहवा त्रि भावभेया, ओघेण अपुणबंधगाईण ।
सव्वा वि तिहा णेया, सेसाणमिमी ण जं समए ॥ ३ ॥"

અથવા તો સામાન્ય રીતે અપુનર્બંધક વગેરે યોગ્ય જીવોના પરિણામ-વિશેષ કે ગુણસ્થાનક—વિશેષથી સર્વ ચૈત્યવંદના જઘન્યાદિ ત્રણ પ્રકારે જાણવી, કારણ કે બાકીના જીવોને આ પ્રકારની વંદના હોતી નથી. 'અપુનર્બંધક' વગેરે શબ્દથી "અપુનર્બંધક, અવિરત સમ્યગ્દૃષ્ટિ અને વિરતિવંત" સમજવા. તેમાં 'અપુનર્બંધક'ને 'જઘન્ય વંદના' હોય, 'અવિરતિ સમ્યગ્દૃષ્ટિ'ને 'મધ્યમ વંદના' હોય અને 'વિરતિવંત'ને 'ઉત્કૃષ્ટ વંદના' હોય. વંદનાના આ ત્રણ પ્રકારના અધિકારીઓનો પરિચય આગલી ગાથામાં આપેલો છે. ૩.

"पावं ण तिव्वभावा कुणइ, ण बहु मण्णई भवं घोरं ।
उचिय-ठिइं च सेवइ, सव्वत्थ वि अपुणबंधो त्ति ॥ ४ ॥"

જે તીવ્ર અધ્યવસાયો વડે પાપકર્મ કરે નહિ, ભયંકર ભવ-સાગરને સારો ગણે નહિ તથા સર્વત્ર ઉચિત મર્યાદાનું પાલન કરે, તેને 'અપુનર્બંધક' જાણવો. ૪.

"सुस्सूस धम्मराओ, गुरु-देवाणं जहा-समाहीए ।
वेयावच्चे णियमो, सम्मदिट्ठिस्स लिंगाइं ॥ ५ ॥"

શાસ્ત્ર-શ્રવણની તીવ્ર ઇચ્છા, ધર્મને વિષે અત્યંત રાગ અને યથા-સમાધિ—યથાશક્તિ ગુરુ અને દેવની સેવા કરવાનો નિયમ, એ '**સમ્યગ્દૃષ્ટિ**'નાં લક્ષણો છે. ૫.

"मग्गाणुसारि सड्ढो, पण्णवणिज्जो कियापरो चेव ।
गुणरागी सक्कारंभ-संगओ तह य चारित्ती ॥ ६ ॥"

તે જ રીતે 'ચારિત્રી' એટલે 'વિરતિવંત,' માર્ગાનુસારી, શ્રદ્ધાવંત, સરલતાથી સમજે તેવો, સ્વધર્મક્રિયામાં સાવધાન, સદ્ગુણનો અનુરાગી અને શક્ય અનુષ્ઠાનમાં આળસ વગરનો હોય છે. ૬.

"एते अहिगारिणो इह, ण उ सेसा दव्वओ वि जं एसा ।
इयरीए जोग्गयाए, सेसाण उ अप्पहाण त्ति ॥ ७ ॥"

આ "અપુનર્બંધક, સમ્યગ્દૃષ્ટિ અને વિરતિવંત" જીવો અહીં 'વંદના'ના અધિકારી છે, પણ બીજા નથી. દ્રવ્યથી પણ આ વંદનાની યોગ્યતા તેઓને જ હોય છે, અપુનર્બંધકાદિ સિવાયના જીવોને અપ્રધાન દ્રવ્યવંદના હોય છે. ૭.

"ण य अपुणबंधयाओ, परेण इह जोग्गया वि जुत्त त्ति ।
ण य ण परेण वि एसा, जमभव्वाणं पि णिदिट्ठा ॥ ८ ॥"

અપુનર્બંધક સિવાયના બીજા જીવોને (સકૃત્ બંધક, દ્વિર્બંધક, મિથ્યાદૃષ્ટિ વગેરેને) 'ભાવવંદના' સંબંધી યોગ્યતા પણ ઘટતી નથી, કારણ કે દ્રવ્યવંદના તો અભવ્ય જીવોને પણ હોય છે. ૮.

लिंगा ण तिए भावो, ण तयत्थालोयणं ण गुणरागो ।
णो विम्हओ ण भव-भयमिय वच्चासो य दोण्हं पि ॥ ९ ॥

'વંદના'નાં લક્ષણો આ પ્રમાણે સમજવાં. જેમાં ઉપયોગ ન હોય, જેમાં ચૈત્યવંદનના અર્થની વિચારણા ન હોય, જેમાં વંદનને યોગ્ય અરિહંતાદિકના ગુણો પ્રત્યે બહુમાન ન હોય, જેમાં વંદનનો અવસર મળવા બદલ ચિત્તને પ્રમોદ ન હોય અને જેમાં ભવ-ભ્રમણનો ભય સ્પષ્ટ રીતે વ્યક્ત થતો ન હોય તે 'દ્રવ્યવંદના' જાણવી તથા તેથી વિપરીત લક્ષણોવાળી 'ભાવ-વંદના' જાણવી. તાત્પર્ય કે 'ભાવ-વંદના'નાં મુખ્ય લક્ષણો પાંચ છે. (૧) ક્રિયામાં સતત ઉપયોગ, લક્ષ્ય કે સાવધાની; (૨) સ્તુતિ, સ્તોત્ર કે સૂત્રનો ઉચ્ચાર કરતાં તેના અર્થની વિચારણા. (૩) આરાધ્ય અરિહંતદેવ પ્રત્યે બહુમાન. (૪) વંદનની ક્રિયા કરવાની તક મળવા બદલ હૃદયમાં આનંદની લાગણી અને (૫) ભવ-ભ્રમણનો ભય કે નિર્વેદ. ૯.

"वेलाइ विहाणंमि य, तग्गय-चित्ताइणा य विण्णेओ ।
तव्वुड्ढिभाव-भावेहिं, तह य दव्वेयर-विसेसो ॥ १० ॥"

વેલાએ વંદન, તદ્‌ગત ચિત્તાદિ અને ભાવ-વૃદ્ધિ આદિ જેમાં હોય તે દ્રવ્યથી ઇતર એટલે ભાવ-વંદના જાણવી. ૧૦.

"सइ संजाओ भावो, पायं भावंतरं जओ कुणइ ।
ता एयमेत्थ पवरं, लिंगं सइ भाव-वुड्ढी तु ॥ ११ ॥"

એકવાર ઉત્પન્ન થયેલો શુભ ભાવ પ્રાયઃ બીજા શુભ ભાવને ઉત્પન્ન કરે છે, તેથી કોઈ પણ પ્રકારે શુભભાવને ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કરવો. તે જ 'ભાવ-વંદના'નું શ્રેષ્ઠ લક્ષણ છે. ૧૧.

"अमए देह-गए जह, अपरिणयम्मि वि सुभा उ भाव त्ति ।
तह मोक्ख-हेउ अमए. अण्णेहि वि हंदि णिद्दिट्ठा ॥ १२ ॥"

જેમ શરીરમાં સંચરેલું અમૃત ધાતુરૂપે પરિણમ્યું ન હોય તોપણ તે સુખદાયી જ થાય છે, તેમ મોક્ષના હેતુરૂપ ભાવ-અમૃત હૃદયમાં ઉત્પન્ન થવાથી તે સુખદાયી જ થાય છે. આમ (પતંજલિ આદિ) બીજાઓએ પણ કહ્યું છે. ૧૨.

"मंताइ-विहाणम्मि वि, जायइ कल्लाणिणो तहिं जत्तो ।
एत्तोऽधिगभावाओ, भव्वस्स इमीए अहिगो त्ति ॥ १३ ॥"

કલ્યાણના અર્થિનો મંત્રાદિ-વિધાનમાં પણ પ્રયત્ન હોય છે, તો તેથી અધિક ફળ આપનાર ચૈત્ય-વંદનાને વિષે ભવ્ય જીવનો અધિક પ્રયત્ન હોવો જોઈએ. ૧૩.

"एईए परमसिद्धी, जायइ जत्तो दढं तओ अहिगा ।
जत्तम्मि वि अहिगत्तं, भव्वस्सेयाणुसारेण ॥ १४ ॥"

મંત્રાદિ વડે સામાન્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, જ્યારે 'ચૈત્યવંદના' વડે પરમ સિદ્ધિ (મોક્ષ) પ્રાપ્ત થાય છે, એ વાતનો ખ્યાલ કરીને ભવ્ય જીવોએ 'ચૈત્યવંદના'માં ઘણો વધારે પ્રયત્ન કરવો જોઈએ. ૧૪.

"पायं इमीए जत्ते, ण होइ इहलोगिया वि हाणि त्ति।
णिरुवक्कम-भावाओ, भावो वि हु तीइ छेयकरो ॥ १५ ॥"

આમાં યત્ન કરવાથી પ્રાયઃ ઇહલૌકિક હાનિ નથી, તેમ છતાં પૂર્વના નિરુપક્રમ કર્મવડે હાનિ થાય તો ચૈત્યવંદનાના ભાવવડે તેના અનુબંધનો છેદ થાય છે. ૧૫.

"मोक्खद्ध-दुग्ग-गहणं, एयं तं सेसगाण वि पसिद्धं।
भावेयव्वमिणं खलु, सम्मं ति कयं पसंगेणं ॥ १६ ॥"

આ 'ભાવવંદન' મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરનારને કર્મ કે કષાયરૂપ ચોરાદિકના ઉપદ્રવથી બચવા માટે દુર્ગ જેવું છે. અન્ય દર્શનકારોએ પણ તેને એ પ્રકારનું કહેલું છે; તેથી તેના પર સારી રીતે વિચાર કરવો એટલે એ સંબંધી વધારે ઉલ્લેખ કરવાથી સર્યું. ૧૬.

"पंचंगो पणिवाओ, थय-पाढो होइ जोगमुद्दाए।
वंदण जिणमुद्दाए, पणिहाणं मुत्तसुत्तीए ॥ १७ ॥"

પંચાંગ પ્રણિપાતવાળો શક્રસ્તવનો પાઠ 'યોગમુદ્રા'એ બોલવો, વંદન 'જિનમુદ્રા'વડે કરવું અને પ્રણિધાન 'મુક્તા-શુક્તિમુદ્રા'વડે કરવું. ('શક્રસ્તવ'માં આદિ અને અંત ભાગે પંચાંગમુદ્રા વડે પ્રણિપાત એટલે નમસ્કાર કરવો તે પંચાંગ-પ્રણિપાત. 'વંદન' શબ્દથી અહીં 'અરિહંત-ચેઇયાણં' આદિ જિન-બિંબની સ્તવનારૂપ 'દંડકપાઠો' સમજવા. 'પ્રણિધાન' એટલે શુભાર્થ-પ્રાર્થના આદિરૂપ ચિત્તની

" ण य तत्थ वि तदणूणं, हंदि अभावो ण ओवलंभो वि ।
चित्तस्स वि विण्णेओ, एवं सेसोवओगेसु ॥ २३ ॥ "

જ્વાલાનો ઉચ્છેદ હોય ત્યારે પણ અન્ય પરિણામને પામેલા એવા જ્વાલા-પુદ્ગલોની સત્તા તો હોય જ છે, નહિ તો જ્વાલાની પ્રાપ્તિ થાય નહિ. તે રીતે અર્થાદિકમાં પ્રકટ ઉપયોગ ન હોય તો પણ ત્યાં સામાન્ય ઉપયોગ સંભવે છે. (તાત્પર્ય કે 'ચૈત્યવંદનની ક્રિયા' જ્યારે ચાલતી હોય, ત્યારે તે સિવાયના અન્ય કોઈ વિચારમાં મનને જવા ન દેતાં તેની ક્રિયા, તેનાં સૂત્રો, તેની અર્થ-વિચારણા અને તેનો મુખ્ય વિષય જે અરિહંત, તેના પર જ મનને એકાગ્ર કરવું.) ૨૩.

" खाओवसमिगभावे, दढ-जत्त-कयं सुहं अणुट्ठाणं ।
परिवडियं पि हु जायइ, पुणो वि तब्भाव-वुड्ढिकरं ॥ २४ ॥ "

ક્ષાયોપશમિક ભાવ વડે પરમ આદરથી કરવામાં આવેલું ચૈત્યવંદનરૂપ શુભ અનુષ્ઠાન તથાવિધ કર્મદોષથી કદાચ તૂટી જાય, તો પણ તે શુભભાવની વૃદ્ધિ કરનારું છે. ૨૪.

" अणुहव-सिद्धं एयं, पायं तह जोग-भाविय-मईणं ।
सम्ममवधारियव्वं, वुहेहिं लोगुत्तम-मईए ॥ २५ ॥ "

આ વાત 'યોગક્રિયા'માં ભાવિત મતિવાળાઓને પ્રાયઃ અનુભવસિદ્ધ હોય છે, તેથી બુદ્ધિવંત જનોએ 'ચૈત્યવંદના'ને જિન-પ્રવચન અનુસાર સમ્યગ્ રીતે અવધારવી જોઈએ. ૨૫.

" जिण्णासा वि हु एत्थं, लिंगं एयाइ हंदि सुद्धाए ।
णेव्वाणंग-निमित्तं, सिद्धा एसा तयत्थीणं ॥ २६ ॥ "

( ક્ષાયોપશમિક ભાવની જેમ ) જિજ્ઞાસા પણ અહીં શુદ્ધ 'ચૈત્યવંદના'નું લક્ષણ છે. આ જિજ્ઞાસા નિર્વાણના ઇચ્છુકોને માટે સમ્યગ્જ્ઞાનના કારણરૂપે પ્રસિદ્ધ છે. ૨૬.

" धिइ-सद्धा-सुह-विविदिस-भेया जं पायसो उ जोणि त्ति ।
सण्णाणादुदयम्मि, पइट्ठिया जोगसत्थेसु ॥ २७ ॥ "

'ધૃતિ'—ચિત્તસ્વાસ્થ્ય, 'શ્રદ્ધા'—તત્ત્વરુચિ, 'સુખા'-વિશિષ્ટ આહ્‌લાદ અને 'વિવિદિષા'—જિજ્ઞાસા એ 'સમ્યગ્જ્ઞાન'નો અભ્યુદય થવામાં કારણભૂત છે, એમ યોગ-શાસ્ત્રોમાં સિદ્ધ કરી બતાવ્યું છે. ૨૭.

" पढमकरणोवरि तहा, अणहिणिविट्ठाण संगया एसा ।
तिविहं च सिद्धमेयं, पयडं समए जओ भणियं ॥ २८ ॥ "

'યથાપ્રવૃત્તિકરણ'ને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહથી રહિત હોય છે, તેઓ આ શુદ્ધ 'ચૈત્યવંદના'ના અધિકારી છે. 'કરણ' ત્રણ પ્રકારનાં છે, એવું શાસ્ત્રમાં પ્રકટપણે કહ્યું છે. ૨૮.

" करणं अहापवत्तं, अपुव्वमणियट्टि चेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय, भण्णइ करण त्ति परिणामो ॥ २९ ॥ "

'કરણ' ત્રણ છે: "(૧) યથાપ્રવૃત્ત, (૨) અપૂર્વ અને (૩) અનિવૃત્તિ." તેમાં બીજું અને ત્રીજું કરણ કેવળ

ભવ્યજનોને જ પ્રાપ્ત થાય છે. જીવના અધ્યવસાય-વિશેષને શાસ્ત્રકારો 'કરણ' કહે છે. ૨૯.

" जा गंठी ता पढमं, गंठिं समइच्छओ भवे वीयं ।
अणियट्टीकरणं पुण, सम्मत्त-पुरक्खडे जीवे ॥ ३० ॥"

( નિબિડ રાગ-દ્વેષના પરિણામરૂપ ) ગ્રંથિ-પ્રદેશે પહોંચતાં સુધી પ્રથમ 'કરણ' હોય છે; ઉક્ત ગ્રંથિનો ભેદ કરતાં બીજું 'કરણ' પ્રાપ્ત થાય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ તરતમાં જ થવાની હોય તો ત્રીજું 'અનિવૃત્તિકરણ' પ્રાપ્ત થાય છે. ૩૦.

" इत्तो उ विभागाउ, अणादिभव-दव्वलिंगओ चेव ।
णिउणं णिरूवियव्वा, एसा जह मोक्खहेउ त्ति ॥ ३१ ॥"

" 'યથાપ્રવૃત્તિકરણ'ને વટાવી ગયેલા જીવો જે કદાગ્રહ-રહિત હોય છે, તે શુદ્ધ 'ચૈત્યવંદના'ના અધિકારી છે" એમ જે કહ્યું છે તે આ વિભાગ મુજબ સમજવું. દ્રવ્યલક્ષણા 'વંદના' તો અનાદિભવથી થતી આવે છે, માટે સુજ્ઞ પુરુષોએ હવે એવી 'વંદના' કરવી કે જે મોક્ષને મેળવવામાં અનન્ય કારણભૂત થાય. ૩૧.

" णो भावओ इमीए, परो वि हु अवड्ढपोग्गला अहिगो ।
संसारो जीवाणं, हंदि पसिद्धं जिणमयम्मि ॥ ३२ ॥"

જિનમતમાં એ વાત પ્રસિદ્ધ છે કે શુદ્ધ 'ભાવવંદના'ના યોગે જીવને 'અર્ધપુદ્ગલ-પરાવર્તન'થી અધિક સંસાર-ભ્રમણ રહેતું નથી. ૩૨.

"इय तंतजुत्तिओ खलु, णिरूवियव्वा बुहेहिं एस त्ति ।
ण हु सत्तामेत्तेणं, इमीए इह होइ णेव्वाणं ॥ ३३ ॥"

આ પ્રમાણે શાસ્ત્ર-યુક્તિથી બુદ્ધિવંત જનોએ આ 'ચૈત્ય-વંદના'નો સારી રીતે વિચાર કરવો, અને માત્ર ચૈત્યવન્દનાની સત્તાથી એટલે સદ્ભાવ માત્રથી—મોક્ષ પ્રાપ્ત થતો નથી; પરંતુ તે પ્રમાણે ભાવશુદ્ધિ પણ જોઈએ છે, તેથી ભાવ-શુદ્ધિને માટે પ્રયત્ન કરવો. ૩૩.

"किंचेह च्छेय-कूडग-रूवगणायं भणंति समयविऊ ।
तंतेसु चित्तभेयं, तं पि हु परिभावणीयं तु ॥ ३४ ॥"

વળી આવશ્યક-નિર્યુક્તિ-પ્રમુખ શાસ્ત્રોમાં સિદ્ધાંતના જાણ પુરુષો ચાર પ્રકારના સાચા-ખોટા રૂપીઆનું દૃષ્ટાંત આપે છે, તે અહીં ચૈત્યવંદનાના પ્રસંગે સારી રીતે વિચારવા યોગ્ય જ છે. ૩૪.

"दव्वेणं टंकेण य, जुत्तो च्छेओ हु रूवगो होइ ।
टंक-विहूणो दव्वे वि, ण खलु एगंतछेओ त्ति ॥ ३५ ॥"

જેમાં સોનું-રૂપું વગેરે સાચું અને છાપ પણ સાચી તે રૂપીઓ સાચો સમજવો. જેમાં છાપ ખરી ન હોય અને સોનું-રૂપું સાચું હોય તે રૂપીઓ સર્વથા સાચો ન હોવા છતાં દ્રવ્યથી સાચો સમજવો. ૩૫.

"अदव्वे टंकेण वि, कूडो तेण वि विणा उ मुद्द त्ति ।
फलमेत्तो एवं चिय, मुद्धाण पयारणं मोत्तुं ॥ ३६ ॥"

સોનું-રૂપું વગેરે ખોટું છતાં ઉપર છાપ સાચી હોય તો તે રૂપીઓ ખોટો જ જાણવો અને છાપ પણ ખોટી હોય તો કહેવું જ શું? અર્થાત્ તે તદ્દન ખોટો સમજવો. આવા ખોટા રૂપીઆ જેવી ક્રિયાઓનું ફલ મુગ્ધજનોને છેતરવા સિવાય બીજું શું હોઈ શકે? ૩૬.

" तं पुण अणत्थफलदं, णेहाहिगयं जमणुवओगि त्ति ।
आय-गयं चिय एत्थं, चिंतिज्जइ समय-परिसुद्धं ॥ ३७ ॥"

ત્રીજા ચોથા પ્રકારમાં જણાવેલું મુગ્ધજનોને છેતરવારૂપ અનર્થકારી ફલ આ સ્થળે અનુપયોગી હોવાથી જણાવ્યું નથી. જ્યારે પહેલા અને બીજા પ્રકારમાં જણાવેલા અનુ-ષ્ઠાનનું ફલ ઉત્તમ હોવાથી તેનો વિચાર આગમાનુસાર કરવો. ૩૭.

" भावेणं वण्णादिहिं, चेव सुद्धेहिं वंदणा च्छेया ।
मोक्खफल च्चिय एसा जहोइयगुणा य णियमेणं ॥ ३८ ॥"

શુદ્ધ ભાવ અને શુદ્ધ વર્ણોચ્ચાર, અર્થ-ચિંતન આદિ વડે કરાતી 'વંદના' પ્રથમ પ્રકારના રૂપીઆ તુલ્ય જાણવી. આવી 'વંદના' યથોદિત ગુણવાળી હોઈને નિશ્ચયે મોક્ષ-ફલને આપે છે જ. ૩૮.

" भावेणं वण्णादिहिं, तहा उ जा होइ अपरिसुद्ध त्ति ।
बीयगरूवसमा खलु, एसा वि सुह त्ति णिद्दिट्ठा ॥ ३९ ॥"

શુદ્ધ ભાવવાળી પણ વર્ણોચ્ચાર અને અર્થ—ચિંતનથી

અશુદ્ધ 'વંદના' બીજા રૂપીઆ જેવી છે. તે અભ્યાસ-દશાને બહુ સુખકારી છે. ૩૯.

"भाव-विहूणा वण्णाइएहिँ सुद्धा वि कूडरूव-समा ।
उभय-विहूणा णेया, मुद्दप्पाया अणिट्ठफला ॥ ४० ॥"

ભાવ-વગરની 'વંદના' વર્ણ વગેરેથી શુદ્ધ હોય તો પણ તે ત્રીજા પ્રકારના રૂપીઆ જેવી ખોટી છે અને ઉભય-શુદ્ધિ વગરની 'વંદના' ચોથા પ્રકારના રૂપીઆ જેવી હોવાથી અનિષ્ટફલને આપનારી છે. ૪૦.

"होइ य पाएणेसा, किलिट्ठसत्ताणं मदबुद्धीण ।
पाएण दुग्गइ-फला, विसेसओ दुस्समाए उ ॥ ४१ ॥"

પ્રાયઃ આવી અશુદ્ધ 'વંદના' ભારેકર્મી અને જડબુદ્ધિ-વાળાને સંભવે છે કે જેનું ફલ દુર્ગતિ છે. પરંતુ ખેદની વાત એ છે કે આ દુષ્પમ કાલમાં તો વિશેષતઃ આવી અશુદ્ધ 'વંદના' પ્રવર્તે છે. ૪૧.

"अण्णे उ लोगिग च्चिय, एसा णामेण वंदणा जइणी ।
जं तीइ फलं तं चिय, [इ] मीए ण उ अहिगयं किंचि ॥ ४२ ॥"

અન્ય આચાર્યો આવી 'વંદના'નું ફલ દુર્ગતિ છે, તેમ ન કહેતાં માત્ર એટલું જ કહે છે કે આ 'વંદના' લૌકિક છે, તેથી તેનું ફલ પણ લૌકિક જ છે. એટલે કે તેવી 'વંદના' મોક્ષફલની પ્રાપ્તિ કરાવતી નથી. ૪૨.

" एयं पि जुज्जइ च्चिय, तद्‌णारंभाउ तप्फलं व जओ ।
तप्पच्चवायभावो वि, हंदि तत्तो ण जुत्त त्ति ॥ ४३ ॥"

એ પણ કહેવું ઠીક જ છે, કેમકે જૈની વંદના નહિ કરવાથી તેના ફલની માફક તેનું અનિષ્ટ પણ થતું નથી. એટલે તેને જૈની વંદના નહિ, પરન્તુ લૌકિક વંદના જ સમજવી. ૪૩.

" जमुभयजणण-सभावा, एसा विहिणेयरेहिं ण उ अण्णा ।
ता एयस्साभावे, इमीए एवं कहं वीयं ? ॥ ४४ ॥"

જૈની વંદના ઇષ્ટકર અને અનિષ્ટકર બન્ને સ્વભાવવાળી છે. જો વિધિથી કરીએ તો સારું ફળ આપે અને અવિધિથી કરીએ તો અનિષ્ટ ફળ આપે. બીજી ( લૌકિક ) વંદનામાં તો આમ છે નહિ. તેથી ઇષ્ટ કે અનિષ્ટ ફળ દેવાની જેનામાં શક્તિ નથી તેને જૈની વંદના કેમ કહી શકાય ? અર્થાત્ તે લૌકિક વંદના જ છે. ૪૪.

" तम्हा उ तदाभासा, अण्णा एस त्ति णायओ णेया ।
मोसाभासाणुगया, तदत्थभावा णिओगेणं ॥ ४५ ॥"

તેથી આ દૃષ્ટાંત વડે 'લૌકિક વંદના'ને 'તદાભાસ'-વાસ્તવમાં તેવી નહિ છતાં તેવી દેખાતી-'વંદના' સમજવી, તથા તેમાં અર્થ અને ભાવનો અભાવ હોવાથી તેને એક પ્રકારની મૃષાભાષાયુક્ત ગણવી. ૪૫.

" सुहफल-जणण-सभावा, चिंतामणिमाइए वि णाभव्वा ।
पावंति किं पुणेयं, परमं परमपयवीयं ति ॥ ४६ ॥"

શુભ ફલને આપનારા ચિંતામણિરત્ન વગેરે પદાર્થો અભવ્ય જીવને પ્રાપ્ત થતા નથી, તો પરમપદના બીજ-સમાન આ શ્રેષ્ઠ—શુદ્ધ વંદનાનો લાભ તો તેમને કયાંથી જ મળે ? અર્થાત્ ન જ મળે. ૪૬.

" भव्वा वि एत्थ णेया, जे आसन्ना ण जाइमेत्तेणं ।
जमणाइ सुए भणियं, एयं ण उ इट्ठफल-जणगं ॥ ४७ ॥ "

હવે ભવ્ય જીવો જ શુદ્ધ 'વંદના'ના અધિકારી છે, તે હકીકતને લક્ષ્યમાં રાખીને જણાવે છે કે બધા ભવ્ય જીવો શુદ્ધ વંદનાના અધિકારી નથી, કારણ કે જાતિમાત્રથી ભવ્ય-પણું તો દરેક ભવ્યોને છે અને તે કાંઈ મોક્ષરૂપી ફલને આપતું નથી. પરંતુ તેમાં સત્પુરુષાર્થના યોગે જે આસન્નભવ્યપણું આવે છે, તે જ શુદ્ધ 'વંદના'નું અધિકારીપણું છે. તાત્પર્ય કે જેમનો મોક્ષ થોડા વખતમાં થવાનો હોય તેમને જ શુદ્ધ 'વંદના' કરવાનો ભાવ ઉત્પન્ન થાય છે. ૪૭.

" विहि-अपओसो जेसिं, आसण्णा ते वि सुद्धिपत्त त्ति ।
खुद्दमिगाणं पुण, सुद्धदेसणा सीहणाय-समा ॥ ४८ ॥ "

જેઓને શુદ્ધ વિધિ તરફ કોઈ પણ પ્રકારનો દ્વેષ નથી, તેઓ કર્મના ક્ષયોપશમથી શુદ્ધિને પામે છે, તેથી તેમને પણ 'આસન્નભવ્ય' સમજવા. બાકી જેઓ ક્ષુદ્ર મૃગલા જેવા છે તેમને તો "ચૈત્યવંદન-વિધિ"ની આ શુદ્ધ દેશના સિંહ-નાદ સમી ભયંકર લાગશે. ૪૮.

" आलोचिऊण एवं, तंतं पुव्वावरेण सूरिहिं ।
विहि-जत्तो कायव्वो, मुद्धाण हियट्टया सम्मं ॥ ४९ ॥ "

આ પ્રકારે ધર્માચાર્યોએ આગમમાં જણાવેલી બધી હકીકતોનો પૂર્વાપર બરાબર વિચાર કરીને શુદ્ધ વિધિ માટે પ્રયત્ન કરવો કે જે મુગ્ધજનોના હિતને માટે થાય. તાત્પર્ય કે તેમણે પોતે શુદ્ધ વિધિ કરવો કે જેથી મુગ્ધજનો પણ તેમને જોઈ ને શુદ્ધ ક્રિયામાં પ્રવૃત્ત થાય.

" तिव्वगिलाणादीणं, भेसजदाणाइयाइं णायाइं ।
दट्ठव्वाइं इहं खलु, कुग्गह-विरहेण धीरेहिं ॥ ५० ॥ "

## वंदणविही समत्ता ।

કદાગ્રહથી રહિત બુદ્ધિમાન પુરુષોએ આ સ્થળે અતિરોગી, મધ્યમરોગી અને સામાન્ય રોગીને જેવી રીતે ઔષધો અપાય છે, તેનો ખ્યાલ કરીને સર્વત્ર શુદ્ધ વિધિની યોજના કરવી. તાત્પર્ય કે અધિકાર-ભેદે વંદનાના સ્વરૂપમાં ભલે ફેરફાર હોય પણ તેમાં ભાવ અથવા શુદ્ધિનું તત્ત્વ તો હોવું જ જોઈએ.

વંદનવિધિ સમાપ્ત.

# પરિશિષ્ટ પાંચમું

## ધર્મોપકરણો

ધર્મભાવની વૃદ્ધિ કરવામાં જે સાધન ઉપકારક છે, ઉપયોગી છે, તે 'ધર્મોપકરણ' કહેવાય છે. એટલે ધર્મોપકરણ એ ધર્મ-ભાવનાનું પ્રતીક છે. અનુયોગદ્વાર-ચૂર્ણિમાં કહ્યું છે કે :—

'सामाइयकडस्स समणोवासगस्स चउविहे धम्मोवगरणे पन्नत्ते, तं जहा-ठवणायरिय त्ति मुहपुत्तिअ त्ति जवमालिअ त्ति दंडपाउञ्छणगं च त्ति'—સામાયિક કરનાર શ્રમણોપાસકને ચાર પ્રકારનાં 'ધર્મોપકરણ' હોય છેઃ "(૧) સ્થાપનાચાર્ય, (૨) મુહપત્તી, (૩) જપમાલિકા (નવકારવાળી) અને (૪) દંડ-પ્રોંછણક-રજોહરણ (ચરવળો)." આ ઉપકરણોમાં 'સ્થાપનાચાર્ય' એ વિનયગુણનું પ્રતીક છે. તેની હાજરી ગુરુ પ્રત્યેનો અને પરંપરાએ અરિહંતદેવો પ્રત્યેનો વિનય દર્શાવે છે. 'મુહપત્તી'–મુખવસ્ત્રિકા એ સંયમનું પ્રતીક છે. જરૂર જેટલું જ બોલવું, અને તે પણ પ્રિય, પથ્ય અને તથ્ય એ તેનો મુખ્ય સાર છે. 'જપમાલિકા' એ ઉપાસનાનું પ્રતીક છે. પંચપરમેષ્ઠિની સતત ઉપાસના એ તેનો સંદેશ છે. અને 'રજોહરણ' એ અહિંસાનું પ્રતીક છે. આપણી કોઈ પણ

પ્રવૃત્તિથી બીજાને નુકસાન ન થાય—બીજાની હિંસા ન થાય એ રીતે વર્તવાનો તે આદેશ કરે છે.

આ વસ્તુઓનાં સ્વરૂપ અને પ્રમાણ કરતાં તેની પાછળ રહેલી ભાવનાને જો સમજવામાં આવે તો તે અંગે કોઈ પણ જાતનો કદાગ્રહ, દુરાગ્રહ કે હઠાગ્રહ થવાનો સંભવ નથી. 'ઉપકરણો'નાં સ્વરૂપ અને પ્રમાણ એ સામુદાયિક શિસ્ત-પાલન માટે છે, એટલે તેનું એકસરખાપણું જળવાઈ રહે તે ઇચ્છવા યોગ્ય છે.

(૧) 'સ્થાપનાચાર્ય'ની મહત્તા અને સ્થાપના-સંબંધી શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણે તથા દેવેન્દ્રસૂરિએ કેટલાંક સ્પષ્ટ વિધાનો કરેલાં છે, જેનો ઉલ્લેખ 'પંચિંદિય-સુત્ત'ના વિવરણમાં કરેલો છે.

(૨) 'મુહપત્તી' એટલે મુખ ઢાંકવાનું વસ્ત્ર. તેના માટે શાસ્ત્રોમાં નીચેના શબ્દો વપરાયેલા છે :—

| પ્રાકૃત. | સંસ્કૃત. |
|---|---|
| મુહપત્તી | મુખપટ્ટિકા |
| મુહપોતિઆ | મુખપોતિકા-મુખ-વસ્ત્રિકા-મુખાચ્છાદન |
| મુહણંતગ | મુખાનન્તક |
| પોત્તિઆ | પોતિકા |
| હત્થગ | હસ્તક |

મુહપત્તીનું માપ બૃહત્કલ્પ-ભાષ્યમાં નીચે મુજબ જણાવેલું છેઃ

" चउरंगुलं विहत्थी, एयं मुहणंतगस्स उ पमाणं ।
बितियं पि य पमाणं, मुह-प्पमाणेण कायव्वं ॥ "

" ચાર આંગળ ને એક વેંત એ મુહપત્તીનું પ્રમાણ છે. તેનું બીજું પ્રમાણ એ છે કે મુખના પ્રમાણે—મુખ ઢાંકી શકાય તે પ્રમાણે કરવી. "

તેનો આકાર ચારખૂણિયા એટલે ચોરસ યા લંબચોરસ હોવો જોઈએ, તેવો અભિપ્રાય યતિદિનચર્યાના નીચેના ઉલ્લેખથી સમજાય છેઃ

' चउरंगुलं०

व्याख्या-चत्वार्यङ्गुलानि एकः च वितस्तिः एतावता षोडशाङ्गुलानीत्यर्थः, एतच्चतुरस्रस्य मुखानन्तकस्य तु प्रमाणमुक्तम् '

ચાર આંગળ અને એક વેંત એટલે સોળ આંગળ. આ માપ ચોરસ આકારવાળી મુહપત્તીનું કહેલું છે.

તેની રચના કેમ કરવી તે અંગે આચારદિનકરની ટીકામાં જણાવ્યું છે કે ' तस्य समास्तना-वस्त्रस्य पाणिं वामतो विधाय, ततः परं भञ्जनेन द्विगुणं कुर्यात्, पुनस्ततोऽपि द्विगुणम्, ततः तिर्यग्भङ्गेनाष्टगुणं कुर्यात् । मुखपरिस्तथा वामपार्श्ववर्तिर्वलपाल्लिधारणम्, दशानां तु धारणं चोपरि । ' તેની રચના આ પ્રમાણે છે—કપડાની કિનાર ડાબી બાજુએ રાખીને તેને બેવડું કરવું.

પછી તેને ઉપરથી (ત્રીજા ભાગ જેટલું) બેવડું કરવું અને પછી તેને આડું વાળવું એટલે તે આઠગણું થશે. આ રીતે મુહપત્તી તૈયાર થાય એટલે તેને ડાબી ઘડીની બાજુએથી પકડવી અને તેના છેડા ઉપર આવે તેમ હાથમાં રાખવી.

મુહપત્તીના વસ્ત્રનો રંગ કેવો જોઈએ? તેનો સ્પષ્ટ ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી, પરંતુ પરંપરાથી શ્વેત વસ્ત્રને પસંદ કરવામાં આવે છે.

મુહપત્તી રાખવાનું પ્રયોજન પંચવસ્તુ, યતિદિનચર્યા, પ્રવચનસારોદ્ધાર, ઓઘનિર્યુક્તિ-વૃત્તિ તથા આચારદિનકર વગેરે ગ્રંથોમાં નીચે મુજબ જણાવેલું છે:

" संपाइम-रय-रेणु-पमज्जणट्ठा वयंति मुहपत्तिं ।
नासं मुहं च बंधइ, तीए वसहिं पमज्जंतो ॥ "

આવી પડતા સૂક્ષ્મ જંતુઓ અને રજ-રેણુના પ્રમાર્જન માટે મુહપત્તીને [ રાખવા ] કહે છે; વસતિ( ઉપાશ્રય )નું પ્રમાર્જન કરતાં તેના વડે નાક અને મુખને બાંધવું જોઈએ.

મુહપત્તી મુખ પર કાયમ બાંધી રાખવા માટે નથી, પરંતુ પ્રસંગોપાત્ત બાંધવાની છે. તે હકીકત શ્રીવિપાકશ્રુતના પ્રથમ અધ્યયનના નીચેના પાઠ પરથી સમજાય છે:

" तते णं सा मियादेवी तं कट्ठ-सगडियं अणुकड्ढमाणी अणुकड्ढ-

माणी जेणेव भूमिघरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता चउप्पुडेणं वत्थेणं मुहं बंधेति। मुहं बंधमाणी भगवं गोयमं एवं वयासी—"तुब्भे वि णं भंते! मुहपोत्तियाए मुहं बंधह," तते णं से भगवं गोयम मियादेवीए एवं वुत्ते समाणे मुहपोत्तियाए मुहं बंधेति।"

**ભાવાર્થ**:—ત્યાર પછી તે મૃગાદેવી લાકડાની તે ગાડીને ખેંચતી ખેંચતી જ્યાં ભોંયરું હતું ત્યાં આવે છે. આવીને કપડાનાં ચાર પડ કરીને તેની વતી મોઢું બાંધતાં બાંધતાં કહે છે કે, 'હે ભગવન્ ગૌતમપ્રભો! આપ પણ મુહપત્તી વડે મોં બાંધો.' જ્યારે મૃગાદેવીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે ભગવાન ગૌતમસ્વામી મુહપત્તી વડે મોઢું બાંધે છે.

આનો સ્પષ્ટ અર્થ એ છે કે જો ભગવાન ગૌતમસ્વામી કાયમ મુહપત્તી બાંધી રાખતા હોત તો મૃગાદેવીને આવી ભલામણ કરવી ન પડત. મતલબ કે તેઓ મુહપત્તી હાથમાં રાખતા હતા અને પ્રસંગ પડચે જ બાંધતા હતા.

મુહપત્તી એ સાધુનું ચિહ્ન છે. તે માટે શાસ્ત્રવાર્તા-સમુચ્ચયવૃત્તિમાં કહ્યું છે કે 'मुखवस्त्रोपयोग:—संपातिमरजो-रेणुप्रमार्जनार्थं मुखवस्त्रस्य आदानम्, निक्षेपादिक्रियायां पूर्वं प्रमार्जनार्थं, लिङ्गार्थं चेति।' મુહપત્તીનો ઉપયોગ—સંપાતિમ (આવી પડતા) જીવો, રજ અને રેણુના પ્રમાર્જન માટે મુખવસ્ત્રિકાને ગ્રહણ કરવામાં આવે છે. તથા કોઈ વસ્તુને મૂકવા લેવા વગેરેની કાંઈ પણ ક્રિયા કરવી હોય તો પહેલાં તે સ્થળ કે વસ્તુનું પ્રમાર્જન કરવામાં મુહપત્તીનો ઉપયોગ થાય છે. તેમ-જ મુનિ-વેષ ખાતર પણ મુહપત્તીની જરૂર છે.

હકીકત આ પ્રમાણે હોવાથી મુહપત્તીની આવશ્યકતા સામાયિક-પ્રસંગે સ્વીકારવામાં આવી છે.

(૩) **જપમાલિકા** એટલે નોકારવાળી. તે સૂતર, રેશમ, ચંદન, રતાંજલી, શંખ, પ્રવાલ, સ્ફટિક, મણિ, સુવર્ણ કે રજત આદિના ૧૦૮ મણકાને સૂત્રમાં પરોવવાથી બને છે. સાથે મેરુ હોય છે. તેનો મુખ્ય ઉપયોગ નવકારમંત્રના જાપમાં થતો હોઈને તે નવકારવાળી કે નોકારવાળી કહેવાય છે. લોકો તેને માળાના નામથી પણ ઓળખે છે.

(૪) ચરવળો( ચરવલઉ ).* આ ઉપકરણ સાધુના રજોહરણનો જ નાનો નમૂનો છે. તે માટે સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસમાં ખુલાસો કરેલો છે કે 'श्राद्धानां च रजोहरणं चरवलक एवेति' અર્થાત્ શ્રાવકોનું રજોહરણ ચરવળો જ છે. રજોહરણ એટલે રજને દૂર કરવાનું સાધન. પ્રાકૃતભાષામાં તે रओहरण કે रयहरण કહેવાય છે. તેનો પરિચય શ્રીહરિભદ્ર-સૂરિએ 'પંચવસ્તુ'માં નીચે મુજબ આપેલો છે:

"हरइ रयं जीवाणं, वज्झं अब्भंतरं च जं तेणं ।
रयहरणं ति पवुच्चइ, कारण-कज्जोवयाराओ ॥"

જીવોની બાહ્ય અને આભ્યંતર રજને દૂર કરે છે, તેથી તે રજોહરણ કહેવાય છે. અહીં પ્રમાર્જનરૂપ કાર્યનો રજો-હરણરૂપ કારણમાં ઉપચાર છે. આભ્યંતર રજ એટલે બંધાતા કર્મની પુદ્ગલ-વર્ગણાઓ.

* चलवलउ—પોથી—૭. પૃ. ૫૧.

'રજોહરણ'નો ઉપયોગ હાલતાં, ચાલતાં, બોલતાં, ઊઠતાં ભૂમિનું પ્રમાર્જન કરવા માટે તથા કોઈ જીવ-જંતુ આવી જાય તો તેને વગર ઇજાએ દૂર કરવા માટે થાય છે; અને તેથી જ તે સંયમનું ખાસ ઉપકરણ ગણાય છે. સાધુને માટે આ ઉપકરણ રાખવાનું ફરજિયાત હોય છે અને તેથી પ્રવ્રજ્યા-સમયે તેને ખાસ વિધિપૂર્વક આપવામાં આવે છે, પરંતુ કેટલાકનું કહેવું એમ છે કે રજોહરણથી સંમાર્જન કરતાં જીવોની દયા જોઈએ તેવી પળાતી નથી, તેથી તેને સંયમનું સાધન માની શકાય નહિ. પરંતુ તેમનું આ કથન ભૂલ-ભરેલું છે. રજોહરણથી પ્રમાર્જન કરતાં કોઈ જીવને ઇજા પહોંચતી નથી; બલકે જયણા-પૂર્વક તેને દૂર ખસેડી શકાય છે અને તેથી તે સંયમનું સાધન છે, એ નિર્વિવાદ છે.

રજોહરણના માપ માટે પંચવસ્તુમાં કહ્યું છે કે :

"बत्तीसंडगुल-दीहं, चउवीस अंगुलाइँ दंडस्स ।
सेसदसा-पडिपुण्णं, रयहरणं होइ माणेण ॥ गा. ८१४ ॥"

'રજોહરણ' બત્રીસ આંગળ લાંબું હોય છે, તેમાં ચોવીસ આંગળનો દંડ હોય છે અને બાકીનો ભાગ દશા-( દશીઓ-દિવેટો જેવા સુંવાળા ગુચ્છા )થી બનેલો હોય છે. આ પ્રકારે રજોહરણનું માપ જાણવું.

તેની બનાવટ હાલ જો કે ઊનમાંથી જ થાય છે, પણ પ્રાચીન સમયમાં તેના પાંચ પ્રકારો પ્રસિદ્ધ હતા, તેમ બૃહત્-કલ્પના નીચેના પાઠ પરથી જણાય છે:—

"कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा इमाइं पंच रयहरणाइं धारित्तए वा परिहरित्तए वा, तं जहा-उण्णिए उट्टिए साणए वच्चय-विप्पए मुंज-विप्पए नाम पंचमे ॥"

સાધુ અથવા સાધ્વીઓને પાંચ પ્રકારનાં રજોહરણો ધારણ કરવાનું તથા રાખવાનું કલ્પે છે, તે આ રીતેઃ "ઔર્ણિક, ઔષ્ટ્રિક, શાનક, વલ્કલ-વિકલ્પક અને મુંજ-વિકલ્પક." તેમાં જે રજોહરણની દશો ઊનની બનેલી હોય તે ઔર્ણિક કહેવાય છે; ઊંટના વાળની બનેલી હોય તે ઔષ્ટ્રિક કહેવાય છે; શણની બનેલી હોય તે શાનક કહેવાય છે. વલ્કલ નામના તૃણવિશેષને કૂટીને બનાવેલી હોય તે વલ્કલ-વિકલ્પક કહેવાય છે; અને મુંજને કૂટીને બનાવેલી હોય તે મુંજ-વિકલ્પક કહેવાય છે.

ચરવળાનું માપ રજોહરણ કરતાં નાનું હોય છે; જો કે કેટલાક સંપ્રદાયો તેની જગાએ છેક નાનો ઊનનો ગુચ્છો કે મોરપીંછ રાખે છે અને કેટલાક તેનું કામ પાથરણા વડે જ કરે છે; પરંતુ સામાયિક એ પ્રાયઃ સાધુ-જીવનનું અનુકરણ હોવાથી તે સમયે ચરવળો રાખવો એ વધારે યોગ્ય જણાય છે.

પાઉંછણ સામાન્ય રીતે દોઢ હાથ લાંબું અને હાથ-સવા-હાથ પહોળું હોવું જોઈએ, જેથી તેના પર બરાબર બેસી શકાય. ખુલ્લી જમીન કે ફરસબંધી પર ન બેસતાં આ જાતના આસનનો ઉપયોગ કરવાનું કારણ એ છે કે તેનાથી પોતાને

એ ખ્યાલ રહે છે કે પોતે સામાયિકમાં છે, ' તેમ અન્ય લોકો પણ એમ સમજે છે કે આ વખતે એ ધર્મ-ક્રિયામાં છે, માટે એને કોઈ પણ પ્રકારનો વિક્ષેપ કરવો નહિ.' તે જ રીતે ઊનના આસનનો ઉપયોગ સૂક્ષ્મ જીવ-જંતુને સહસા બાધક નહિ હોવાથી અહિંસાધર્મના પાલનની દૃષ્ટિએ પણ ઉપયોગી છે.

પુસ્તકો, સાપડો અને ઘડી કે ઘડિયાળ એ સાધનો પણ સામાયિકના સમયમાં પાસે રાખવામાં આવે છે, પણ તેનો સમાવેશ ઉપકરણમાં થતો નથી, કારણ કે તે વૈકલ્પિક છે.



ઇ–ઈ

ખ



ગ

## ઘ



## ચ

ય

ર

# વિશેષ નામોની અનુક્રમણિકા

## ( અ ) વ્યક્તિ વિશેષ

## (આ) સ્થાનવિશેષ

---

## અંતિમ વચન

**પ્રતિક્રમણ**ને અર્થથી, ભાખે જિન ભગવાન;
'દૂર ગયેલા જીવનું, પાછું ફરવું સ્થાન.' ૧.
**સૂત્ર**-માળ તેની રચે, ગણધર અતિ ગુણવંત;
અર્થ ગહન ભાવે ભરી, ઐદંપર્ય મહંત. ૨.
**પ્રબોધ** એ સૂત્રોતણો, હોય સમય અનુસાર;
તે કારણ રુડાં રચ્યાં, અંગો આઠ ઉદાર. ૩.
**ટીકા** તે પદગંભીરા, તેનો **પહેલો ભાગ**;
**કર્ત્તા**એ પૂરણ કર્યો, રાખી મન અનુરાગ. ૪.
બે હજાર ને સાતની, વિક્રમ કેરી સાલ;
**ધીરજ**ને ધરપત થઈ, હરખ્યા અમૃત-**લાલ**. ૫.

## પૃષ્ઠ ૪૨૦-૪૨૧નો સુધારેલો ભાગ

### શ્રદ્ધાદિ પાંચ સાધનો

ઉત્કૃષ્ટ 'ભાવસમાધિ'ની પ્રાપ્તિ માટે પાંચ સાધનો આવશ્યક છે: "(૧) શ્રદ્ધા, (૨) મેધા-પ્રજ્ઞા, (૩) ધૃતિ-મનઃપ્રણિધાન, (૪) ધારણા-અવિસ્મૃતિ અને (૫) અનુપ્રેક્ષા-**તત્ત્વાનુચિંતા.**" તેમાં શ્રદ્ધાની વૃદ્ધિથી મેધા-પ્રજ્ઞા, મેધા-પ્રજ્ઞાની વૃદ્ધિથી ધૃતિ-મનઃપ્રણિધાન, ધૃતિ-મનઃપ્રણિધાનની વૃદ્ધિથી ધારણા-અવિસ્મૃતિ અને ધારણા-અવિસ્મૃતિની વૃદ્ધિથી અનુપ્રેક્ષા-તત્ત્વાનુચિંતા વધે છે. પરિણામે આત્માના અધ્યવસાયો અત્યંત વિશુદ્ધ થાય છે અને 'ભાવસમાધિ' પ્રકટે છે. મહર્ષિ પતંજલિએ 'અસંપ્રજ્ઞાત યોગ' બે પ્રકારનો જણાવ્યો છે: 'ભવપ્રત્યય' અને 'ઉપાયપ્રત્યય'. તેમાં 'ઉપાય-પ્રત્યય અસંપ્રજ્ઞાતયોગ'નાં સાધનો નીચે મુજબ જણાવ્યાં છે:—

"श्रद्धा-वीर्य-स्मृति-समाधि-प्रज्ञा-पूर्वक इतरेषाम् ।"

"બીજાઓને (વિદેહથી અને પ્રકૃતિલયથી ભિન્ન મુમુક્ષુ યોગીઓને) શ્રદ્ધા, [ધારણા નામનો] પ્રયત્ન, ધ્યાન, સમાધિ અને વિવેકખ્યાતિ એ કારણવાળો [અસંપ્રજ્ઞાત યોગ થાય છે.]" સમાધિ પાદસૂત્ર ૨૦ (શ્રીમન્નથુરામશર્માપ્રણીત રહસ્યદીપિકા ટીકા).

આ સાધનોની સરખામણી નીચે મુજબ કરી શકાય:—

**શ્રદ્ધા**—તત્ત્વ પર અભિરુચિ; (શ્રદ્ધા)

**મેધા**—આત્માનો પટુ પરિણામ; તીવ્ર બુદ્ધિ; ( પ્રજ્ઞા )

**ધૃતિ**—મન : પ્રણિધાન; 'ધારણા' નામનો પ્રયત્ન; (વીર્ય)

**ધારણા**—અવિસ્મૃતિ; 'ધ્યાન' ( સ્મૃતિ )

**અનુપ્રેક્ષા**—તત્ત્વના અર્થનું ચિંતન; ( સમાધિ ).

**वड्ढमाणीए**—વૃદ્ધિ પામતી.

આ વિશેષણ શ્રદ્ધા વગેરે પાંચે ય પદોને લાગુ પડે છે.

**ठामि काउस्सग्गं**—કાયોત્સર્ગમાં સ્થિર થાઉં છું.

પ્રથમ 'करेमि' પદથી કાયોત્સર્ગ કરવાની ઇચ્છા દર્શાવી હતી અને હવે 'ठामि' પદથી તેમાં સ્થિર થવાની પ્રતિજ્ઞા કરવામાં આવે છે.

## ( ૬ ) અર્થ-સંકલના

અર્હત્-ચૈત્યોનું આરાધન કરવા હું કાયોત્સર્ગ કરવાને ઇચ્છું છું. વૃદ્ધિ પામતી શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાથી વંદનની ભાવનાપૂર્વક, સત્કારની ભાવનાપૂર્વક, સન્માનની ભાવનાપૂર્વક, બોધિલાભની ભાવનાપૂર્વક અને મોક્ષની ભાવનાપૂર્વક હું કાયોત્સર્ગમાં સ્થિર થાઉં છું.